

# ક્ષમાશીલ સુંદરી.




રચનાર અને પ્રકાશક:

જોશી પ્રાગજી દયાળજી જીંદાણી,

મુ. જામખંભાલીઆ.


કિંમત રૂ. ૧-૪-૦

શ્રી સરસ્વતી

# ક્ષમાશીલ સુંદરી

પ્રાચીન, અર્વાચિન, ગુર્જર લેખકોનાં કવિત, દુહાના
ઉત્તમ અનેક દ્રષ્ટાંતો ને પ્રશ્નોનું રસમય નિરૂપણ
કરતી એક મનોરંજક નવલ વાર્તા.



રચનાર અને પ્રકાશક
જોશી મગનજી દયાળજી ઝાંઝણી
મુ. જામખંભાળીઆ.

( પહેલી આવૃત્તિ )



સં. ૧૯૮૭ મુલ્ય-રૂા. ૧-૪ સને ૧૯૩૧.

આવૃતિ પહેલી

પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૭

સને ૧૯૩૧

પ્રકાશક:—જોશી પ્રાગજી દયાળજી જીંદાણી.

મુદ્રક:—હરીલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.

મુદ્રણસ્થાન:—શ્રી હરિ-હર પ્રીન્ટીંગ પ્રેસ,

૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# પ્રસ્તાવના

આ લઘુ કલ્પીત ક્ષમાશીલ સુંદરી વાર્તાનું પુસ્તક આપને સાદર કરતી વખતે અવસ્ય કલ્પીત વાર્તાઓમાં પણ સમાએલું ઉંચ શીક્ષણ, તેમજ સ્વભાવીક સામર્થ્યથી જાતી પ્રયત્નથી, પણ વીકાશને પામે છે. અનેક વિદ્વાનોએ પુરાણ, સંસ્કૃત, ફારશી, વીગેરેમાં અલ્પ પાયાપરથી કલ્પીત ઘણી વાર્તાઓ લખી છે. ભાટ, ચારણો વીગેરેનાં લખાણોમાં-થી લૌકીક વિષયો લઇને રસીક વાર્તાઓ તેમાં સમાએલો અમુલ્ય ઉપદેશ, કહેવતો, દૃષ્ટાંતો, સુંદર સરળ ભાષા, એ સર્વેનો યથાર્થ વિચાર કરતાં સ્વચ્છ ભાષા એ વાર્તામાં રસની વૃધ્ધી કરતા છે વિદ્વાન સામળભટે પોતાનાં ઉંચ કવિતમાં કહ્યું છે કે

કવિત—મહાન પુરૂષ માખણ ગૃહે, ગૃહે છત હીણા છાસ,

નીચ બુધ્ધિ નરકે પડે, વહાને વૈકુંઠ વાસ.

એ ઉપરથી લક્ષમાં આવશે કે જે જયવંતીના નામથી સૌ જન-સમાજનાં જાણવામાં આવતાં તે પોતાના ચારીત્રોનું દીગદર્શન બતાવી આપ્યું છે. તેણે અપાર સંકટો વેઠી કુંવારા સબંધમાં વજીર ફૂલસંગજી સાથે વાગ્દાનનો અડગપ્રેમ રાખી સ્થળે સ્થળે સીયળનાં પડતા સંકટોમાંથી મુક્ત થઇ, બોલેલાં વચનોને નિભાવવાની પ્રતિજ્ઞા-ઓ લીધી. દુર્જન લોકોનાં ખોટાંને ધૂર્તકૃત્યોને પ્રકાસમાં મુકી, દરેક સમયે અને ઠેકાણે ક્ષમાશીલ નામનાં મહામંત્રનો પ્રયોગ સાધી સાધ્વીરૂપે ગૃહસ્થાશ્રમનાં ધર્મની નિતીને અનુસરી આખરે કાશીક્ષેત્રમાં પુર્ણાહુતી કરી, માંગળીક આનંદને પ્રસંગે વાગ્દાનમાં મળેલા

પતિને કાશીપુરીનું રાજ્ય આસાન આપ્યું. વિષયોની લાલસાને છેદન કરી, નાખ્યાં હરી, બાવા બનાવી અંતે કાસીક્ષેત્રમાં તેઓને શીક્ષણ આપી હરણ કરેલ સંપતિ વ્યાજ સહિત બદલો આપી, તમામને હર્ષભેર વિદાય કર્યા. પતિની મુળ ગાદી ત્રંબાવટીમાં જઇ. સગાંધી, સ્નેહી, જનસમાજને મળી, પાછી કાશીપુરીએ આવી પતિની ઉજ્વળ કિર્તિનો વીજય વાવટો આ દુનિયામાં ચીરસ્થાઇ રાખ્યો કે જેનું અવલોકન આ વાર્તા અનુભવશે. આ વીર બાળા અડગવ્રત્તની પાળનાર, શીયળવતી સ્ત્રીઓનાં પ્રાધાન્યપદને દિર્ઘાયુષ્ય થવા સૌભાગ્યને દીપાવવા ધન્યવાદને પ્રાપ્ત થઇ. આ પ્રસંગે મારે ખુલ્લાં દિલથી કબુલ કરવું જોઇએ કે હું કંઇ મોટો ગ્રંથકર્તા નથી મને તો વાર્તા કરવાનો અભ્યાસથી જે મનને ઉદ્દભવેલ ઘટતા ફેરફાર સાથે જન-સમાજની સમક્ષમાં મુકયું છે. જેમ બને તેમ આ પુસ્તકની ભાષા સુદ્ધ ને સરળ રાખવા માટે મેં બનતો પ્રયત્ન કર્યો છે, છતાં કોઇ સ્થળે ફેરફાર જણાય તો પ્રિય વાંચનારે તે દરગુજર કરવું. કેમકે આવા પ્રકારની આ મારી પહેલીજ કોશેષ છે કેટલેક ઠેકાણે અસુદ્ધ ને ગામડી ભાષા માલૂમ પડશે. પરંતુ તેમ ઘટતે ઠેકાણે ઘટતી ભાષા વાપરવી જોઇએ.

કેટલાંક ગૃહસ્થોએ આ કામમાં કરેલી મદત માટે હું તેમનો આ તકે અંતઃકરણપુર્વક આભાર માનું છું.

ખંભાળીયા
એપ્રિલ ૧૯૩૧ } જોશી પ્રાગજી દયાળજી જીંદાણી

શ્રી

# ।। રામનાથની સ્તુતિ ।।

( ઝેર ગયાને વેર ગયા વળી કાળા કૃત્ય ગયા કરનાર )

લાવણીમાં ગવાય છે

જંગલ મંગલ મધ્યે સદાશિવ, શોભા અતિ ભારી
સ્થંભપૂર જગ મશહૂર શેહેરે, રામનાથની બલીહારી
અતાવર્તિ નીર તીરમંદિર, આંબલીએ અવિનાશી છાજે
નૂતન દેવળ દર્શન પરસન, જનમન રંજન હીત કાજે
ચિત્ર ચાતુરી કારીગરી, રંગ રોગાને દીસે સારી
સ્થંભપૂર જગ મશહૂર શેહેરે, રામનાથની બલીહારી ૧
ત્રિગુણ સ્વરૂપે રહ્યા સાનીધ, બ્રહ્મા, વિષ્ણુ, શીવદાતા,
જટા ગંગ અર્ધાંગે ગૌરી, આદ્ય શકિત, ઉમીયા માતા
ગજવદન ગૌરી નંદન ગણનાયક સાહ્યક સુખકારી
સ્થંભપૂર જગ મશહૂર શેહેરે રામનાથની બલીહારી ૨
રામ સખાવત હનુમાન રણધીર, વીર મહા બળવાન
ડાક, ડમરૂ, નંદી, ભૃંગી વીર ભદ્ર વગાડી બન્યા ગુલતાન

પૂજન અર્ચન પંચદેવ મલી, સેવા સેવક હયો સ્વિકારી,
સ્થંભપૂર જગ મશહૂર શેહેરે રામનાથની બલીહારી ૩
ગૌર અંગ શિવ પીએ ભંગ, ઉમંગ રંગ શિવ હર ભોળા,
રૂંઢ માળ ગલે શોભે વ્યાળ, ભોયંગ ભસ્મ વિભૂતિગોળા,
ભાલ ચંદ્ર ત્રિપુંડ વાઘમ્બર આસન વાહન નંદી સ્વારી
સ્થંભપૂર જગ મશહૂર શેહેરે રામનાથની બલીહારી ૪
અથાગ બન્યો રામ બાગ સુંદર મનહર ઓપી શોભે કૈલાસ
સુશોભિત પુષ્પ વૃક્ષ વેલી, વાસ સદા શંકર અવિનાશ
સફળ જન્મ સંસાર વાંચ્છના પુરી કરે શીવ ત્રિપુરારી,
સ્થંભપૂર જગ મશહુર શેહેરે રામનાથની બલીહારી ૫
ભાવ ધરી ભજુ ભકિત લેવા, દેવા દયા દીલ અંગ ધરો
ત્રૈલોચન સ્વામી અંતરજામી ત્રિવિધતાપ નર નારી હરો
દ્વીજ પ્રાગ ગણી દાસ હાથ ગૃહી નાથ દુઃખ દો વિદારી,
સ્થંભપૂર જગ મશહુર શેહેરે, રામનાથની બલીહારી ૬



શ્રી સરસ્વત્યૈ નમઃ

# ક્ષમાશીલ સુંદરી

## સ્તુતિ.

કવિત બરની ઉજ્વલ બરન, શરન જુગ અશરન શરની
કરની કરુણાં કરન, તરન જુગ તારન નરની,
શીર પર ધરની છત્ર, બરની સુખ સંપત્ત બરની,
ઝરની અમૃત ઝરન, હરન દુઃખ દાળીદર હરની,
ધરની ત્રિશુળ ધરન, ભવ ભય હરની સકલ ભય,
જગદમ્બ આડંબર તેજસુ, જય જુગ ધારની માત જય

## "અવગુણ ઉપર ગુણ"

કવિત અગ્ર અગ્નિપર ધરત, જરત તન સુંગધ સુબાસન,
કસત મસત કુલ ધઉત, તપત તાંદુલ ઉજાશન,
દુગ્ધ તપત્ત દધિ મથત, ધસત ચંદન મૃગ એનું,
તલહી તેલ રસ ઇખ, પાય બંધન પે ધેનું,
ફળ દેત અમ્બ પથ્થર હનત, ગનપત સુત્ત યું ઓચરે,
સુત્રિયા સુમિત્ર ગુનીજન, અવગુન તજી ગુનકું ગૃહે.

મહાન પુરૂષોનાં સુત્રો ઉપરથી સિદ્ધ થાય છે કે, પોતાને ગમે તેટલા બીજા લોકો અવગુણ કરે પરંતુ જ્ઞાતા પુરૂષોએ અવગુણની

ગણુના નહિ ગણુતા, પોતાના ગુણુનો પ્રકાશ અવગણુના ઉપર પાડી, મહત્વતા બતાવી આપે છે. અગરના ધૂપને અગ્નિમાં બાળવાથી પોતાનું તન બળવા છતાં સારી વાસ આપે છે, તેમજ ચોખાને બહોળા પાણીથી સાફ મસળી ધોઇ નાખીએ, ત્યારે પોતાનો ઉજ્વળ રંગ બતાવે છે. દુધને ગરમ કરી મેળવણુ નાંખી દહીં કરીએ, અને એ દહીંને મથીએ છીએ તો, તેમાંથી વિષ્ણું દૈવત (ઘૃત) બને છે. તેમજ સુખડને ઘસવાથી ચંદન થાય છે, તેમ વીણુંનાં નાદને મૃગ પોતાનાં પ્રાણુ આપે છે. તલ પીસ્યાથી તેલ નીકળે છે, ને શેરડીને ચીચાડામાં પીલી છોતાં કાઢી નાખે છે, તો પણુ શેરડી પોતાનાં ગુણુ મુજબ મધુર રસ આપે છે. કામધેનુનાં બન્ને પગ બાંધી દે છે, તો તે પણુ જગત્તનું જીવન રૂપ જે દુધ તે આપે છે, વળી આમ્રવૃક્ષને પથ્થર મારતાં આમ્ર, ફળ આપે છે, તેવીજ રીતે ગુણુવાન પુરૂષ અવગુણુને તજી પોતાનાં ગુણુથી આનંદ આપે છે.

પૂર્વે ત્રંબાવટી નામનાં નગ્રમાં ત્રંબકસેનુ નામે રાજા રાજ્ય કરતા હતા. અને તેની રાજ્યનિતીનું બીજા રાજાઓ અનુકરણુ કરતા હતા. તે રાજા સાદો ને સરળ સ્વભાવે, પ્રજા પાલનહાર હતો એનાં ઉત્તમ ગુણો એ ઉદ્યમ પરાયણુ થઇ પ્રજાનું રક્ષણુ કરતા. અને તે રાજાને જેમ નદીઓ, સમુદ્રને અનુસરે છે, તેમ પ્રજા અનુસરતી હતી. તે રાજાને એક નાનો ફટાયો ભાઇ હતો તેનું નામ ફુલસંગ હતું. તે ભાઇ મલ્લવિદ્યા, જોધ વિદ્યા ને શસ્ત્ર વિદ્યામાં નીપૂણુ તથા અભ્યાસી હતા. દરરોજ રાજકચારી એ વખત ભરાતી તે સમયે મોટા ભાઇને તાજમ ભરવા કચારીમાં આવતા હતા, બાકીનો સમય પોતાનાં નીમેલા કામકાજમાં ગાળતા હતા. ત્રંબાવટીના

પાદરમાં સરીતા કાંઠે રાજનો બગીચો કે જેનું નામ હવાઇ બાગ હતું. તેમાં એટલાં ને એવાં વૃક્ષો સુસોભીત અને સુગંધી પુષ્પો, વૃક્ષ વેલીઓ, હોજ, ફુવારા વીગેરે ઉપર માળીની સુંદર દેખરેખ દિન રાત્રિ રહેતી, અને પુરવાસી જનો તે બગીચાનો લાભ લેતાં ફરતાં હરતાં સાયંકાળે દરરોજ આવતાં, ને આનંદથી આરામ લેતા હતા વૃક્ષોની ઉદારતાને તથા પરમાર્થિંકપણાને મનુષ્ય જન્મ પહોંચી શકતું નથી. આ લોકમાં પરમાર્થ માટે જન્મ થવું, એ તો ફક્ત ચારજ દેહધારી મહાત્મા તુલીદાસે કહ્યા છે કે

સરોવર, તરૂવર, સંતજન, ચોથા વરશત મેહ
પરમાર્થકે કારણે, ચારૂ ધરીએ દેહ,

હવાઇ બાગની સુંદર મનોરંજક રચના

## તોટક છંદ

બાગ બન્યો નવ પલ્લવ સુંદર, જનમન રંજન કરી લલચાવે,
ફળી કદળી વળી જામ ફળો. સીતાફળી, સરસ સમય સરસાવે.
આમ્બ, જામ્બ, લીંબુ નારંગી, દાડમી દ્રુમ લતા લચકાવે.
વડ, પીપળ, પીપળી, લીંબડો, બીલી અગથીઓ, બોર બતલાવે,
ચંપા, ચંબેલી, મોગરો, માલતી, કેશુ કેતકી, કણેર શોભાવે
ગુલબાસ ગુલાબ ગુલદાવલી, ખીલી જાઇ જુઇ સુગંધી જણાવે,
પારીજાતક, સુરજમુખી શોભીત, હાર શંગાર હરિ કંઠ ધરાવે,
સારદ, સેવક પ્રાગ બાગ, નીરખી હરખી અતિ સ્નેહ ઉપજાવે.

એવી ઉંચ અને ઉત્કૃષ્ટ રચનાથી રચાએલો હવાઇ બગીચો, તેનો માળી તેની સંભાળ ઘણીજ સાવચેતી રાખવા સાવધ રહેતો હતો, છતાં પણ રાત્રી સમયે નિંદ્રા આવી જતાં હરણુ બગીચાની વાડ ઠેકી, ફૂળફુલ ખાઇ બગીચામાં રંજાડ કરી જાતા હતા. આ રંજાડથી કંટાળી સાયંકાળે કચારીમાં આવી પોકાર કર્યો. રાજા ત્રંબકસેન સિંહાસન ઉપર બીરાજી રહેલા, પાસે અમીર ઉમરાવ, મુસદ્દીઓ તથા પુરના સુભાશિત ગૃહસ્થો બેઠેલા હતા. અને યાચકો. બંદીજનો, રાજાનાં સુયશોના ધ્યાન કરતા હતા. નકીબ સુવર્ણની છડી ધારણ કરી, કચારી આગળ ઉભો રહી, ખમા અન્તદાતા ખમા અન્તદાતા, એવાં વાક્યોથી વિનવી રહ્યો હતો, ત્યાં દુતે આવીને ખબર આપ્યા કે, રાજાધિરાજ રાજબાગનો માળી કચારીમાં આવવાની વિનંતી કરે છે. રાજાએ હુકમ કર્યો કે આવવા દો–માલી સભામાં આવી, તાજમ ભરી, બોલ્યો કે ગરીબ પરવર, મારી એક દલીલ આપની સેવામાં નિવેદન કરૂં છું–કે આપનાં રાજબાગમાં, ઘણાં વર્ષો થયા સંરક્ષણ અર્થે રહ્યો છું–હાલ પંદર દિવસ થયાં રાત્રે હરણનાં ટોળાં આવી બગીચામાંનાં ફુલ, ફૂળ ખાઇ રંજાડ બહુ કરે છે, આપશ્રીને મારા ઉપર શંકા આવશે કે માલી ફૂળ–ફુલ વહેંચતો હશે. તેથી આલબેલ આપવાની અગત્ય જણાઇ છે કે, મારાથી બેઉ વખત દિવસ–રાત્રી ચોકી થઇ શકતી નથી. અને મારી ઉમર વૃદ્ધ થઇ છે, તેથી આ નોકરીથી મને ફારકત કરવા, કૃપા કરશો. મારા–માળી એ નામમાં બગીચાની સંભાળગત ખાતર નવાં વૃક્ષો રોપવા, બગીચાની સ્વચ્છતાઇ, ઝાડખીડને પાણીનું સીંચન કરી ઉછેરવાનું છે. પરંતુ ચોકી માટે તો આપ નામદાર તરફથી બંદોબસ્ત

થવો જોઇએ. માળીનાં કહેવા ઉપર સર્વે કચારી વિસ્મય થઇ જોઇ રહ્યાં, કે માળીની દલીલ ખરી છે. રાજબાગનું શું કરવું એ વિચાર કરવા લાગ્યા, રાજા સચીવ સામે દ્રષ્ટિ કરી કે સચીવ શું જવાબ આપે છે, આ અરસામાં સાયંકાળની કચારીનો સમય જોઇ, નાના ભાઇ ફુલસંગજી પધાર્યા, અને વડીલ બંધુને રાજનીતી રીતીથી તાજમ ભરી ઉભા. રાજ્ય કચારીમાંથી કોઇએ પણ ફટાયા રાજકુંવરનો સત્કાર કર્યો નહિ. આ ઉપરથી તે કુંવરને માઠું લાગી આવ્યાથી તરત વિદાય થઇ ગયા. એ બીનાથી કચારી અજ્ઞાત રહી તો પણ પાછા જતી વખતે રાજની નજર તેમનાં ઉપર પડી, અને બોલ્યા કે—આહા; આ શું ? મારા નાના ભાઇ ફુલસંગજી કચારીમાં પધાર્યા તેને સચીવ—આપણાથી આવકાર પણ અપાયો નહિ. તેથી તેઓ ગુસ્સે થઇ વીલે મોઢે ચાલ્યા જાય છે. તેમને વીનયથી પાછા બોલાવી લાવો. સચીવ—બહુ સારૂં મહારાજ, જેવી આપની આજ્ઞા. સચીવ દોડી જઇ કુંવરની સામે નમન કર્યું અને કહેવા લાગ્યા કે—સાહેબ આપને વડીલશ્રીએ બોલાવ્યા છે. ફુલસંગજી કહે—ભાઇને રાજ્યનો મદ થયો છે ત્યાં જવાથી અપમાનને પાત્ર થવાય છે. સચિવે વિનંતીપુર્વક આજીજી કરી સમજાવી તેડી આવ્યા. કચારીમાં કુંવરનાં આવ્યાથી ત્રંબકસેન કહે ભાઇ પધારો. અમારી કસુર જાણમાં આવી ગઇ. તે સાંભળી, કુંવર નીચું જોઇ કહેવા લાગ્યો કે, વડીલ ભ્રાતા—હજી હું રાજથી નિર્થક છું. માત્ર આપનાંજ આશ્રયથી મારૂં જીવન ગુજારૂં છું. આપતો રાજપદને પામ્યા છો. રાજપદ—એ મોટામાં મોટું એક મદનું સ્થાન છે. રાજમદ—ધનમદ—ભાઇઓનું મદ શરીરની આરોગ્યતા—બળનું મદ એ સર્વે મદને સાચવી સંભાળીને વર્તવું

ઘણું મુશ્કેલ છે. વલી પરમાત્માની આપેલી પ્રભુતાઇ એ સાથે મળ્યાથી પુરૂષ પોતાના સમાન બીજાને જાણી જોઇ શકતો નથી. તો ઉતરતી પંકતીની તો ગણુનાનીએ શું ગણુતી ? માટે ભ્રાતા, એવા મદ કોઇનો પણ ચીરસ્થાઇ રહ્યા નથી. તે આપ રાવણુના ઉદાહરણુથી સિદ્ધ છે કે—કવિજન કહયું છે કે

દોહરા—ધીક જીવડા જહાં બેઠવો, જહાં નહિ આદરમાન
ધીક જીવડા જહાં બેઠવો. જહાં મન પામે નહિ સનમાન.

દુહા—અમે પરદેશી પાન, વાના વીંટાળેલ આવીઆ,
કોઇએ દીધાં નહિ માન, અમે પાધરથી પાછા વળ્યાં.

દોહરા—વેરી આવે બાપરો, સુધાસમ કરાવીએ પાન,
ગૃહસ્થાશ્રમનો ધર્મ એ, પ્રભુ રહે મહેરબાન.
ધનથી અધિકતા ધરણીએ, કહેતા રૂપી રાજન,
ગુનીજન કહે જ્ઞાતા સુનો, માનો મહતા ધન.

આવાં અનેક દોહરા-દુહા-સુત્રોથી જણાય છે કે, નાના મોટા જ્ઞાનીએ સર્વે મનુષ્યને માનની તો જરૂર ઇચ્છા હોય છે. ફુટાયા રાજકુંવરના બોલવા ઉપરથી રાજા કહેવા લાગ્યા કે, ભાઇ આપની વાત સાચી છે. પણુ આપના આગમન વખતે બગીચાના માલીએ આવી એક અરજી મુકેલી હતી, તે વિચારમાં પડવાથી આપનો સત્કાર થયો નહિ, એથી આપને દુખણુ લાગી ગયું. ફુલસંગજી કહે એમાં વિચાર જેવી શી હકીકત હતી ? જો માળી રાત્રીએ દિવસે રાજબાગ નહિ સંભાળી શકે, તો મારે ચોકી કરવી અને બગીચો

સંભાળવો. જો આપ આજ્ઞા આપો તો હું તૈયાર છું. ત્રંબકરીને કહે, બેઉ સમયની ચોકી આપનાથી પણ થાય નહિ. તેથી એમ કરો કે, દિવસની તમારી ચોકી, અને રાત્રિએ માળીની ચોકી, તેમાં તમોને ચાલીશ શીરબંદીઓ સાથે રાખવા, બગીચાની ચારેગમ ચોકીપેરા પર રાખી આપજો. આપને તો, બાગનાં હવાઇ મહોલમાં બેશી રહેવું ને જરાપણ તકલીફ લેવી નહિ. વળી સહવારે કસુંબા આપણે બંને સાથે પીશું; બપોરના કસુંબા શીરબંદીની સાથે લેવા, સાયંકાળે હું ડોઢીમાં તૈયાર રાખીશ, ને આપ આવો તે વારે સાથે લેશું. બપોરનાં ભોજન રાણીવાસમાંથી દાસીદ્વારે તમને બગીચામાં પહોંચી જશે. રાત્રીએ પાસે બેસી સાથે ભોજન બેઉ ભાઇ કરીશું. આ પ્રમાણે હકીકતથી વાકેફ કરી સહવારે નોકરી ઉપર જવા આજ્ઞા કરી આ હકીકતની ખબર દાસી સાથે રાણીવાસમાં મોકલી રાણીને જાણ કરી ત્યાર બાદ કચારી વીસરજન કરી દરબાર શ્રી ડોઢીમાં પધાર્યા.

દાસી રાણીવાસમાં આવી ખબર આપ્યાં કે, મહારાજાની આજ્ઞા છે કે આપનાં દેવરજી-ફુલસંગ દરબારને બગીચાની નોકરી આપી છે. અને આપને કહાવ્યું છે કે, રાજરીતીનાં પ્રમાણે ભોજનનાં થાળ પીરશી, દાશી મારફત રાજબાગમાં મોકલી આપવા ભલામણ કરી છે. અને કાંઇ ન્યુનાધિક ન દેખાય તેમ વર્તવું. રાણી આ સાંભળી વિસ્મય થઇ ગયાં પણ ઉપલક મનથી જવાબ આપ્યો કે બહુ સારૂં, રાજાની આજ્ઞા શિરોદ્ધાર કરીશ. એમ કહી નિશ્વાસ મુકયો. દાશીએ પુછ્યું કે આ નિશ્વાસ કેમ મુકયો. રાણી કહે બેન કાંઇ નહિ કહેતાં ઉભરો આવી ગયો ને કહેવા લાગી કે, રાજા તો

કાલે રાજ પણ સોંપી દેશે, એટલે બાઇ મારૂં પગથીઉં ઉતરતું સમજવું. કારણ કે દરબાર શ્રીની વયોવૃદ્ધ સ્થિતી છે, તે પછી રાજનો હક તેમનોજ છે. આવા ખેદકારક વચનોથી દાસીને ઉતર આપ્યો. આવા દ્વેશભાવ-અદેખાઇનો કાંટો રાણી સાહેબનો સાંભળી દાસીએ રાણી પ્રત્યે કહ્યું-બા સાહેબ, એવાં એવાં નકામા વિચારો કરવાં નહિ. તમારા દેવર ઘણાં પવિત્ર, સરળ સ્વભાવ, પ્રમાણીક, માયાળુ, મીલનસાર અને નીખાલશ દીલનાં ઊતમ ગુણોવાળાં છે. આપના પ્રત્યે માતૃભાવના અમારા જાણવા-જોવામાં આવે છે. એ અમારે એમની ગેરહાજરીમાં ખાત્રી આપવી પડે છે. દાસીનાં વચનોથી રાણીનું મન શાંત પડયું નહિ, પણ ઉલટા વિચારમાં ગુંથાઇ ગઇ. દાસીને આજે કામકાજની વહેંચણ કરી આપી પોતે એકાંતમાં જઇ દેવર વિશે તર્ક વિતર્કો કરવા લાગી. મહાન પુરૂષો કહી ગયા છે કે—

દોહરા—અબળા રહે જો એકલી, નબળા કરે વિચાર,
ઉમળા આવે અંગમાં, દેવરપર ધરવા ખાર.

પોતાનાં દેવરને અકળાવી રાજથી ભ્રષ્ટ કરવા, ખાવા પીવામાં કુંટાળો આપી એવાં એવાં વિચાર કરી. બપોરનાં જમવાનું દાસી સાથે મોકલવા પડે છે તે થોડા દિવસ સારાં બનાવ્યાં. બાદ કેટલાંક દિવસ પછી થાળની રસોઇમાં, ટાઢું, ઉનું એકઠું મેળાવી મોકલતી હતી. બગીચામાં ફુલસંગ થાળ પાસે જમવા બેસે છે જો કોળીઓ, હાથમાં જોવા લે છે કે મનમાં જાણ્યું કે ટાઢું ઉનું એકઠું કરેલું અન્ન છે. હશે, આવી ભુલ રાણીની તો હોયજ નહિ, પણ દાસીઓમાંથી કાંઇ

ગોટો થઇ જવા સંભવ રહે તો નવાઇ નથી. એમ માની હાથનો ગ્રાસ શીર સાથે ચડાવી આચમન લઇ, થાળને પાછો લઇ જવા દાશીને કહ્યું. દાશી થાળને લઇને રાણીવાસમાં આવી. એમની એમ પીરસેલી બધી રસોઇ પાછી આવવા માંડી તેને પંદરેક દિવસો વીતી ગયાં, એક દિવસ પાછો થાળ દાસીએ નજર પાસે મુકયો, એટલે ઉમાદે રાણી–દાસીને પુછવા લાગી કે દાસી થાળ, એમનો એમ પાછો તું લાવે છે, તેનું કારણ શું છે. કંઇ ફુટાયા દરબાર, બાગના ફળ, ફળાદિક ખાઇ નિર્વાહ કરે છે કે શું અને જમતા કેમ નથી. મારી રસોઇ માફક કેમ આવતી નથી, દાસી કહે બા સાહેબ એક ગ્રાસને હાથમાં લઇ માથે ચડાવી, દરબારશ્રી દરરોજ ઉઠી જાય છે. તેનું કારણ કંઇપણ સમજાતું નથી.

એક વખતજ ફુલસંગ રાત્રે બેઉ ભાઇઓ સાથે બેસીને જમવાનું લેતાં હતાં. આમ કેટલોક વખત ચાલ્યાથી તેનું શરીર શુષ્ક પડવા લાગ્યું, એમ દરરોજ વિચાર કરતાં મનમાં વીમાસણુ કરવા લાગ્યા કે આ ભૂલ રાણીની કે દાસીની? આવતી કાલે પુછી તપાસ તો કરી જોઉં, બીજે દીવસે દાસી જમણનાં થાળ બગીચામાં લઇ આવીને, હવાઇ બંગલામાં દરબારશ્રી ફુલસંગજી પાસે ધર્યા કે તરતજ તેમાંથી એક કોળીઓ લઇ જોયું તો, હરહંમેશ કરતાં વધારે ટાઢું અન્ન જોવામાં આવ્યું, કોળીયો–વાસણમાં મુકી દીધો ને દરબાર કહેવા લાગ્યા કે દાશી-તું રોજ થાળ લાવે છે તે કોણ રાંધે છે, અને થાળ કોણ તૈયાર કરે છે, દાસી કહે દરબાર શ્રી, મારો અપરાધ ક્ષમા કરશો. કેમ કે અમારે રાત, દહાડો બા પાસેજ રહેવાનું હોય

છે, અમે ગરીબ નોકર હોઇને આપની પાસે કાંઇ પણ કહી શકીએ નહિ. ફુલસંગજી આ ઉપરથી કહે છે કે–કંઇ ચિંતા નહિ. હું કોઇને વાત કરીશ નહિ. મારેજ જાણવાની જરૂર છે. ફટાયા કુંવરનો ઘણો આગ્રહ જોઇ–દાશી–ખાવિંદ એવાં કૃત્યો અમારી બા સાહેબનાં છે. અને તે જાણીનેજ ઇરાદાપુર્વક કરે છે. ફુલસંગજી કહે કે તેમાં મારો અપરાધ શું બતાવે છે? દાશી કહે–ગુન્હો એજ કે હવે પછી આપને રાજ મળે તે વારે તે બા સાહેબનું માન આપ તરફથી નહિ જળવાય તેથી આપને કલંકિત બનાવી, બંને ભાઇઓનાં ગાઢ સ્નેહમાં વીખવાદ કરી કુસંપ બીજ રોપવા એવા વિચાર ઉપર છે. આ સાંભળી ફુલસંગજીને દાશીનાં વચનોથી ખાત્રી પડી કે–સ્ત્રી જાતી ન કરે તે થોડું. નારીજાતિથી ઘણાં રાજ્યની પાયમાલી થઇ છે. કહેવત છે કે—

દોહરો—નારી કોઇની થઇ નહિ, નહિ કોની થાનાર,
નારી વસ જે નાવલો, તે નરને ધિકાર.

આ પ્રમાણે દેખાતી રાજ્યમાતાની વર્તુણુકથી ફુલસંગજીને એક ભારે બોજો અને ભય રહેવા લાગ્યો કે પરમાત્માની ઇચ્છા શું હશે? આમ વિમાસણ કરતા હતા એવામાં એકસમયે એક ભાઇઓ સાયંકાળે સાથે ભોજન કરવા બેઠેલાં હતાં. તે વખતે મોટાભાઇની નજર ફુલસંગજી પર પડી, મોઢાનો ચહેરો નરમ જોઇ પુછવા લાગ્યા કે ભાઇ બગીચાની નોકરી જરા શરીરને દુઃખદાઇ થઇ પડી હોય, એવો મને તમારા ચહેરા ઉપરથી ભાસ થાય છે. શરીર કેમ સુકાઇ ગયું છે. તમને કંઇ અગવડ છે? કહો કંઇ અગવડ હોય તો માણસો બીજા

તમોને મહતે આપું. કાં હવેથી તમો બગીચામાં જશો નહિ. અને અન્યની ગોઠવણ કરી લેશું.

પ્રત્યુતરમાં પુલસંગ કહે છે કે વડીલ ભ્રાતા, મારા શરીરે જન્મમાં આવી કસોટીએ હું કદીપણ આવ્યો નથી. હોય ચાર દિવસ પ્રથમ અગવડતા લાગે, પણ કાયર બનવું એ ઉતમ નથી. આપણે ક્ષત્રીનાં બીજ છીએ. આગળ તકલીફ ઘણી ઘણી આવે, કોઇ વખત રણસંગ્રામ કરવાં પડે, તેથી શરીરને નાનપણમાં કસોટીએ ચડાવીએ, ત્યારેજ આપણે આગળ જાતાં મહાન કાર્ય રાજકાજમાં ઉકેલી શકીએ. તેથી કંઇ અગવડ નથી હું ઘણોજ ખુશી છું. પરંતુ જેષ્ટ ભ્રાતા, મને એક શંકા થાય છે કે, આપણે બન્ને ભાઇનો પ્રેમ સ્નેહભાવ આમને આમ વધતો રહેશે કે કેમ ! તેનું અનુમાન કરવું મુશ્કેલ થઇ પડયું છે બીજું દુઃખ મને કંઇ નથી દરબાર શ્રી ત્રંબકલેને પોતાના ભાઇને ધૈર્ય આપતાં કહે છે કે તમારે જરાએ કોઇપણ વાતથી શંકા લાવવી નહિ હું થોડાજ સમયમાં તમોને રાજતિલક આપવાનો છું. એમ કહી દરબારશ્રી નીચે દોઢીમાં પધાર્યાં. બેઉ ભાઇઓની વચ્ચે સ્નેહરૂપી સજજડ બીના રાણીએ રસોડામાં સાંભળી, તે વારે પુલસંગજી જમવામાં જરા પાછળ રહી ગયા હતા તેથી એકલા જાણી રાણી સામે આવી કહેવા લાગી કે દેવરજી હવે તો તમે રાજ્યપદને પામશો. દેવર કહે ભાભી રાજપદને શું કરવું છે, પરંતું રાજમાતા હું આપને વિજ્ઞપ્તીથી પુછું છું કે ભોજનમાં જે કાંઇ તમારા તરફથી, મારા ઉપર આટલો અભાવ દેખાય, તે રાજમાતાને લાયક ન ગણાય, મારો કાંઇ વાંક ગુન્હો નથી. વળી મારા ભવિષ્યમાં રાજ નથી, દૈવેયોગે

કદાચ મળે, તો પણ આપના પ્રત્યે મારો જે માતૃભાવ છે તે અવિચ્છીન રહેશેજ એ ખાત્રી રાખજો ને તે રાજવટના ધર્મથી ખાત્રી સમજશો એટલું કહી દાઢીમાં બંધુ પાસ આવી બેઠા, ને કેટલીક કલ્પનાઓ કરવા લાગ્યા.

અહીં રાણીવાસમાં રાણી દાસીઓનાં જુથમાં બેઠેલ હતી ત્યારે દાસીઓ રાણી ઉમાદેને હાસ્ય વદનેથી કહેવા લાગી કે, બા સાહેબ, આગળ આપણે નવ દેરીએ રાજ બાગમાં રમણ કરવા એમજ જતાં હતાં, અને હાલ ઘણો વખત થયાં આપ કંઇ કેમ બોલતાં નથી ? તે શું રમત, ગમત ઉપર આપનો પ્રેમ ઓછો થઇ ગયો છે, રાણી કહે—દાસી એ બધું અવસ્થાનું છે. છતાં આજે તમે યાદ આપ્યું જેથી, જા, દાસી તમે દરબારશ્રીની આજ્ઞા માગી આવો, કે રાણીને રાજબાગમાં ગરબે રમવા જવાનું છે, જો રજા આપે તો જાઇએ. દાસીએ હજુર પાસે તે વાત નિવેદન કરી, હજુરે જવાની આજ્ઞા આપી, કે તરતજ દાશી રાણીવાસમાં આવીને હજુરની આજ્ઞા સંભળાવી.

ઉમાદે રાણી ખુશી થઇને કહે કે આ કામ ઘણુંજ સારૂં થયું. આપણું કામ થાશે, ને હું દેવરને જમાડી પણ આવીસ, એમ કહી રસોઇનાં સાહિત્યો જમવાનાં થાળમાં ગોઠવવા લાગી, તેમાં હમેશ કરતાં વધારે ઠંડુ અનાજ ગોઠવી આપ્યું. પોતે નવનવાં સણગારે સજ થઇ વેહેલમાં બેઠી. દાશી ઉપર ભાતનાં સુંડલા દેવર માટે આપ્યાં.

દાસીઓ આગળ ચાલે છે, વેહેલની ઘુઘરમાળનાં નાદ થઇ રહ્યાં છે, ને રાણી ખોટાં ઘાટ ઘડવા લાગી, વહેલ—બગીચે પહોંચી, રાણી

મહેલમાંથી નીચે ઉતરી દાસીઓને કહેવા લાગી, કે તમે સૌ ફુલ, વાડામાં જઇ કળીઓ ચુંટી હાર, તુરા બનાવો, ત્યાં હું હવાઇ મહેલમાં ખાસ દેવરને જમાડી આવું. એમ કહી દાસીને સાથે તેડી મહેલમાં આવી, ત્યાં થાળની ગોઠવણ કરી, દેવરને બગીચામાંથી બોલાવ્યા, દાસી દરબારશ્રીને તાજમ ભરી કહેવા લાગી નામદાર આપને રાજમાતા જમવાને બોલાવે છે. આ વચનથી કુંવર ભયભીત તો થયો, પણ મન સાથે ધીરજથી વિચાર્યુ કે રાજમાતા પોતે પધાર્યા છે, તેથી જમણ કંઇક સારૂં હોવું જોઇએ. એમ જાણી બગલમાં તરવાર લઇ, મહેલમાં આવી માતુશ્રીને નમન કરી કહેવા લાગ્યો કે, માજી આજે મને કૃતાર્થ કરવા આપ જાતે પધાર્યા, તે ખરેખર મારા ભાગ્ય ઉદયની નીશાની છે. એમ કહી શમશેરને પાસે મુકી, વીર આસન વાળી જમવાને બેઠા. જ્યાં જમણનાં પાત્રોમાંથી જમવાનું લઇ મોમાં મુકવા જાય છે, ત્યાં ઘણી દુર્ગંધ છુટી ને ગ્રાસને થાળમાં મુકી દીધો. આ બનાવ જોઇ રાણી કહે દરબાર સ્વાદ કંઇ જમણમાં હોય નહિ, સ્વાદ તો પ્રેમમાંજ રહેલ છે. જમણ તો સ્વાદ જમતાં સુધી જીભે રહે. પણ આખરીએ વિષ્ટા રૂપ થઇ જાય છે. એમ કહી દેવરને સમસ્યામાં સમજાવે છે.

દોહરા—અન્ન પીરસે આનંદ નહિ, પ્રેમ પીરસવા કાજ,
વિવિધ સ્વાદ શરીરમાં, ચખાડું તમને આજ.

આવી દુરાચારી માગણી ફુલસંગજીએ જાણતાં તરતજ ક્રોધાગ્નીવડે દરબાર તલવાર લઇ ઉભા થઇ ગયા. રાણી નીચું જોઇ કહેવા લાગી દરબાર શ્રી, જો ખાનપાન આદિનાં સ્વાદ ભોગવવાં હોય, તો સ્ત્રીને

પરણો. પારકાની ઉપર માંડી બેશી રહેવું નહિ. આટલાં દિવસો થયાં મારી સમસ્યાની સાન આવી નહિ. ને નકામા દુબંલપણું ભોગવ્યું. જેમ જે ખેડુતનાં સેઢામાં નાગરવેલનો ચારો હોય, તેનાં બળદ કદી દુબંળ હોય નહિ. પણ નાગરવેલનાં ચારા ચરવાનું સહેલું નથી. એતો જ્યારે પ્રેમને પોતામાં લપેટી દેવાય ત્યારેજ મલે છે એમ કહી-સમસ્યામાં કહે છે કે—

દુહા—દેરીડા તું કાં દુબળો, સેઢે નાગરવેલ,
પંડ પારકાં જો કરો સોને દઉં મહેલ.
દોહરો—પારકી પોતાની થાય નહિ, કદી પોતાની ચાહે,
મીટ મેળાવો જો થએ, દુધ સાકર મળી જાય.

આવાં આવાં મામીંક શબ્દો સાંભળી, ફુલસંગજીને ક્રોધ તો હતો, તેમાં વિશેષ થતાં સમશેરને ડાબે હાથે ખેંચી રાજમાતાનો ચોટલો પકડી ગરદન ઉપર શમશેર મારવા જાય છે, કે દાસીઓ પહોંચી આવી. દરબારશ્રીનો હાથ પકડી શમસેરને લઇ લીધી. ને કહેવા લાગી કૃપાનાથ, ક્ષમા કરો, ક્ષમા કરો, આપ તો ક્ષત્રીપુત્ર ખરા છો, આપને હાથે સ્ત્રી હત્યા થાવી જોઇએ નહિ. એમ દાસીઓ કાંગારોડ કરતી વિનંતી કરવા લાગી કે—

છપય

સ્ત્રીનાં વાંક હજાર, તોય તેને નવ હણવી
ડહાપણ દશ હજાર, તોય મુરખમાં ગણવી.
સતી શીરોમણી શુદ્ધ, હોય જશહિણી જારી,
હૈયે અદકું હેત, તોય નાંખે તે મારી.

નારી અવગણુ ગણુવા નહિ, ચતુરાં ગણી ન ચુકવી,
સામળ કહે હણુવી નહિ, માનુની જીવતી મુકવી.

એમ કહી દરબારને દાશીઓ શાંત પાડે છે. અને ઉમાદે રાણી ને મુક્ત કરી કે તરતજ વેહેલમાં દોડતી બેશી ગઇ ને દાસી સાથે ખબર કહાવ્યા, કે દરબાર આનું પરિણામ બહુ માઠું ઉપજશે. એમ કહી વહેલમાં રવાનાં થઇ, રાણીવાસમાં આવતી રહી, દાશીએ ફુલસંગજી ને બગીચામાં કહ્યું કે અમારી બા—સાહેબ કહે છે કે—દેવરજી તમે ચેતતા રહેજો. પરિણામ માઠું છે. ફુલસંગ દાશીને કહે છે કે તું ત્યાં જઇ કહેજે કે તમારાથી થાય તે પરમાત્માથી ન થાય, હું તે માટે નિડર છું કાંઇ દરકાર નથી એમ દુહાથી જાણુ કરજો.

દોહરા—ધ્રૂ ચળે મેરૂ ડગે, ગમગમતે ગીરનાર,
ટેક તજુ નહિ તારૂણી, રજવટ ધર્યો અવતાર.

આ સંદેશો લઇ દાશી રાણીવાસમાં પહોંચી આવી.

ફુલસંગજી રાણીનાં ગયા પછી મોટા વિચારના વમળમાં પડી ગયા ને વિચારે છે કે રાણી શું કરશે, જરૂર બને ભાઇઓનાં વચ્ચે કુસંપનાં બીજ રોપશે. કારણ કે સ્ત્રી ચરિત્રને કોઇપણુ જાણી કે જીતી શકયા નથી અપવાદમાં કહેવાય છે કે "આભ ગાભને વરસા કાળ, ને સ્ત્રી ચરિત્ર ને રોતાં બાળ."

આમ ફુલસંગજીને આથી ઘણીક ફિકરો રહેવા લાગી. બીજી બાજુ-એ રાણીને ફુલસંગજીના નિડરપણાંની, બીનાં દાશીએ કહી સંભળાવી જેથી રાણીને પણુ અગ્નીમાં ઘીની આહુતી દીધા જેવું લાગ્યું.

તેથી ઉમાદે રાણીએ, પોતાનાં સણુગારો તજી અણુશોભતાં ધારણ કર્યાં, ને ઘોડારમાં જવાના ઇરાદા ઉપર આવી દાશીઓને કહ્યું કે, હું ઘોડારમાં જાઉં છું. બતીનો વખત થાય ત્યારે રાજ મહોલમાં દીવાબતી નહિ કરતાં અંધારામાંજ બેશી રહેવું. કદી મહારાજાની મહોલ સામે દષ્ટી પડે, ને તમને પુછે તો તમારે કંઇપણ બોલવું નહિ. મારા વિસે પુછે તો કહેવું કે ઠકરાણી ઘોડારમાં છે. આમ બોલી મોન રહેજો. હવે રાણી ઘોડારમાં જઇ ખાટલાની પાંગત છોડી, માથાનાં કેશ છુટા મુકી, તુટ મુટ ખાટલીમાં સુતી તેમાં દાઢી, ઘુંટી ને ગોઠણુ એકય જેવો દેખાવ થઇ ગયો હતો. સાંજનાં સમય થતાં દરબાર શ્રી ત્રંબકશેને અમલનાં કસુંબાઓ ઘોળી હમેશ મુજબ પ્યાલીઓ ભરી રાખી કે નાના ભાઇ આવશે ત્યારે કસુંબો લેશું. એ વિચાર કરતાં રાજાની નજર રાણીવાશની બારીએ પડી ત્યાં દીપક જોયો નહિ. દાશીને બોલાવી પુછ્યું રાણી વાશમાં દીવા કેમ નથી. દાશી હાથ જોડીને ઉભી રહી. ગરીબ પરવર આપનો કાયદો છે કે દિવાળી અગાઉ એક માસ–રાજાથી રંક નાં ઘરમાં એક દીવો દરરોજ થાતો હોય તો બે દીવા કરે, આ રીવાજ પ્રચલીત છે. પરંતુ રાણી સાહેબ ઘોડારમાં છે, આમ કહી દાસીઓ સમસ્યાથી સમજાવે છે.

દોહરા–ઘરઘર દીવાળી રહી, દીપક જોત પ્રકાશ,
મોહલે ફાગણુ સુદ લગી ભડકા બળે અવાસ.
આધે ઓલાઇ જશે, પગની નહિ ઓલાય,
અંતર ઝાળું લાગીયું, કદી નહિ ઝંપાય,

બીજક રેપ્યાં કલેજાનાં, સીંચ્યા ભર્યાં નીર,
ઉંડા મુળ અવની જશે, કાપતાં કંપે શરીર.

આ પ્રમાણે દાસીઓનાં ખેદ ઉપજાવે તેવાં ગુપ્ત વચન સાંભળી ત્રંબકસેન રાણી પાસે ઘોડારમાં આવ્યા. પતિને આવતા રાણીએ જોતાં શોકાતુર મુખ કરી નેત્રમાં પાણી ભર્યાં, નજીક આવતાં રૂદન છુટા મુકી દીધાં, આ દેખાવથી રાજા દીંગમુઢ બની ગયો. આવો કલ્પાંત રાણીનો મેં કોઇ દિવસ જોયોજ નથી. નકી કોઇ પણ કારણથી રાણીનું મન બહુજ દુઃખાણું છે, એમ ધારી નારીને ધીરજનાં વચનો કહેવા લાગ્યાં કે, ઠકરાણાં આવડો શોક હૃદયમાં લાવ્યાનું કારણ શું છે તે જરા શાંતિથી મને કહો. તમારા ઉદાસ ચહેરાને જોઇ મને વળી ધીરજ રહેતી નથી. તમારા કલ્પાંત ને ઘોડારમાં આગમન થવાનું સત્વર કારણ કહો. કદી તમે રાજબાગમાં ઘણાં વખત થયાં ગયા નહોતાં, તમે ગયા તેથી રસ્તામાં શહેરની પ્રજા તરફથી, કોઇ હરામી માણસે તમારી વહેલ સામે આંગળી ચીંધી છે, અને જો એમ હોય તો તરત નામ આપો તો આંગળી મુળથી છેદી નંખાવું, અથવા કોઇએ ખરાબ નજરથી જોયું હોય તો નેત્ર કાઢી નંખાવું. જો તમારા ઉપર કુભાવનાં હૃદયથી કોઇએ કરી હોય એમ જાણતા હો, તો કહો તેની જીવતી ચામડી ઉખડાવું, માટે જલદી કહો, તમારા દુઃખાતા હૃદય, અને ઉદાસી મુખને જોઇ શકાતું નથી. મારી અવસ્થા વૃદ્ધ થઇ છે તો પણ મારામાંથી ક્ષત્રિપણાનું સુરાતન જતું રહેલ નથી. એમ કહી રાણીનાં નેત્રનાં આંસુ રાજા પોતાને હાથે લુંછવા લાગ્યા, આ બનાવ દાસીઓએ જોઇ અરસપરસ કહેવા લાગી કે જોયુ ! બાઇ આપણાં

મહારાજા જેવા પણ સ્ત્રીને કેવા આધિન છે, કેવી સ્વાગત કરે છે, બીજી દાસી કહે છે કે બેન સ્ત્રી ચરિત્ર, ત્રીજી કહે બાઇ કેક પુરૂષો દેખાવડા, બીહામણાં જોવામાં આવે છે, પણ હું તો નિશ્ચય સમજી છું કે મારી, મા એવાંઓમાં મીઢાંની તાબુજ હોય છે. એમાં ફેર નહિ. તેમ એક કવિએ પણ કહ્યું છે કે—

### કવિત

સિંહન કે સુત સાથ, સંગ્રામ કરે છે સુરા
માતેલા માતંગ તણા, મસ્તક મરોડે છે.
બાહુબળનાં પ્રતાપે, ડુંગરો ડોલાવી દીએ
વજર તણી સાંકળને, તૃણ ગણી તોડે છે.
પગનાં પ્રહાર વડે, પૃથ્વીને ધ્રુજાવનારા
સખત શિલ્યાને, ફૂંક મારી ફોડે છે.
સુંદર નર એવા બળવાન છતાં
મૃગા નેણી મુગ્ધા પાસે હેતે હાથ જોડે છે.

દાસી કહે કે બાઇ આ કાવ્ય જમાનામાં કોઇકને લાગુ નહિ હોય. બેહેન સ્ત્રીઓએ પુરૂષોને નિર્માલ્ય બનાવી દીધા દેખાય છે. એમ અરસપરસ દાસીઓ કહેવા લાગી. રાજાનાં વચનોથી રાણી પતિ પ્રત્યે કહેવા લાગી કે—પ્રજાજનોમાંથી મારા સામે બદ્દદાનત મારા જોવામાં આવે તો હું કયાં વાણીયા બ્રાહ્મણની પુત્રી છું ? પણ નાથ હું ખરી ક્ષત્રાણી છું. આ તો મોંમાં બળવાનોજ ઉપાય નથી. દરરોજ ફટાયા કુંવર આપ સાથે સાંજનાં બેસી જમતા હતાં, તેમાં મને

વળી દયા આવી કે બીચારા દેવરજીને ઘરસંસાર નથી. જેથી હું બગીચામાં જઇ ઉત્તમ રસોઇ કરી જમાડી આવું, આમ પુત્રભાવનાં થઇ. પ્રાણનાથ સ્ત્રી એ શબ્દમાં કેટલી ભાવનાઓ રહી છે, માતા, બેન, સ્ત્રી, એ ત્રણે સ્ત્રી નામે ઓળખાય છે. પરંતુ મનની જે ભાવનાં જે નામથી બંધાય છે, તે નામ ધારણ કરે છે. આમ પુત્રભાવનાથી દાસી-ઓનાં સમુહ સાથે બગીચામાં જમાડવા, રાજરીતી પ્રમાણે થાળ ગોઠવી પંખો હાથમાં લઇ, દેવરજીને જમવા બોલાવ્યાં. એકાંત સ્થળનો સમય જોઇ તેમનાં નેત્રો જુદાજ રૂપે નીરીક્ષણ કરવા મંડયા, તેથી મને મારા શીયળનો ભય લાગ્યો, મારો બચાવ કરી હું તરત ભાગી નીકળી. આ બનાવ પહેલી વારજ બન્યો છે એમ નથી, પરંતુ રાજમહેલમાં આપની ગેરહાજરીમાં પણ તેમના વર્તનમાં ફેર લાગતો હતો. મારા ઉકળતા હૃદયને ઘણીવાર દાબી રાખેલ, મહાન પુરૂષો પણ વખતે ભુલ ખાય છે, ભુલ ખવરાવનાર યુવાની અવસ્થાજ કહેવાય છે.

દોહરા—નીંદર પથર નાં ગણે, દેહડી ન ગણે દુઃખ,
જોબન, શાખા ના ગણે, લુખું ન ગણે ભૂખ.

ઉપરના આવતા પ્રસંગોને મેં ઘણીવાર ટાળી નાંખ્યા આજના પ્રસંગમાં મારૂં બીરદ નહિ જળવાય જેથી આપની પાસે વાત મૂકવા જરૂર પડી છે. જો દાસીઓ તરતમાં ન આવી પોહોચે, તો મારો આત્મઘાતનો સમય હતો, હે નાથ. કહેવતમાં છે કે—

ચોપાઇ—વાડ ઉઠીને વૃક્ષ વેલી ગળે,
એ વાળે વેલા કેમ ચડે.

સોરઠો—ખેતર આગે વાડ રખોળા કોણુજ કરે
ક્યાં જઇ કરવો પોકાર, આયુ તાં સોરઠીઓ ભણે.

ઉપરના સુત્રનુસાર એક બેડામાં બેસવું અને તેમાં જો આવુ બને તો નાથ ચડયું કલંક ઉતરે નહિ, તેમ હું નથી કહેતી કે આપના ભાઇને કાઢી મૂકો એ બોલવું વ્યર્થ ગણાય, પણ મને મારા પીયરમાં જવા રજા આપો, અપવાદમાં કહેવાય છે કે, દીકરી સાસરે કાં માવતરે, વળી છેલ્લી જીંદગીમાં મારે પીયર જવું એ પણ નીચું જોયા જેવું છે. તેમ બીજે મારો સંગ્રહ થઇ શકે તેમ નથી. શિયળને સંભાળવું એ મરણુથી પણ કઠીન છે.

રાણીના ભેદીક વચનોથી રાજા ઘણા વિમાસણુમાં પડી ગયા ને બોલ્યા કે, પ્રીયા આવા અઘટીત બનાવને બનવા હું સંભવીત માનતો નથી તો પણ કદી બને તો મારામાંથી રાજપૂતવટ નીકળી ગયો નથી એમ ક્રોધના આવેશમાં આવી બોલ્યા કે એ લબાડને હું જોઇ લઇશ. તમે મોહોલમાં ચાલો, તેમ તેમ રાણી વધારે નિશ્વાસ મૂકી રળવા લાગી કે હે પ્રાણુનાથ, શીરછત્ર નોધારીના આધાર મને રજા આપો, તેવારે રાણીનો કર પકડી, જાઓ, રાણીવાસમાં હું આજને આજ એ હરામી ભાઇ વિનાની પૃથ્વી કરી આપીશ, એવા ગુસ્સાના આવેશથી, રાજાનું શરીર થરથર કંપવા માંડયું. આ વખતના દેખાવના બનાવનું પરિણામ શું આવશે. એ કોઇથી કહી શકાય તેમ નહોતું–

આવી કુલટાને કુલંછની સ્ત્રીઓ માટે શ્રી પરમાત્માએ સૃષ્ટી રચી તે વારે મહાન કવિએ માગણી કરેલ કે—આટલી રચના રચી

આપો તો દીન દયાળુ મારા હૃદયમાં સદા એ ભાવતા રહો—

કવિત—મૂરખ કે શીશ નાથ, સીંગદેત સાબરસો
આતુર કે શીશ હીરા મોતી જરાવતો.
કામીની કુલીન વાકો, કંઠ દેત કોકીલા સો
કુલટા કુલંછનીકો, ખરસી ભૂકાવતો.
દાતાકર પાંચ દેત, શૂરન કે પાંચ શીશ,
કાયર કપૂતની કો, પીસને પીસાવતો.
કહે કવિદાસ આપ, રચના રચી હે ચાર.
ઇતને બનાવ જોતો, મેરે મન ભાવતો.

ક્રોધમાં આતુર એવા ત્રંબકસેન રાજા હાથમાં સમશેર લઇ વિકરાળ આકૃતિમાં આમ તેમ જોયા કરે છે. એટલામાં ફુલસંગજી ચડકતા હૃદયથી ડોઢીમાં આવી ચડયા હંમેશની રીતી પ્રમાણે મોટા ભાઇને નમન કરી કસુંબાની વાટકી ઉપર હાથ નાંખવા જાય છે, ત્યાં એકદમ સમશેર મ્યાનમાંથી ખેંચી રકત નેત્રે ફટાયા કુંવરને તુચ્છકારના વચનો કહેવા લાગ્યા કે જા, જા, હઠ લુચ્ચા, લબાડ નીમકહરામી તેં વાધેલા કુટુંબને કલંક લગાડયું, જા મોઢાં મદીઠ કર, આ સમશેર વડે તારો વધ કરૂં તો દુનીઆનો મને અપવાદ લાગે કે મોટા ભાઇએ નાના ભાઇનો વધ કર્યો એથી મારે નીચું જોવું પડે છે, માટે અહીંથી ચાલ્યો જા, મારી નવાઇમાં રહીશ નહિ, ને જીવતા લગે તારૂં કાળું મોં મને બતાવીશ નહિ, આવા વચનો કહી સમશેર

વાડે કરી દરબાર શ્રી બેસી ગયા, ફુલસંગજી નમ્ર વાણીએ મોટાભાઇને કહેવા લાગ્યા કે, જ્યેષ્ટ ભ્રાતા શાંન્ત થાઓ શાંન્ત થાઓ, આપના હુકમને હું શિરોધાર કરૂં છું. પરંતુ કહેવતમાં છે કે–

"સો લાંઘણુ સિંહ કરે તો પણ ઘાસ કદી ખાય નહિ" તેમ ક્ષત્રી પુત્ર કદી અનર્થ કરે જ નહિ; વળી જ્ઞાતા પુરૂષોના પણ વચન છે કે–

દુહા—બેસીએ એકે વહાણુ બેસીને બીજી કરે
બીજક બીજું જાણુ સાચું તાં સોરઠીયો ભણે.
ભૂંજી વાવીએ બીજ કોટાં પણ કાઢે નહિ.
સો સો વાતે સગાર આથમણો ઉગે નહિ,

દોહરા—સમુદ્ર માઝા મેલી દીએ, મેરૂ ડગ્યો દેખાય,
રજપૂત રજવટ મેલે નહિ, તેમ નેવના મોભે ન જાય

વળી આપની સમશેરના વધનો મને ડર નથી. તેમ રાજથી પદભ્રષ્ટ થવાનો મને શોચ નથી.

## સવૈયા.

શોચ નહિ બનબાસ ગયેસે, શોચ નહિ જન્મભૂમી છુરાકો,
શોચ નહિ કુલટાકે કર્મસે, શોચ નહિ કટુ બચન સરાકો.
સ્નેહી સબંધી સખા તજનેસે, શોચ નહિ શીરછત્ર ધરાકો,
આગ હૃદયમેં શોચ સદા અરૂ, ઓસકો કોલ ત્રંબક જરાકો.

ફુલસંગજી કહે ભ્રાતા મારી જન્મભૂમીને વનવાસ જવાનો અને શોચ નથી તેમ કુલટા સ્રીના કર્મ અને તેના કટુ વચનનો

પણ મને શોચ નથી, સગા સબંધીઓના વિયોગનો અને રાજપદ મળવાને મને શોચ નથી—એક જેષ્ટ ભ્રાતાના વચન કે કાલે મારે રાજ આપવું છે. તે વચન અને આપની જૈફ (જરા) અવસ્થાનો શોચ થાય છે કે શોચ માત્ર એટલોજ કે પાસેના રાજાઓ કે જે ઘણો વખત થયા આપણા રાજ ઉપર ત્રાપ મારવા ટાંપી રહ્યા છે. તેઓ આપણા વચ્ચેનો કુસંપ સાંભળશે કે તરત સૈન્ય લઇ આવી આપણું રાજ ખાલસા કરશે જન્મભુમિ પારકે હાથ જાય એ જેવું બીજું કાંઇ પણ શોચ કરવા જેવું નથી. તો પણ આપની આજ્ઞાપાલક આ બંધુ વિદેશ જવાને તૈયાર છે. એમ કહી જેષ્ટભ્રાતાને નમન કરી પાછળ પગે ચાલવા જાય છે ત્યાં રાણીવાસના ઝરોખા ઉપર નજર પડી ગઇ, ઝરૂખામાં ઉમાદે દાસીઓના જુથમાં બેઠેલા હતા તેમની સામે ફુલસંગજી જોવા લાગ્યા, એટલે રાણી નેત્રની સમસ્યાથી સમજાવવા લાગ્યા કે, દેવરજી હજુ મારા વચનને આધીન થઇ જાઓ તો હું વાજા ગાજાથી બજાર ફેરવી માન્યવંતા કરી આપું.

જેમ ઓઢાકેરની ભોજાઇએ પોતાના દેવરને કહેલ હતું કેઃ—

દુહા—ભૈયું મથે માલ ઓઢે ઉચાળા ભર્યા
હકડો વચન પાળ, વીયા લડા વારીયા.

આગળના વખતમાં દેશ મૂકી જવું હોય તે વારે પોતાનો માલ સતરા વિગેરે માલધારીઓ ભેંસુ ઉપર નાંખીને જતા હતા. ભાભીના વચનથી ઓઢો કહેવા લાગ્યો કે,

દુહા—થી દીઠં હોય સે થીએ, અણુ થીદી ન થીએ ધાલ
હકડા કુટુંબમે કડવા થીઊં, બીયા કેડા મેળીઉં માળ.

ભાવાર્થમાં—ઓઢો કહે ભાભી જે થાવાની છે તે જ થાય છે. અણુથાનાર કદી પણ થાતી નથી અને કદી થાય તો કુટુંબમાંથી નીકળી જાઇએ, અનીતિથી માલ પણ મેળવી શકીએ નહિ એમ ફુલસંગજી ભાભીની સમસ્યાનો પ્રત્યુતર આપે છે તેમાં જેષ્ટ ભ્રાતા ત્રંબકસેનને સમજાવે છે કે ભાભી મને સ્વપ્નામાં પણ નહિ આવેલ કે અમે બંને ભાઇ જુદા પડીશું. પરંતુ કાળની ગહનગતિ છે, પરમાત્માની શું ઇચ્છા છે આપણે શું ધાર્યુ છે જેથી લાચાર છું, દેશવટે જાવું તે વાણીયા બ્રાહ્મણોથી જવાતું નથી, એ તો રાજપુત્રો માટેજ નિર્માએલ છે એ વાત ભવિષ્યને આધીન રહે છે પણ–

દુહા—ભાભી ભાયુના ભંડાર, ખરચ્યા પણ ખુટે નહિ
રાંકુંના થાયે રાજ, ભોમકા મૂકાવે ભાભીઉં.

ભાભી રાજા પાદશાહના ખજાના શાહુકારોની તીજોરીઉં કયારેક ખાવાથી ખુટી જાય છે પણ જમણી બાંહ્યરૂપી ભંડાર ખરચતાં પણ ખુટતા નથી કયારે ખુટે છે? જ્યારે ગામો ગામની એક ઘરમાં સ્ત્રીઓ ભેગી થાય છે. તે વારે કુસંપ પેસારો કરે છે. તેમાં જન્મભૂમીને છોડી ચાલ્યા જવું પડે છે, કેમકે મરજાદ મૂકાઇ જાય છે. ને ઘરના વલણુ ફરી બદલાય છે.

વળી એ સંજોગો પડતીને આદર્શ કરે છે; રાજમાતા તમારી સમસ્યાથી હું કદી પલટાઇ જવાનો નથી, કેમકે ભાભી–

દુહા—ખાજ મેલી અખાજ ખાઇએ નહિ, ન જાઇએ અવળી વાટ
તમથી ભલી જે ગોરીયા, લાવું મારે ઘર માટ

તેમ અત્યારે મારૂં અનજળ આ ત્રંબાવટી શહેરમાંથી ઉપડી ગયું છે.

દોહરા—અનજલને ઉપડયા પછી રોકી શકે ન કોય
વિધાત્રી વીનતી કરે મર રાય રંક પદ હોય
રાજ મલે પૃથ્વી તણું રીધ સિદ્ધ પકડે બાંહ
દાણો પાણી ઉપડે નીમીક્ષ નહી રોકાય—(રહેવાય)
ત્રણશત જે નર ચઢે પેસે પંચા હોય
અણહોની હોયે નહિ હોનેકી સો હોય
ટાઢા સીતલ ને વન દહન જલ પથ્થરા વેરંત
અબળા રૂઠી જે કરે દૈવે નાહી કરંત

ફૂલસંગના વચનોથી ત્રંબકસેન પાષાણુવત થઇ ગયા છે કાંઇ પણ બોલી શકાતું નથી—અને પડયા વચનનો પસ્તાવો થઇ રહ્યા છે. ભોજાઇને સમસ્યાના સુત્રો કહી પાછળ નજર કરે છે, ત્યાં કાળા ઘોડા, વનવાસી કપડાં વિગેરે દેશવટાનો સાજ રાજરાણીએ દાસીદ્વારા દરવાજે તૈયાર કરી રાખેલ હતો, જેથી ફટાયા કુંવર મોટાભાઇને તાજમ ભરી ઘોડેસ્વાર થાતી વખતે કહેતા જાય છે કે—

દોહરા—પાલર વાયો ખાખરો, લાડકવાઇ ધી
જે ઘેર નારી પૂછણે, તેના અવળા બેઠા દી

હે ભાઇ જેના ઘરમાં દીકરી મોઢે ચડાવેલ હોય, અને સ્ત્રીના વર્ત્તનમાં પુરૂષ ચાલતો હોય, એટલે સ્ત્રીનું ચલણ હોય, તે પુરૂષ

ગ્નાતા હોય કે, શુરવીર હોય તો તેના દિવસ અવળા બેઠા છે, એમ મહાન પુરૂષો કહી ગયા છે, જવાને રજા માગે છે, તે વારે નેત્રમાં જળ આવી ગયા છે, ને ગળગળે સાદે કહે છે કે–

દોહરા—રાજ વૈભવ ને સંપતિ મેલી થયો અસવાર
જીવતા હશું તો આવશું મારા મોંઘા જુહાર
અબળા નબળા વિચારથી આણ્યો મુજપર રોષ
મનુષ્ય કર્તા માનું નહિ ભાગ્યનો લીધો દોષ
કાલે કલેશ મટી જશે ટળે ન ચડયો શીર આળ
કાળાં ધોળા થાય નહિ મસ બેઠી જઇ કપાળ

છેલ્લી વારના રામરામ કરી જન્મભૂમીને નમી વનવાસની વાટે વિદાય થયા.

પવિત્ર દીલના પ્રતાપી વીર નરને દેશનીકાલ જાતાં, દાસીઓ પશ્ચાતાપ કરવા માંડી ને ઉમાદે રાણી પાસે આવી કહેવા લાગી કે, બા સાહેબ આવા અનર્થના કર્મો તમે કર્યાં જેથી આપણા રાજની પડતીનો પ્રથમારંભનો પાયો રોપાયો છે અનર્થથી કુલનો ક્ષય થાય છે, સંપતિ નાશ પામે છે, સુયશનો ભંગ થાય છે, ખાડ ખોદીએ તો ભોગવટો આપણે કરવો પડે છે. એ વિષે ચંદ કવિ કહી ગયા છે કે–

કવિત—નીમક હરામ અંગ કલેશ કો લાવે પ્રસંગ,
નીચકો સ્વભાવ સુખ દેખી દીલ બારેહે.
આપ જાને અંધેરમેં કરત કુકર્મ જેસે,
પાસે બેઠા પ્રભુ ભલી બુરી નીહારે હે.

કુટકી દેખી બુરાઇ દેત દેત હે જુદાઇ,
ઓરનકી ફકીરમેં આપ પાઉં ધરે હે.
કહે કવિ ચંદ, સુન લેવે બાત આંધ,
ઓર કાજ ખોદી ખાડ, અપનો કુળ ડારે હે.

એ સુત્રનુસાર–કર્મ કરવા તે ભોગવવા પડે છે. દાસીના વચનો સાંભળી રાણીને ભોઠપ તો લાગી, પણ "થાતાં થૈ" એ ઉપરથી કહેવા માંડી કે બેન જે કાંઇ થયું છે તે ભાવીને આધીન થઇને બને છે, આણી તરફ રાણી કહે છે કે બેન ફુલસંગજી ગયા પછી, મને અપશુકનો, ખરાબ સ્વપ્નાઓ, સુચવી કહે છે કે રખે કોઇ મોટી આફતમાં આવી પડવું પડશે. પવિત્ર પુરૂષ ઉપર ખોટા આળ ચઢાવવાથી પરિણામ માઠાં ભોગવવાં પડે છે. એક જ્ઞાતા કવિ કહે છે કે–

દોહરા–જો બુદ્ધ પીછે ઉપજે, સો બુદ્ધ પેહેલાં હોય,
ગુરૂ કહે સુન બાલકા, કામ ન વણશે કોય.
પ્રેમદા બુદ્ધિ પાનીયે, મરદ મરતકે છેક,
નીચી બુદ્ધિ નારીની, જો પ્રભૂ રાખે ટેક.

વળી કહેવતમાં કહેવાય છે કે "કબહુક મન મકોડી, કબહુક કેસરી સિંહ" માટે બેન મનને કાબુમાં રાખવો એ સંસ્કારી મનુષ્યથી મૂકાય છે.

આવાં અવિચારી અઘટીત મારા કર્મોમાં, જરા પણ મારા દેવરજીએ પોતાની મહતાની હદ ન છોડતાં, દીલને દરિઆવસમ રાખી ચાલ્યા ગયા છે. એ એમને કેટલો ધન્યવાદ છે.

આણીગમ રાજા ત્રંબકસેન ડોઢીમાં મોન રૂપે પસ્તાવો કરે છે કે આ શું? મને કેવી કુબુધ્ધિ આવી કે મેં મારા પ્રેમીબંધવને તીરસ્કાર કર્યો. અરેરે જમણી બાંહ્ય કે જેના ઉપર હું સુખી રહેતો હતો, એ ભાઇના પ્રભાવથી દુસ્મનો પણ તાકી શકતા નહોતા, વીપતના વખતની સહાયતા ભાઇ વિના બીજો કોણ કરવા સામર્થ્ય છે.

દોહરા—ડુંગર પર ભઠ્ઠી ઝરે છણુ છણુ ઝરે અંગાર
જાકી હેડી હલ ગઇ, તાકા બુરા હવાલ.
ભાઇઓથી અલગો રહે રાખી મનમાં ખાર,
પરાયે પ્રીતી જઇ કરે તે મૂરખનો સરદાર.

સોરઠો—પોતાની પાંખ મુકી કરી બીજે મન મેલાય,
ભેંસલીઓ ભળાય સાચુ તાં સોરઠીયો ભણે.

દોહરા—વીસરી જોડી વીખવાદથી નીસરી ગઇ મૂખ વાત,
મેળવતાં મહેનત પડે ઉલટા ઘસવા હાથ.

રાત્રી ને દિવસ નાનાભાઇના વિયોગના પશ્ચાતાપમાં રહેવાથી રાજાનું શરીર શુષ્ક થઇ ગયું, રાજકચારીમાં જાવું સુઝે નહિ, દરબારગઢની ડોઢીમાં પોતાના હજુરીઓની સાથે દિવસ ગાળવા લાગ્યા, રાજકારોબારી સચીવને સોંપી આપી શરીરની ઇંદ્રીઓ બેહેર મારી ગઇ. આવી સ્થિતિએ દરબારશ્રી પોહોંચી વળ્યા એટલામાં દસોદી ભાટ સૂરજમલ નામના ત્રંબાવટીના પાધરમાં આવી ચડયા. દરવાજે દરવાણીને પૂછ્યું કે, રાજા ત્રંબકસેનને મલવાનો ટાઇમ કયો હશે, અમે રાજમાગણ છીએ, દરવાણી કહે બારોટ અમારા

રાજાની કચારી હાલ બંધ રહે છે, દરબારમી પોતે ડોઢીમાં બેસે છે. રાજની લગામ સચીવને સોંપી દીધેલી છે. દરવાણીના એવા વચન સાંભળી બારોટ વિસ્મય થયો કે ત્ર્યંબકસેન જેવા રાજા કચારી બંધ કરી ડોઢીમાં બેસવાનું રાખેલ છે. તેમાં કાંઇક પણ કારણ જોઇએ વળી જે કારણ હોય તો યાચનારાંમાં લાભ શું મલશે, છતાં ચાલ જોઉં તો ખરો એમ કહી પરબારો દસોંદી ડોઢીમાં આવ્યો. અને વડીલોના નામથી વખાણ કરવા મંડયો. ઘણી ખમા ત્ર્યંબાવટીના નરેંદ્ર વાઘેલા કુળના શિરોમણી ત્ર્યંબકસેનની ઘણી ખમા એમ આશીર્વાદ દીધો તે વારે દરબારે આવો બારોટ આવો પધારો કહી સત્કાર કર્યો, દસોંદીને કસુંબો પાયો. બારોટે કસુંબાના વખાણ કર્યા.

દોહરા—આપો, દાણો, અમલરો ચપટી, ભાંગ ન ખાય,
ઇ નર કોઠી સરીખડા, ધાને ધાન સમાય.
અમલ રાતો રંગ રાતો, રાતો માતો આવ બણી
ધરરી કામન એમ ભણે ઘોળી આંખ મલાવ ધણી
નિત કસુંબા નીકળે ઠાડણુ ભેળા, થાય.
વીર ક્ષેત્ર વસાવડો, કરમી દેશ કહેવાય,
સોરીઠાની નાર, નીત ઉઠી ઝઘડો કરે
તું તારાને વાર, મારે પીધે તે હરે.
નાક તસે પીંડી લવે નહિ ડવારા હલંત.
સખી અમારા કંથરો, ઉતરી ગયો અમલ,
અમલરા ઉદમાતીયા સેણ હુંદા સેણ.
તું વીન ઘડી ન ચાલતું ફીકા લાગે નેણ

દરબારશ્રીએ બારોટના મોઢાના વખાણ સાંભળી, સીરપાવ બંધા-વ્યા; પરંતુ ઉતરતા મનની મોજ બારોટને ગમી નહિ જેથી બારોટ કહે–દરબાર શ્રી.

દોહરા—બાપ દાદાની કીર્ત્તિયું સંભળાવે કોઇ કાન;
પોરસ અંગ ચડે નહિ તે નર નહિ પણ નાદાન
વખાણ કુળના સાંભળી પ્રફુલીત થાય નહિં અંગ
પોરસે પ્રાણ ન પાથરે તે પડયો કુસંગને સંગ.
પોતાં વાંચી પરીયાતણા સંભળાવે કદી કાન,
પોરસે મન ચડે નહિ તે નર પશુ સમાન.

બારોટના વચનથી દરબાર ઝાંખા પડી ગયા એટલામાં હજુરીઓ ઉઠી બારોટને એકાંતમાં તેડી જઇ સર્વત્ર વાત કહી સંભળાવી; આ કારણથી આપનો મન માન્યો સત્કાર થયો નથી; હજુરીના વચ-નથી બારોટ, શાન્ત પડી ગયો ને જે કાંઇ મલ્યું તે લઇ ચાલતો થયો: એમ નાના રાજ ફરતાં ફરતાં કીશોરગઢ રાજા નંદનું શેહેર ત્યાં આવ્યા. નંદરાજાની પ્રસંશા સારી સાંભળેલી જેથી કોઇને પૂછયા વિના રાજકચારીમાં નંદરાજા બીરાજતા હતા, પાસે સચીવ ઉમ-રાવ કારભારી વિગેરે શોભા આપતા હતા. નકીબ રાજના વખાણ કરતા હતા. એ ટાઇમે દસોંદીએ પણ રાજને આશીર્વાદ આપ્યો દસોંદીને નંદરાજા કહે આવો દસોંદી આવો એમ કહી આસન આપ્યું, નંદરાજા દસોંદીને પુછે કે, બારોટજી કયાંથી પધારો છો, કયા રાજ જોતા આવો છો તે હકીકત કહી સંભળાવો. બારોટ કહે રાજ તો ઘણા જોયા, જેવા કે ચાવડા, ચંદેલ, ચહુહાણ, સોલંકી,

પઢીયાર, પરમાર, સીસોદીઆ, ઝમા, તુંવર, રાઠોડ, અને ઝેહલા ચાવેલા રાજા ત્રંબકસેનના રાજમાં થઇ આવું છું. ત્યારે કહો રાજા ત્રંબકસેનની રાજ આમદાની, વૈભવ, કારકીર્દિ વિગેરે જે તમારા જોવામાં સાંભળવામાં કે અનુભવમાં આવી હોય, તે ખરી બીના કહો. બારોટ કહે નાથ માગણ એજ કે જેવી હકીકતનું અનુકરણ કરે, તેજ કહી બતાવે, તાલુકદાર હોય તે તાલુકદારજ કહેવાય તેને છત્રપતિ, કહેવાય નહિ, છત્રપતિને તાલુકદાર ન કહેવાય પરંતુ માગણને ફુળી તીરસ્કાર કરે તે ક્ષત્રીવટના પદને કલંક લગાડે છે એવા નૃપતિને અમો અમારી વાક્ય અને છંદ ચાતુરીમાં જરા લડાવીએ ખરા માટે આ તુંવર વંશના નરેંદ્ર નંદ આપની પાસે જે વાત કરીશ, તે સાચીજ કહી સંભળાવીશ. ત્રંબકસેનની ત્રંબાવટી, આગળ ઉપર મારી જોએલી હતી. અત્યારે તો શેહેર સુન્યકાર થઇ રહ્યું છે. બંને ભાઇ-ઓમાં કુસંપના બીજક રાણીવાસમાંથી રોપાએલ જેથી નાના બંધુ ફુટાયા ફુલસંગજી દેશવટે પધાર્યા છે, રાજા શરીરે અશક્ત થઇ, ડોઢીમાં દિવસો ગાળે છે.

દોહરા—જોયો હતો તે જાતો રહ્યો, રાજરંગ ઉમંગ,
સબળ નબળ રૂપે થયા પડયો રંગમાં ભંગ.
ઉગ્યો તે લઇ આથમે વસ્યા તે ઉજડ થાય.
ફુલ્યા તે કરમાઇ જશે સમય જુઓ નંદરાય

બારોટના વચનોથી નંદરાજા જરા ચકીત થઇ ગયા ફરી ખુશા-લીમાં આવી કારભારીને કહ્યું કે દસોંદી બારોટને શીરપાવ આપી રાજી કરો. બારોટ મોજ લઇ શીરપાવ બાંધી વિદાય થયા અને

ક્યારીમાં નંદરાજાએ કારભારીને આજ્ઞા આપી કે, તમે જાઓ સૈનીકોને તૈયાર કરો આ સમય, ત્રંબાવટી જુદ્ધ કરી જીતી લેવા તક બરાબર મલી આવી છે. કારભારીએ ચારસો સૈનીકોને સજ થવા હુકમ કર્યો કડાબખતર હથિઆરો સજી સૈન્ય તૈયાર થઇ ગયું. અને રાજા નંદ કારભારી હજુરીઓ પોતાના બારોટ એ સર્વે લઇ રણસંગ્રામ કરવા રસ્તે પડયા. થોડા વખતમાં ત્રંબાવટીને આવી ઘેરો ઘાલ્યો, લડાઇના મોરચા માંડી દીધા ગામના પાદરમાં ભુંબીઆના નાદ કર્યા: એ અરસામાં પાણીઆરી નંદીના આરા ઉપર પોતાના બેઢાં મૂકી દોડતી ગામમાં આવી પોકાર કરવા લાગી ગોવાળીયા ગાયોના ધણ રેઢાં મેલી દોડતા દરબારની ડોઢીએ આવી કહેવા મંડયા કે વાઘેલા પતિ ગામને પાદરે નંદરાયનું લશ્કર આવ્યું છે, લડાઇના વાજા વગાડે છે સ્ત્રીઓ પાણી ભરવા મુકી ભાગી આવી છે. રાજના કારભારી આવી ખબર દે છે કે શેહેર ઉપર દુશ્મનોએ ઘેરો ઘાલ્યો છે, પુરજનો સૌ ભયભીત થઇ ગયા છે. ત્યાં તો બંદૂકોના અવાજ કાને પડયા રાજા ત્રંબકસેન કારભારીને કહે આપણો જુદ્ધ કરવાનો હાલ સમય નથી. તેમ સમય વિના ફાવીએ નહિ, મહાન પુરૂષ કહી ગયા છે કે–

દોહરા—સમય સમો ન ચુકીએ, જદપી હોય સમરથ
બ્યંઢલ હોકે ચુપ રહે, તો જીતે ભારથ

પાંડવ જેવા પ્રતાપી ને મહારથી પુરૂષો પણ સમયને જાણી ગયા કે અર્જુન બાણાવળી નર રૂપે હતા, તે બ્યંઢળને વેશે વૈરાટ

નગરમાં છુપીને રહ્યા હતા. તો આપણે એ સુત્રને અનુસારી કેમ ન વર્તન કરવું. હાર કે જીત માણસ કર્તા નથી પણ સમય કરાવે છે.

કવિત—સમય મેઘ બરસંત સમયપર હોય સબે ફલ
તરૂન તરૂન બીન સમય સમય પર હોય દેહ બલ
સમય સિધ્ધી હી મીલે સમય સાહેર લઇ સુકે
સમય પ્રેમહી મીટે સમય પંડિત હી ચૂકે.
બોયા બેદહી ચાર તે સમય પર સમય પાઇ ધર
ગોવીંદ અટલ કવિ યું કહે જો કીજે સો સમય પર

આ કવિતના પ્રમાણે જોતાં કાંઇપણ તજવીજ કરવી નહિ. એમ કારભારીને જવા અટકાવે છે. લડાઇની ચેતવણી માટે બાજો કર્યા પણ શેહેરમાંથી એકાદ અવાજ થયો નહિ એટલે રાજા નંદ કારભારી સાત શિરબંદી અને દસોંદી રાજનો બારોટ એ બધા આવી ગામના દરવાણી તથા રક્ષકોના હથિયાર લઇ લીધા ને દરવાજા ઉપર પોતાનો વાવટો ચડાવી દીધો. શેહેરમાં નંદરાજાએ પોતાની દુવાઇ ફેરવી આપી. ત્રંબકસેનના દરબાર ગઢની ડોઢીએ આવી પહોંચ્યા, નંદરાજાએ પોતાના સચીવની સાથે કહેવરાવ્યું કે કાં લડાઇ કરો•નહિતર શરણાંગત થાઓ, એમ ત્રંબકસેનને કહો, બારોટ તમે સાથે જાઓ. નંદરાજા ડોઢી બહાર ઉભા રહ્યા, કારભારીને બારોટ બંને જણા ડોઢીમાં આવી દરબારશ્રીને તાજમ ભરીને કહ્યું કે નંદરાજા જુદ્ધ અગર શરણ થવા માગે છે. શેહેરમાં નંદની દુવાઇ ફરી ગઇ છે આ ખબર ત્રંબાવટીના કારભારી પોતાના રાજાને ખબર આપ્યા કે ત્રંબકસેનનું શરીર નીસ્તેજ થઇ ગએલ

જેથી જવાબ આપ્યો નહિ. ઉપરા ઉપર દીવાને ખબર આપ્યાને કહ્યું કે, નંદરાજા આપના દરબારગઢ પાસે પધાર્યા છે.

કારભારીના કહેવા ઉપર રાજા સત્વર ઊભા થઇ પોતાના કારભારીને સાથે લઇ નંદરાજા પાસે ગયા ને શરણાગતના રૂપમાં નમન કરી કહેવા લાગ્યા કે, કારભારી તમે નંદરાજાને કહો કે તમે (નંદરાજા) મારા ઉપર નથી ચઢી આવ્યા તેમ હું જે નંદરાજા પાસે શરણાગત થવા આવ્યો છું, તે હું આવ્યો છું, એમ ન માનવું, કારણ કે નંદરાજાનો દિવસ મારા ઉપર ચઢી આવ્યો છે, અને શરણાગત મારો દિવસ થયો છે. જો રાજા નંદ ચઢી આવત તો આટલા દિવસ કેમ ન આવ્યા. અત્યારે મારી પડતીનો સમય જોઇ આવ્યા તેમાં અરમાન માન્યા જેવું નથી, જ્યારે વખત નબળો આવે અને એ નબળા વખતને દુઃખદાઇ કરવા આવવું એ સબળ માણસની લાયકાત કહેવાય નહિ. જ્ઞાતા કહી ગયા છે કે—

દોહરા—બાહુ ત્રુટી ને પીઠ ખાલી પડી નમાણુસી થઇ દેખાય
વસમી વેળા માનવી કીન અસ્તાચળ જાય.
અંધી ચડે આકાશમાં દીશા પડી દેખાય.
દી માઠાંના ચિન્હને શાણા સમજી જાય.
અનાજ સ્વાદ ઉડી જતાં સમાજ શત્રુ સમ થાય.
વેળાને લે અનુભવી તો ચઢવા ચિત ચહાય.
માણુસ વિનાનો માનખો ચેતન ચાલ્યા જાય.
નિબંળ તાકવા મન કરે તેનો ધોખો કેમ ધરાય,

ધરતીના સૌ ધણી થયા ધરતી કોની ન થઇ
માનધાતા પૃથુસેનને હાથેથી વહી ગઇ,
દેહ ધારી એ માનવો જે સરજ્યો સંસાર
જુઓ દિવસના રંગને બપોર સાંઝ સવાર

આ ફાની દુનીઆમાં જે થયા તે ગયા ને હવે થાશે તે જશે, એ સુત્રે કુવાના રેંટની માફક ભરાય ને ઠલવાય એમ થયા કરે છે. એક કવિ કહે છે કે—

કવિત—ગયા ભીમ ભડ જોધ ગયા કૌરવ સંહારન,
કુંભકરન પણ ગયો, ગયો લંકાપતિ રાવન,
પંથ ગયો હનુમંત જેણે કરમહજ ખંડયો
કુંવર ગયો અભિમન્ય જાય ચક્રાવો મંડયો,
કરણ ગયો કનક બંધ બલરાય દશરથ પણ ગયો.
ચિંતા મત કર માનવી નારાયણ નવ વાર ભયો.

વળી નંદરાજાએ જે આણ વરતાવી દુવાઇ ફેરવી વાવટો બદલાવ્યો છે, એથી હું ઘણો ખુશી છું. અને એમના વર્તનમાં વરતવા મારી અભિલાષા હું ધરાવું છું. આવા ન્યાય મે નીતિયુક્ત વચનો કારભારીએ સાંભળ્યા ત્યાં તેના મનની ધીરજ રહી નહિ, એટલે પોતાના શિરોમણી રાજાને કહેવા લાગ્યા કે, અન્નદાતા ગરીબપરવર આવા ક્ષત્રીકુળના મહાન રાજા ત્રંબકસેનના હૃદયભેદીક વચનોથી તેને ફરી બક્ષીસમાં સર્વંત્ર આપી દેવું જોઇએ; ને જીતના પ્રમાણની નિશાનીમાં નજરાણું ને શમશેર લેવી એ મારા મનની માન્યતા છે. અને

આપના ક્ષત્રિધર્મને પણ એમ થવા ઉચીત ગણાશે. તેમ શરણાંગત થયાને ફરી બક્ષીસ આપવી એમાંજ ન્યાયની જીત સમાયેલી છે.

નંદરાજા કહે—શાણા સચીવ એ વાતને હું અનુમોદન આપું છું પરંતુ તેમ કરવા ઇચ્છતો નથી, બક્ષીસ માત્ર એટલીજ કે, શહેરની અંદરનો દરબારગઢ જે રાણીવાસ સહીતનો છે તે બક્ષીસ આપું છું. ને એ દરબારગઢની અંદર રાજારાણી આદે કરી જેટલા માણસો રહે છે, તેમના નિર્વાહને માટે એક એક સાંતીની જમીન આપું છું. બાકી દુવાઇનો વાવટો બદલશે નહિ. તેમાં તમે એટલે કારભારી આ શેહેરની દેખરેખમાં અમલ બજાવજો અને આમદાની સંભાળજો. એમ કહી પોતાના સૈનિકો લઇ કારભારીને ત્યાં રાખી નંદરાજા પોતાના રાજમાં જવા વિદાય થયા—

નંદરાજાની કરેલી એનાયત ઉપર ત્રંબકસેને ખુશી બતાવી. અને ધન્યવાદ આપ્યો કે, વખતની બલિહારી છે, માણુસની નથી. એમ માની ડોઢીમાં નાનાભાઇના વિયોગનો ચિતાર—હૃદયમાં લેવા મંડયા. ફરી ક્રોધના આવેશમાં આવી દાસીઓને બોલાવી રાણીને લાવવા આજ્ઞા આપી. દાસીઓએ રાજના ચેહેરાની આકૃતિના દેખાવ જોઇ ઉમાદે રાણી પાસે આવી કહે દરબાર સાહેબ બોલાવે છે. ડોઢીમાં દરબાર એકલા છે. બીજું કોઇ નથી. બાસાહેબ તમારા કૃત્યોના ફળ નજર આગળ આવી પડયા. ત્રંબાવટી દુશ્મનને હાથ જશે, રાજા નિર્માલ્ય બની બેસસે. સમૃદ્ધિના હરણ થાશે, એ બનવા કદીએ સંભવ નહોતો. તે આજ જોવામાં આવ્યો. માટે ખરી વાત નીવેદન કરજો, નહિતર નંદરાજાનો ગુસ્સો તમારા ઉપર ઉતરી જશે. સાચાના

એવી પરમેશ્વર છે. એમ સમજાવી ડોઢીમાં તેડી લાવી. ઉમાદે રાણી રાજાના પગમાં મસ્તક નમાવી પાસે સમશેર મૂકી આપી. રાણીને દેખતાંજ રાજા ક્રોધી ઉઠયા કે, કુલાંગાર કુલટા સ્ત્રી મારા ભાઇને દેશનિકાલ તેંજ કરાવ્યો કે ? રાણી કહે—હા નાથ, મારો અપરાધ દાસી ગણી ક્ષમા કરો. આપના લઘુભ્રાતા કે જે પુલસંગજી ઉપર કલંકનું વાદળ ચઢાવ્યું એ મારી તુચ્છબુદ્ધિનું પરિણામ છે જેથી આ શીર નમાવી કહું છું કે આ સમશેરથી મને ઠાર કરો. વળી ઉમાદે કહે પ્રાણનાથ—વિલંબ ન કરતા, મને મારા ગુન્હાની શીક્ષા આપો, એમ વારંવાર મસ્તક નમાવી કહેવા લાગી, રાજા કહે દુર્ભાગણી તને મારવાથી સ્ત્રીહત્યા લાગે છે. જેથી મૂકી દઉં છું. એમ તુચ્છકારના વચનોથી કહ્યું કે, નીચેના આચરણોવાળી નારીથી ગૃહસ્થાશ્રમ દુઃખદાઇ નીવડે છે.

•

દોહરા—નમણી નમાલી ને વળી, નફ્ટ નગણી ગમાર
કુલહીણી કુભાર્યા, નવ શોભે ઘરદ્વાર
પ્યારીમાં ખુવારી કરે પ્યારી કરે પત જાય
બીચારી પણ એદલ બને બેઠની પેટને ખાય

માટે જા કુલંછની તારૂં મોં મદીઠ કર, તું મારા રાણીવાસને લાયક નથી, મને તારૂં મોં જીંદગી લગે બતાવીશ નહિ. આજથી તારા હાથના હું ભોજન પણ લઇશ નહિ, દાસીઓને કહ્યું કે, તમારે મારા માટે ભોજન તૈયાર કરી આપવા. આ કમભાત રાણીને ત્રીજા

મજલા ઉપર ચઢાવી દ્યો નીચે ઉતરવા પામે નહિં, દાસી કહે સારૂં મહારાજ, એમ કહી ત્રીજા માળે રાણીને ચડાવી દીધી.

સુજ્ઞ વાંચકો-નિર્દોષી રાજકુમારને ઘણો વખત થયા વનમાં જતાં તેની શી ગતિ થઇ તે તરફ લક્ષ ખેંચીએ.

અઘોર અરણ્યમાં કે જ્યાં ઘણી ઝાડીઓ ઉંચા પર્વતોના શિખરોના એક બીજાથી જોડાણમાં સૂર્ય પણ કવચીત નજરે દેખાય છે, આંબા, જાંબુ, આંમલી, લીંબડા, વડ, પીપર, ઉંબરા, બાવળ, બોરડી, સાગ, સીસમ, બીલી, અગથીઓ, બદામ, વિગેરેના વૃક્ષો જમીન સાથે વાતો કરતા હોય, એવા દેખાવ આપી રહ્યા છે. વાઘ, વરૂ દીપડા વિગેરે ભયંકર ઘાતકી જાનવરો પોતાના ઘોર શબ્દોની ગર્જનાઓ કરી રહેલ છે. ગિરી ગુફાઓ અને ક્ષીણો જોઇ ભય ઉત્પન્ન કરે છે. એવા જંગલમાં ભટકતાં કર્યાય માર્ગ હાથ આવતો નથી. આડે રસ્તે આથડી થાકી ગયેલ રાજકુમાર ફુલસંગજી વિચારમાં પડી ગયો છે કે, વાહ પ્રભુ મારી શી દશા થશે. જન્મભૂમી મુકયા પછી વીકટ જંગલમાં આવી ચઢયો છું. જંગલો ફળફુલ, પાંદડાં, ડાળાં વિગેરે ખાઇ નિર્વાહ કરૂં છું, તો પણ અઘોર વનનો અંત આવતો નથી. માર્ગ પૂછવા કોઇ મનુષ્ય પણ આજ દિવસ સુધી મળ્યો નથી. એમ કલ્પાંત કરતાં મોટા આંબ વૃક્ષ ઉપર ચઢયો કે ઉંચે ચડવાથી છેટી નજર પડશે તેમ માણુસનો સાદ સંભળાય છે તો તે પણ દેખાઇ આવશે–

પુલસંગ ઉંચી ડાળે ચઢી નજર કરે છે, ત્યાં કબાડીઓ જંગલમાં લાકડાં કાપવા આવેલા તેના ઉપર ધ્યાન ખેંચાયું એટલે મોટે સાદે પોકાર કર્યો કે ઓ કબાડી ઓ કબાડીઓ એમ પોકારના અવાજ ઉપર કબાડીઓ ઝાડ તળે આવી ચડયા ત્યાં રાજકુંવર નીચે ઉતર્યો કબાડીને કહેવા લાગ્યો કે ભાઈઓ હું આ જંગલમાં રખડી રખડી થાકી ગયો છું, મને માર્ગ મળતો નથી જો તમે મને કોઇ શેહેર પાટણને રસ્તે ચડાવશો તો હું દુઃખી માણસ તમારો આભાર માનીશ. કબાડીઓ મુસાફરના ચેહેરા ઉપર અટકળ કરી કે કોઇ સુખી માણસ છે સાથેના સાહીત્યો અને ઘોડાના સાજ જોઇ રાજવંશી જેવો પણ લાગે છે. જો માર્ગ નહિ બતાવીએ તો જબરાઇથી સાથે લઇ જશે જેથી આગળ ચાલી, મારગે ચડાવી દઇએ. થાકી જવાથી કાયર થઇ ગએલ છે જંગલનો તો હવે અંત આવ્યો છે. એમ જાણી બોલ્યા કે ભાઇ ચાલો અમારી સાથે. પુલસંગ ઘણો ખુશી થયો કે જંગલી માણસોમાં પણ દયા કેટલી રહે છે, તેવી શેહેરીઓમાં હોતી નથી. એમ ચાલતા ચાલતાં ચોથે દિવસે જંગલથી બહાર આવ્યા ત્યાં સામે શેહેરના મકાનો નજરે પડયા. કબાડી કહે લ્યો ભાઇ સામે ગામ દેખાય છે, હવે આજ રસ્તે ચાલ્યા જવું ક્યાંય પણ માર્ગ બદલશો નહિ, તમો એ માગે' ગામના પાદરમાં જઇ પોહોંચશો એમ કબાડીઓએ જવા રજા માગી, પુલસંગ કહે તમે મને રસ્તે ચડાવ્યો, જેના એશાનના બદલામાં હું આ મારો ઘોડો તમને બક્ષીસ સાજ સહીત આપું છું, કેમકે અત્યારે મારો વખત નબળો છે, નહિંતર હું તમને વધારે રાજી કરત. એમ કહેતા નેત્રમાં પાણી આવી ગયા. કબાડીઓ કહેવા

લાગ્યા કે બાપુ કાંઇ ફીકર નહિ જંગલમાં મારગે ચઢાવવા એ અમારૂં કામ છે. તમે નસીબદાર માણસ છો જેથી પગપાળા તમથી ચલાશે નહિ, તેમજ સાંઝ પડવા આવી છે, માટે આ ઘોડો તમે પાછો લ્યો. રાજકુંવર કહે નહિ ભાઇ, જે અપાઇ ગયું તે પાછું લેવાઇ નહિ. ખુશીથી લઇ જાઓ. કબાડી ઘોડો લઇ રાજી થાતાં કહેતા જાએ છે કે વાહ, કેવો ભલો માણસ, આવા માણસને હે ભગવાન આવું સંકટ હોય નહિ, એમ કહેતા ચાલ્યા જાય છે, રાજકુંવર ફુલસંગજી સામે શેહેરને જોઇ રસ્તે ચાલ્યા જાય છે. તેમ રસ્તામાં વટેમાર્ગુઓ પણ મલ્યા કરે છે. વાહન વિના ધરતી ઉપર પગ મેલેલ નહિ, તે પુરૂષ અડવાણો પગપાળો ચાલ્યો જાય છે, અને કહેતો જાય છે કે "વખત બળવાન છે. પુરૂષ બળવાન નથી" જેના ઉપર છત્રની છાયા થતી હોય તે પગપાળા કાસીદુ કરે છે, જેના ઘરમાં મીઠાઇઓના કોઠાર ભર્યા હોય છે તે માણસ એક દિવસ દાળીયાને મરમરા ઉપર દિવસ ગુજારે છે. જેના ઘર આગળ ભીખારીઓના ટોળાં ઉભા ભીખ માગ્યા કરે છે શેઠ તેને માણસોથી ધક્કા મરાવે છે તેજ શેઠ માગણ રૂપે થઇ સદાવ્રત લે છે. આ બનાવ વખતનો છે, એક જ્ઞાતા કહી ગએલ છે કે—દોહરા—નર પાસે નર આવત નહિ આવત દીન કે પાસ

સો દીવસ કેમ ભૂલીએ ભણે ભવાનીદાસ.

માટે સુખ કે દુઃખ વખતના પ્રમાણોથી આવે જાય છે એવા સમયમાં હીંમત હારવી નહિ, અને પરમાત્માના નામને ભૂલવું નહિ એવા વિચારમાં માર્ગમાં રાત્રી ગાળી પ્રાતઃ કાળે આભાપૂરીને પાદરે આવી ચડ્યો. દરવાજે તપાસ કરે છે ત્યાં દરવાજા ભીડેલા હતા, જેથી

નદીને કાંઠે આવી સોચ જઇ દંત ધાવન કર્યું, સ્નાન કરવા વિચાર કરે છે ત્યાં યાદ આવ્યું કે જે ગામમાં જવું હોય ત્યાં નાહીને જવું નહિ જેથી નદીને કાંઠે બેઠો બેઠો વિચાર કરે છે કે અજાણ્યા ગામમાં ક્યાં ઉતારો કરવો, ગામના રાજ દરબારની હકીકત કોને પૂછવી ! એ વિચારમાં પડયો છે, ત્યાં આગળના માણસોની વાર્તા યાદ આવી કે જે ગામમાં જવું હોય તે ગામના ખબર અંતર જાણવા જરૂર પડે તો પાણીના આરા નજીક જરા પગ થોભી આરામ લેવો એટલે પાદર વિસામો પણ કહેવાય ને ગામની ભલી ભુંડી વાતોની ખબર પડે. અગર હવેલી કે કોઇ દર્શનના માર્ગ ઉપર બેસી જવું કે જ્યાં ઘણી સ્ત્રીઓનો સમુદાય આવજા કરતો હોય ત્યાં બધી ખબર મનમાની મળી આવે છે, જેથી પનઘટના માર્ગની બાજુમાં અજાણ્યો થઇ બેસી ગયો ને મન સાથે બોલ્યો કે—

દોહરા—ભલી ભૂંડી વાતની ખોળ કાઢવી હોય
પાણી આરે પગ થોભીએ કાં દર્શન વાટે જોય

જ્યાં સ્ત્રીઓના જુથ પાણી ભરવાને જાય છે, બીજા પાણી ભરી ઘાટના પગથીયા ચડે છે, એ સુંદરીયોના ટોળાં જોઇ છકજ થઇ ગયો નવનવા સંગારોથી ભરપૂર નવયોવના અલબેલી નારીઓ જેવી કે

દોહરા—પદમણી રૂપે પાણી ભરે, નવયોવનવંતી નાર
એકથી એક અલબેલડી, સજ્યાં શોલ શ્રૃંગાર
થોકે થોકે નમણી, નેનાં હે રંગચોળ,
શોભા શી શ્યામા તણી, જોતી આંખ મરોડ

હાથે ચુડી હેમરી, હેમ સરીખા હાથ
મોર બનાવ્યુ માનુની, નવરા દીનો નાથ,
સહીયર કહી બોલાવતી, હાસ્ય વિનોદે વાત,
હસતી હંસવદની દીએ, તાળી સખીને હાથ
પડી નજર નર ઉપરે સખીને કરતી સાન
દુઃખીઓ ઘરનો એ હશે, દુઃખમાં ભીને વાન
હશે જોડી બાઇ કયાંક તો, વીરલી જગમાં હોય
ઇશ્વર પૂજ્યા જો હશે, તો જોડી ઘરમાં જોય.

આવી વાતો કરતી ભરે બેઢે ચાલી જાય છે. બીજુ જુથ ઢાલા બેહાથી આવે છે, તે પૈકી બે જણીઓ અરસ પરસ કહેવા લાગી કે બેન આજ મેં પાંચ બેઢાં ભર્યાં બે દિવસ થયા હું રોજ તારી વાટ જોઇ છું તેમ હવેલીના દર્શનમાં પણ તું મંગળાના, શૃંગારના ભોગના, ઉથાપનના એ દર્શનમાં પણ તું જોવામાં આવી નહિ, જેથી મેં તારી પાડોશણ સાથે સંદેશો મોકલ્યો ત્યાં તું પાંચમે બેઢે આવી ગઇ, નહિતર હું હમણાં તોરણુ ભરૂં છું તે લઇને તારે ઘેર આવી જાત કેમકે આજ કેટલા દિવસ થયા તારૂ મોઢું જોયું નહોતું, જેથી મારો જીવ લાગી રહ્યો હતો. બેનપણી કહે, બેન મેં આજ બે ત્રણ દિવસ થયા, પાણી ભર્યું નથી, દઇ ભરાવું છું તેમ ઘરથી બહાર પણ નીકળી નથી. જોને તારા બનેવીને સરદી થઇ આવી છે, વળી તે માંદપના બહુ કાયર છે. ઉપલા માણસને ઉભા સુકાવે, એવા હારણુ છે, હમણા નાના છોટીઆ સારૂ દુધ લેવા નીકળી, ત્યાં તારા ખબર મળ્યા કે હું તરત ભર્યાં બેઢાને આમ તેમ ઢલાવીને આવી

પહોંચી. કેમ બેન, શું કામ છે? બેનપણી કહે, બેન કામ બીજુ કાંઇ નહિ હું કયાંક નવી વાત સાંભળી આવું તો તે વાત તારી પાસે કરૂં, તે વારે મને સંતોષ થાય છે. કેમકે તારામાં મારૂં હેત માજણી બેન જેટલું આવે છે, મુઇ કયાંક વાત કરવાનું ઠેકાણું તો જોઇએ કે નહિ, બેનપણી કહે હા બાઇ હા. જોજે આ વાત પેટમાં રાખવાની છેઃ કારણ કે મોટા ઘરની વાત બીજે કાને જાય નહિ. ને કદી જાય તો માથા કપાઇ જાય. ઝમકબાઇ કહે-અરેરે બેન ઇતો શું, પણ માણસ મારીને દાટી રાખ ને તોપણ મારા પેટમાંથી વાત જાય નહિ, વાંચનાર માનનીય એના પેટમાં ન રહી તે બીજીના પેટમાં કેમ રહે તેનો સ્રી જાતિને વિચાર હોતો નથી.

બેન-અમારા ઘરમાંથી હમણા બે વરસ થયા એભલસિંહ રાજાના હજુર સૈક્રેટરી થઇ નીમાયા છે. તે કોઇ કોઇ વખતે રાણીવાસમાં પણ આવજા કરે છે. ઇ કહેતા હતા કે રાજદરબારમાં રાજકન્યા જેજેવતી અઢાર વર્ષની ઉમરે પોહોંચી છે. પણ કયાંય સંબંધ કરવા આપતી નથી, રાજા રાણી પુત્રીને સમજાવતાં થાકી ગયા છે. પુત્રી મોઢે ચડાવેલ છે. તે કહ્યું માનતી નથી. માબાપ બીચારા વ્યાધીમાં કાળે હાડ આવી ગયા છે. બેનપણી કહે દીકરીની વ્યાધી બુરી છે. મોટાને મોટી ઉપાધી હોય છે, પણ મુઇ આપણે પોતે દીકરી નોહોતી? પણ માવતરથી ઉપરવટ થવાય નહિ. ઝમક કહે જોને આ મારા બાપે આ ગામમાં કેટલે છેટે આપી છે, મારા બાપનો કાગળ પંદર દિવસે આવે છે, હું તો કાંઇ બોલી નહિ. ત્યાં પડખામાં ત્રીજી સ્રી બોલી કે એમાં શું બાઇ, કહેવત છે કે "બેટીને ગાય

જ્યાં દોરે ત્યાં જાય " એ સુત્રમાં સૌ વરતી રહ્યા છે. આ વાર્તા પર બરાબર ધ્યાન આપી સાંભળી ફુલસંગ ઉઠી ઉભા થઇ દરવાજે આવી ચડયો. દરવાણીએ પરદેશી મુસાફર જાણી માન આપી પોતા પાસે બેસાડયો અને પૂછવા લાગ્યો કે, આપ કોણ છો ? કયા દેશમાં રહો છો ? આવી ઉગતી વયમાં વનવાસી કેમ થાવું પડયું છે ! તમારે ગામમાં જાવું છે, નહિતર આ પાસે ધર્મશાળા શ્રીમાનોની બંધાવેલી છે. કદી રાજકચારીમાં જવું હોય તો પણ કચારી જોવા જેવી છે. અમારા રાજા ઉદાર દીલના પ્રતાપી, સરલ સ્વભાવવાળા માયાળુને પ્રજાપાલક છે. એમને પ્રજાપ્રત્યે પ્રજાનો રાજા પ્રત્યે એવો પ્રેમ રહે છે, કે અમારા શેહેરમાં માગ્યા મેહ વરસે છે, જમીનમાં ધાર્યા અનાજ નીપજે છે. એમ સહુ સદા આનંદમાં દિવસો ગાળી રાજાની દીર્ધાયુષ્ય થવા આંત્રીક આશીર્વાદ આપ્યા કરે છે.

દરવાણીના કહેવાથી, રાજકુંવર સમજી ગયા કે, રખે રાજા કદરદાન હોય, તો મારી કાંઇક કદર કરશે. એમ ધારી કચારીનો ટાઇમ પૂછયો, કે દરબારશ્રીએ ભલસંગજી કચારીમાં કયારે આવતા હશે, એ વખત બતાવવા મારા ઉપર દયા કરશો, કે દરવાણી કહે એમાં દયા શાની માણસની ફરજ છે. ખુશીથી જાઓ, ત્યાં પોહોંચશો કે ત્યાં નીચે સંત્રી પેહેરેગીરો ટેલતા હશે. તેને પૂછવાથી ખબર મળશે, તેમ કચારીમાં કોઇને પણ જવા, આવવા, વિષે પરેજી નથી. તમે ત્યાં જાશો, ત્યાં છડીદાર પોકારશે. વળી વિશેષમાં દરબાર પધાર્યા છે એની નિશાની દરબારગઢના દરવાજા ઉપર લાલ વાવટો ચડયો હશે, એ ઉપરથી તમારે ખાત્રી કરી લેવી. દરવાણીના કહેવા મૂજબ

ફુલસંગ પેહેરેગીરો પેહેરા ભરતા હતા, ત્યાં આવી ગયા ને મસ્તક નમાવી ઉંચી નજર કરી પૂછવા જાય છે. ત્યાં નકીબના બોલ સાંભળ્યા, જેવી સંત્રીની કચારીમાં જવા માટે રજા માગી હતે કચારીમાં ખબર આપ્યા કે, કોઇ પરદેશી મુસાફર રાજકચેરીમાં આવવા આજ્ઞા માગે છે. દરબારશ્રી એભલસિંહ કહે ખુશીથી આવવા કહો.

ફુલસંગજી રાજકચારીમાં આવી, એભલસિંહને તાજમ ભરી વીર આસનવાળી બેસી ગયા, રાજા, દિવાન, મુસદ્દી, ઉમરાવ આદે કચારીમાં કોઇપણ માણસે આવકાર આપ્યો નહિ, એ જોઇ પોતાના ચાલતા સમયને સંભાળી, મન સાથે કહેવા લાગ્યા, કે,

દોહરા—છતના બેલી થાય સૌ, જહાં જાયે ત્યાં માન.
અછતે આડું મુખ કરે, બેસવા ન મળે સ્થાન.

દોહરા— વેળા મ •દેજે વીઠલા, વેળાથી એળા અંકાય.
તેડા મોકલો ત્રીકમા, મન મરણને ચહાય.

હૃદયમાં શોચ કરતાં ચારે તરફ કચારી જોવા લાગ્યા, જાણે અજાણ્યો નર ઓચીંતો આવી ચડગો હોય, એવો દેખાવ બતાવી બેસી રહ્યા. રાજા આદે કચારીના માણુસો નવીન ને પરદેશી જોઇ કહેવા મંડયા, કે, કોઇ જંગલી માણુસ રાજકચારી જોવાને આવી ચડયો છે. રાજનો કારભારી ઘણોજ ડાહ્યો ને ચાલાક હતો, તે ઘણીવારે દરબારશ્રીને કહે છે કે કૃપાનાથ આ માણુસ દેખાવમાં ને આચરણમાં વાચીત્રતા બતાવી આપે છે. તેને આપણે પુછવાની

જરૂર છે. વળી તે અતિથીરૂપે વરતાય છે. કેમકે તે દેખાવમાં દુબળો-ને રૂપે કુબળો સ્થિતિનો નબળો જોવામાં આવે છે. બેઠક ઉપર વિચાર કરતાં, નાનો ને મોટા રાજવંશી હોય એમ જણાય છે. તેના ઉપર સમયની કસોટીની છાપ પડી જોવાય છે, જેથી હાલ હવાલ બદલી ગયા હશે, મહાન પુરૂષો પાંડવ જેવા સુજ્ઞ વીર નરોને વેળાએ વેશ બદલાવવા પડયા હતા આખરે પ્રભુ બેલી થયા હતા. મહારાજા જેના પરમાત્મા વિમુખ હોય, તેની સ્થિતિ બદલી જાય છે. કવિજન કહે છે કે—

કવિત—નગર નરેશ રૂઠે ખાન સુલતાન રૂઠે
અમીર ઉમરાવ રૂઠે, રૂઠે સબ સહીહે
ભાઇબંધ બાપ રૂઠે કાકાહી કુટુંબ રૂઠે
સાસરીયા રૂઠે વાકું દીલમે ન સહીયે
જનુની જનક રૂઠે, સુતા સુત સબ રૂઠે,
અપર પાડોસી રૂઠે. તો કુછુ ના કહીયે,
કહેત કવિ કહાન યારો દીલમાં બીચારી દેખો
એ તે રૂઠે, ન રામ રૂઠો જાણીએ.

પરમાત્મા વિમુખ થાય છે તે વારે ઢોલ કે વાજા વાગતા નથી પરંતુ કર્મના સંસ્કાર બદલે છે તે વારે મતિ વિભ્રમ થઇ જાય છે. અન્નદાતા, એ પુરૂષ આપણો આશ્રય જોઇ આવેલ છે. જેથી ખબર અંતર પુછવા, એ આપણો ધર્મ છે, એભલસિંહ કહે, ત્યારે કારભારી તમેજ પુછી જુઓ. સચીવ કહે સારૂં, મહારાજ જેવી આજ્ઞા—કારભારી કહે સાઇ તમે કોણ છો કયા દેશના વાસી છો? અત્રે

આગમનનુ કારણુ જો તમે કહી શકતા હો, તો કહેવાની જરૂર છે. ફૂલસંગ નિશ્વાસ મુકી કહે છે કે હું સાંતીનો જમીનદાર ગરાસીયો છું. અને શેર અનાજ માટે આપને આશરે આવ્યો છું. વધારે હકીકત કહેવા મને મારો વખત ના પાડે છે, આપ જે કહેશો, તે પ્રમાણે ખરા દીલથી નોકરી બજાવી, આપને ખુશી કરીશ. આવા દીન વચનો સાંભળી, કારભારીને દયા આવી કે, આ માણુસને આશ્રય આપવોજ જોઇએ. શેર અનાજ માટે પેટવડીયો રહેવા માગે છે. તો લાચાર થઇ ગયેલો અનાથ અશકત હોય, તેજ એવી માગણી કરે છે.

એભલસિંહ કહે ઠીક, ત્યારે એ પુરૂષને કહો કે, તમને સો માણુસની ટુકડીનો સરદાર દરબાર બનાવે છે, આજથી તમારો પગાર, ખાનપાન કાવા, કસુંબા કપડાં વિગેરે ખરચ રાજ ઉપર છે; તમારે જે કાંઇ જોઇએ તે મોદીખાનેથી ઉપાડ કરવો, નોકરીનો બદલો પરમાત્મા આપશે; ફુટાયા રાજકુવર કહે ઠીક થયું, આશરો તો મલ્યો, વળી નીચેથી ઉંચા ચઢાય છે. પણ એકદમ ઉંચા ચડવા જતાં, સીપારસે ચડી જવાય ખરૂં, પરંતુ પાછો નીચે પડવાનો તરત સમય આવી જાય છે. જેમ મહાન પુરૂષોના વચનમાં કહ્યું છે કે—

દોહરા—ઉંચા ઉંચા સહુ ચઢે, નીચા ચઢે ન કોય,
નીચા થૈ ઉંચા ચઢે, ધ્રુવ સમ પદને જોય.

એ સુત્રને આધારે નોકરીના દિવસો નિખાલસપણે ગાળવા લાગ્યો નોકરી કરતાં ફુલસંગને બે વરસ થયા. તો પણ રાજકાર્યવાહીકમાં નૃપને તેની કદર કરવાનો સમય મળ્યો નહિ. એક દિવસ રાજાને

પ્રધાન એકાંતમાં બેઠા હતા, ત્યાં દીવાને ધીરેથી દરબારશ્રીને વાત નિવેદી કે, મહારાજા પૃથ્વીનાથ આપનો સદાએ જય થાઓ: આપણે પેલા, અતિથી રૂપે ગરાસીઓ રહ્યા છે તેણે નોકરી ખરા દીલથી બરાબર આજે બે વર્ષ થયા કરી છે. એ ગરીબ માણસ આપના આશ્રયમાં આનંદ માને છે. તો આપ સાહેબને તેને કાંઈ પગારમાં વૃદ્ધિ, અથવા તો દરજ્જામાં ઉંચું પદ મલવા, એમ કદર થવા, પ્રમોશન આપવું જોઈએ એટલે આપ કદરવાન છો, એમ મનાય, ને તે પોતાના કામમાં સચોટ રહી, નોકરી બજાવે છે. એમ રાજા મહારાજા, શેઠ શાહુકાર, વિગેરેમાં રીવાજ પ્રચલીત ચાલે છે. નોકરી નીખાલસપણામાં બતાવી દે, અને ઉપરી ખળ, ગોળ, એક ભાવમાં રાખે, તો રાજકાજમાં અંધાધુંધી ચાલે છે, એમ માનવામાં આવી જાય, એ સ્વભાવિક છે.

નીચેના કહેલા જણો મરે તેનો શોચ કરવો નહિ એ કવિજનોનું કહેવું છે.

છપયચાલ—મરો સુમ સરદાર મરો એક અડીયલ ટટ્ટુ
મરો કકંશાહ નાર માન વીન મરજે માંડું
પુત્ર ઓહી મર જાવ, કુળમેં ડાઘ લગાવે
મિત્ર ઓહી મર જાવ બખત પર કામ ન આવે
બચન પલટી રાજા મરો સુખે નીંદ ન સોહીયે
બેતાલ કહે બીક્રમ સુનો ઓહી મરે હમ નાં રોઈએ

ઉપરના કહેલા ઇશમો મરે તેનો શોચ કરવો નહિ. જેથી આપણી તેમાં ગણુના થઇ જાય. માટે કદર બુઝવી એ સાચો ધર્મ

મનાય છે. એકાંતમાં વાતો કરી રહ્યા છે, ત્યાં કચારીમાં જવાનો ટાઇમ થયો. દરબારશ્રી રાણીવાસમાં જઇ કચારીમાં જવાનો સ્વાંગ પહેરી કચારીમાં પધાર્યા, ત્યાં દીવાન, અમીર, ઉમરાવ મુસદ્દી વિગેરે અગાઉ હાજર થઇ ગએલા હતા. દરબારશ્રીના આગમનથી નકીબના અવાજ થયા, સૌ કચારી ઉભી થઇ, નીચે જમીન લગે નમી તાજમ ભરી, સૌ બેસી ગયા. ત્યાં વિષ્ણુ શર્મા પંડિતે રાજાને દીર્ઘાયુષ્ય થવા આશીર્વાદ આપ્યો, સૌ નોકર ચાકરો નમન કરી જતા રહ્યા ત્યાં છેલ્લી વારે ફૂલસંગજી સરદારના પોશાકથી આવી, ઘણી ખમા કહી, તાજમ ભરી એક તરફ ઉભા રહ્યા કચારીમાં સૌ મૌન રૂપે બેઠા હતા. તે વારે દીવાને દરબારશ્રી સામે જોયું. દીવાનના કરેલા વખાણ ઉપરથી રાજાને ઉભરો આવી ગયો, ને કેહેવા લાગ્યો કે કેમ ઠાકોર ખુશીમાં છો. ફૂલસંગ કહે હા, મહારાજા આપના પુન્યપ્રતાપે ખુશીમાં છું. દિવસ ગુજારૂં છું. અને દયાની ચાહના રાખું છું.

એભલસિંહ કહે નોકર પોતાનુંજ કામ માની નોકરી કરે એ એનો ધર્મ છે. ફૂલસંગજી કહે હા મહારાજ, પરંતુ ચાકર એ નામ ઉપર તીરસ્કાર રહે છે તેમ દયા પણ ઓછી જોવામાં આવે છે જેમકે.

છપય—નહિ ચાકરને સુખ, કાયા વેચેલી પર ઘર
દયામણું રહે મૂખ, વીસામો ન મલે તલભર
સરે ન રાખે લાજ, કાજ ધાર્યું નવ થાયે
કહે તુંકારો કોય, તો પણ નવ બોલાયે
વળી માલધણી મૂખથી કહે, એ ચાકર છે આપડો
રાત અંધારી હોય, દોડયો જાએ તે બાપડો

સરદારના વચન સાંભળી રાજા ખુશી થયો ને કહેવા લાગ્યા કે વાહરે વાહ શાબાશ છે ઠાકોર તમારા અક્ષરે અક્ષરના બોલ છે તે સાચાજ છે. આપની નોકરી પવિત્ર દિલની ને આજના પ્રસંગની ખુશાલીથી જાઓ, તમને મારા રાણીવાસમાં રાત્રીએ મારા સુવાના રાજભૂવનની નોકરી આપું છું. દિવસના તમારે આરામ લેવો, રાત્રીએ ઉઘાડી શમશેરથી તમારે ખૂદ પોતાને ચોકી ઉપર રહેવું. રાજાના આવા ઉંચા થાનકની નોકરી આપવાના બોલ આપી કચારી સાંભલી વિસ્મય થઇ કે આ શું ? એવા પ્રશ્નનો જવાબ આપસ આપસમાં આપવા લાગ્યા કે આપણે જુના વખતના નોકર છીએ છતાં, આપણામાંના કોઇને રાણીવાસમાં નોકરી મલી નહી. હશે, ભરૂસો બેસી જવાથી થાય છે. કોઇ કહે એજ રાજાની બેકદરાઇ કહેવાય. ફુલસંગજી હર્ષ ન થાતાં આવી અવિચારી નીમણુંક સાંભળી ચિત્રામણ બની ગયા, કે શું મારો પડવાનો વખત તરતમાંજ આવી પોહોંચ્યો હશે ? એમ સમજી ખામીર ખાઇ મન સાથે કહેવા લાગ્યા કે બીજુ કાંઇ નથી. કેવળ રાજા મૂર્ખ છે. અને રાજ્યપદને લાયક નથી. એમ માની નીચે નમી તાજમ ભરી કહેવા લાગ્યા, કે ગરીબ પરવર, અન્નદાતા, માયાળુ મહિપતિ આપના સુજશની અભિવૃદ્ધિ થાઓ પરંતુ રાજ એ શું છે. ટુકામાં કહું છું કે પરમાત્માની વિભૂતિરૂપ તેજ રાજા કહેવાય છે પરમાત્માએ પોતાનો અંશ માન્યો છે. રાજાએ ન્યાય નીતિને સત્યની તાદર્શ મૂર્ત્તિ છે. વળી ત્રણગુણમાં મોટું પદ શાત્વીકનું છે ત્રણદેવ તેમાં પરમાત્મા પોતેજ શાત્વીક છે ને મનુષ્ય શ્રષ્ટીમાં માણસમાં મોટું પદ ભકત, અને રાજા એ બંનેનું છે, એમ આપશ્રી મનાઓ છો છતાં સાર અસાર ભલુ ભૂંડું હાની

કે લાભ યશ કે અપયશ, લાયક કે નાલાયક એ સુત્રોથી કાંઇ અજ્ઞાત દેખાઓ છો હું આપનો રૂણી છું ને મારી વડીલ મુરબ્બી પીતાશ્રી તુલ્ય ભાવના છે જેથી ન્યુનાધિક થાતા પેહેલા અપરાધની મારી વાકયોની દરગુજર થવા મારી પ્રાર્થના છે. કેમકે મારે અધિક વિવેચન કરવાની જીજ્ઞાસા બંધાણી છે, જેથી બોલવા આજ્ઞા માગું છું. રાજા વચનોથી શંકાશીલ તો થયા પરંતુ વાણીમાં રસ જોઇ આજ્ઞા આપી કે શું બોલે છે તે જોવું જોઇએ વચમાં નૃપતિ કહે મારી આટલી નોકરીમાં તમે નારાજ થાતાં હો તો, કાંઇ નહિ. અણુગમો બતાવી આપશો. ફુલસંગ કહે નામદાર મારી વાત સાંભળ્યા પછી તે અણુગમો રાજીપો વિગેરે પૂછવા દયા કરશો રાજા કહે સારૂં ત્યારે કહો શું કહેવા માગો છો, શીશ નમાવી ખમા ગરીબ નિવાજ, ખમા, આપની મને ભૂલ દેખાય છે તે જાતવંત નોકર ભૂલ બતાવી આપે છે તેમાં ધણીને રોષ આવતો નથી, એ ભૂલ રાજ, રજવાડા, રાજા, મહારાજાઓ, પણ જાણી બુઝી શકે તેમ છે, આપની જગતમાં અપકીર્ત્તિ ગવાશે પાસેના અમીર ઉમરાવ કે કારભારી મૂર્ખ મનાશે, એ સાથે હું પણ બદનામીનો ભાગીદાર બનીશ, મહાનપુરૂષો કહે છે કે સર્વે ગુણસંપન્ન હોય તે વારે રાજનું પદ ભોગવાય છે. આપે મને રાણીવાસની નોકરી આપી તે મારા કયા ચારીત્રોથી આપવી પડી. મારા સાથે આપની કઇ પહિચાન હતી ? હું કોણ છું ? મારા સહવાસનો અનુભવ આપે કયારે લીધેલ છે, મારી જાતભાત શી છે ? એનું અનુકરણ આપને કેમ થઇ શકયું ? મારામાં ગુણ અને દોષ આપના કયા પરિચયમાં આવેલા હતા ? ઉપરના બધા સુત્રોથી આપ તો તદન અજ્ઞાત છો છતાં મને

ગુપ્તસ્થાનકની નોકરી આપી, તે મને તો ઘણી મુશ્કેલીભરી અને અમાનનીય લાગી છે. વળી નીચેના પ્રમાણુ બતાવી આપે છે કે—

દોહરા—પંથે કાં પાડોશમાં, કાં સહવાસે જોય.
જાત ભાત જાણ્યા પછી, ગુપ્તથાનકે હોય.
માત તાત જાણ્યા વિના, ગુણુ અવગુણુ અજ્ઞાત.
નીવડે જાત કજાત તો, પાછળ પશ્ચાતાપ.

રાજેંદ્ર આપ તો જાણો છો છતાં મારા માટે દુષણો મેંજ આપના અનુભવમાં આવવા કહી બતાવ્યા કે જેનું અનુકરણુ દુનીયા કરવા ધારે તો ઉપયોગી થઇ પડે છે. તે સાધારણ કહેવતમાં બોલાય છે કે, માણુસના પેટની અને લાકડાના પોલની કોઇને ખબર પડતી નથી. વળી એક ઉદાહરણુ હજુરશ્રીને નીવેદન કરૂં છઊં કે—

પૂર્વે અવધપૂરીના રઘુકુળ તીલક શિરોમણી ભગવાન શ્રીરામચંદ્રજી જ્યારે લંકા આવ્યા, રાવણુ સાથે જુદ્ધ ચાલવા માંડયુ હતું તે વારે શ્રીરામચંદ્ર શ્રીપરમાત્માનો અવતાર છતાં મનુષ્ય સૃષ્ટીમાં દેહધારીરૂપે હતા જેથી દિવસના યુદ્ધ કરતા પણુ રાત્રીએ તો આરામ લેવાની જરૂર પડતી એટલે સૌ યોદ્ધાઓ ભગવાન રામચંદ્ર પાસે આવી વિનંતી કરવા માંડયા કે પ્રભુ રાત્રે આરામ લેવા આપ નિદ્રાવશ થાઓ એટલે રાજરીતીના પ્રમાણોથી અમે સૌ ચોકી ઉપર રહીએ. રામચંદ્ર કહે તમે બધાથી ચોકી ભરાય નહિ કેમકે સવારે તો સૌ સેનીકોને લડાઇમાં ઉતરવું પડે છે જેથી આરામની તમને પણુ જરૂર છે.

તેવારે સુગ્રીવ આવી વંદન કરી કહે છે કે નાથ હું અંગદ ને લક્ષ્મણ તથા વિભિક્ષણ એમ ચાર જણા ચોકી ઉપર રહીએ, પરમાત્મા કહે એ બહુ સારૂ પણ ચાર જણાથી સાથે ચોકી થાય નહિ, તેમાં પણ ચારેનો શ્રમ વૃથા જાય છે. સુગ્રીવ કહે હું એકલો ચારે પોહોર ચોકી ઉપર રહું, રામ કહે સુગ્રીવ એક માણસ ચોકી ચાર પોહોર સુજાગર રહી, કરી શકે નહિં, નીદ્રા એવી છે કે સુખ કે દુઃખ હોય, સજ્યા કે પથારી હોય, કે શૂળી હોય, તો પણ ત્યાં નીદ્રા આવ્યા વિના રહેતી નથી, માટે એમ કરો કે, એક પોહોર સુગ્રીવ બીજે પોહોર અંગદ, ત્રીજે પોહોર વિભિક્ષણ, ચોથે પોહોરે લક્ષ્મણ, એમ ચાર પોહોર વેંચી લ્યો, કે જેમાં તકલીફ પડે નહિ પ્રભુના વચન સૌએ માન કર્યા. પહેલા પોહોરમાં સુગ્રીવ પોતાના સાજ સજી કમર બાંધી; પેહેરો ઉપર હાજર થયા, ભગવાન રામચંદ્ર કહે સુગ્રીવ આવ્યા કેઃ સુગ્રીવ નમન કરી કહે કૃપાનાથ હાજર છું. પેહેલા પોહોરનો વખત રામચંદ્રજીએ સુગ્રીવને વાતોના ઉપદેશમાં નીવંત કરાવ્યો. ત્યાં બીજો પોહોર આવ્યો, એટલે અંગદ ચોકી ઉપર આવી પગે લાગ્યો. પ્રભુ કહે બાપ અંગદ આવ્યા કેઃ અંગદ વંદન કરી શીર નમાવી કહે, દીન દયાળ હા સેવક હાજર છે, બીજો પોહોર અંગદને જ્ઞાન ઉપદેશની વાતોથી વીતાડી આપ્યો પોહોર જાતાં વાર લાગી નહિ, ત્રીજો પોહોર આવ્યો તે વારે વિભિક્ષણ આવી દંડ-વૃત કરી બોલ્યા કે મહારાજ દાસ હાજર છે. વાહ વિભિષણ શાબાશ છે. એમ કહી ત્રીજો પોહોર વાતોમાં કાઢી આપ્યો ચોથો પોહોર થયો ત્યાં લક્ષ્મણનો વારો આવ્યો એટલે કમરકશી બાણ ભાથાઓ સજી પરમાત્માને નમન કરી ચોકી ઉપર પધાર્યા. પ્રભુ કહે બંધુ

લક્ષ્મણ આવ્યા કે, એમ કહેતાં તરતજ નીદ્રાવશ થઇ ગયા, ભર-નીદ્રામાં જેમ પોઢ્યા હોય તેમ નસકોરાં બોલવા લાગ્યા, આ બનાવ જોઇ લક્ષ્મણને માઠું લાગ્યું ને વિચારમાં પડી ગયા કે, ત્રણ પોહોર ત્રણે જણાને પ્રભુએ વાતોથી વીતાડી દીધા, અને ચોથે પોહોરે હું આવ્યો કે તરતજ રામ નીદ્રાને આધીન થઇ ગયા ઠીક છે, રામનો ઉપલગ પ્રેમ અત્યારે જોવાઇ ગયો, પોતાના અને પારકા તે શું એમ રામ ઓળખ્યા નહિ; પારકાથી પ્રેમ વધારે રાખવાથી દુનીઆમાં ખ્યાતિ વધારે થાતી હશે. છે તો પ્રભુ દયાળુ એને ભીન્નભાવ જોઇએ નહિ છતાં અત્યારે તો ચોખો મારા ઉપર પ્રેમનો અભાવ જોવાઇ ગયો; હશે રામને શું કરવું વળી વડીલ ભ્રાતા છે, એમની ભૂલ મારે કાઢવી એ મારૂં ભૂષણ ન કહેવાય પ્રભુને ગમ્યું તે સારૂં એમ નિશ્વાસ મૂકી ચોકી આમ તેમ ટેલી કરવા લાગ્યા ત્યાં ઉષા કાળ થયો એટલે રામ જાગૃત થયા; મૂખ પ્રક્ષાલન કરી શૌચ જઇ દંત ધાવન કરવા બેઠાં, ત્યાં લક્ષ્મણજીને બોલાવ્યાં બંધુ લક્ષ્મણ પધારો આપણે દંત ધાવન કરીએ. લક્ષ્મણજી ઉદાસ ચેહેરાથી દાતણ લઇ પાસે બેઠા ભગવાન રામચંદ્રે ભ્રાતુ સામે વાત્સલતા બતાવી પુછવા લાગ્યા કે કેમ લક્ષ્મણા આજે તમારા મૂખ ઉપર શ્યામતા દેખાય છે. ચિત વિગ્રતાભરેલું જણાય છે, ત્યારે લક્ષ્મણજી વીનયયુક્ત વચનોથી સંબોધી કહે છે કે વડીલ ભ્રાતા અવધેશ ? આપ ક્યાં નથી જાણતા ! આપતો અંતરયામી છો. છતાં મારે શું કહેવું ત્રણ પોહો-રમાં ત્રણે સખાઓના પોહોર વાતોમાં નિર્ગમન કર્યા અને ચોથા પ્રહરમાં મારી ચોકીનો વખત આવ્યો ત્યારે તરત નીદ્રા દેવીને આધીન થઇ ગયા એમને મારા પ્રત્યેની સેવામાં આપને કાંઇ ન્યુનતા

દેખાઇ હોય એ જણાયું જેથી ભેદ ભાવના આપની મારા હૃદયની માન્યતાએ મને સુચવી બતાવ્યું. આવા વચનોથી પ્રભુ હસવા લાગ્યા. ને હસતે વદને કહે વાહ બંધુ વાહ બંધુ, એ શંકા તમને ઉત્પન્ન થઇ તે દરેકને થાય એ સ્વભાવિક છે, પરંતુ બંધવા ભેદ ભાવના જરાએ નથી. અને હોય પણ નહિ. એ ત્રણે મારા સખા ભક્ત છે તો પણ મને શંકા રહી કેમકે પેહેલા પોહોરમાં જે વારે સુગ્રીવ ચોકી ઉપર આવ્યા તે વારે મેં જાણ્યું કે સુગ્રીવ મારો પ્રેમી ભક્ત છે. છતાં મને નીદ્રા આવી જતાં તેના મનમાં હીલો આવી જાય કે રામ ખરા પણ મારા ભાઇ વાલીને માર્યો છે. એ સમય સંભાળી કદી વેર વાળવા ચાહના કરે તો પસ્તાવું પડે ને તેને મોઢે કહેવાય નહિ જેથી તેને વાતોમાં ચડાવી મગ્ન કર્યો ને પોહોર વ્યતીત કરાવ્યો. બીજા પોહોરમાં અંગદ વાળીનો કુમાર આવ્યો એ મારો પૂરણ સેવા ભકત જેથી મને ભરૂસો આવે તો પણ હું નીદ્રાવશ થાઉ ને તે પીતાના વેરને સંભાળે કે મારા બાપને માર્યો છે તો આ વખત પોંખ્પી લઉ જેથી અંગદને ગ્નાનગોષ્ટીમાં તેનો બીજા પોહોર પુરો કરી આપ્યો ત્યાં ત્રીજો પ્રહર આવ્યો એટલે વિભિષણ ચોકી ઉપર આવ્યા વિભિષણ મારો અનન્ય ભક્ત વળી શાત્વીક ગુણોથી અલંકૃત તેમાં પણ શંકા ઉત્પન્ન થઇ કે રખે મારા ભકતને પણ હીલો આવી જાયં કે આ રામ અયોધાપતિ મારા ભાઇ રાવણનો વિધ્વંશ કાઢવા આવેલ છે તો ચાલ હું જ વેર વાળી લઉ એમ થવા શંકા પડી જેથી ભકતને ભલુ મનાવવા ઉપદેશી વાતો કરી પ્રહર વીતાડયો અત્રે ત્રણેના મનને શાંન્તવના આપી ખુશી કર્યા ચોથો પ્રહર આવ્યો ત્યાં તમે આવ્યા, એમાં મને ભય, શંકા, કે ભેદ કાંઇ

પણ થાય નહિ એવી નિભંય ભ્રાતા તમારી ચોકીમાં મને નીડરપણે તરતજ નીદ્રા આવી ગઇ માટે બાપ લક્ષમણા નીદ્રા એ પુરૂષ માત્રની વેરણ ગણાય છે. તેમ અચેત અવસ્થામાં કોઇનો પણ વિશ્વાસ કરવો નહિ, વળી અપવાદમાં પણ કહેવાય છે કે,

દોહરા નીદરા નાવે હે સખી ત્રપતાં ત્રણ જણા
અતિ સ્નેહીને બહુ રણા માથે વેર ઘણા

માટે ઉપરના ત્રણ જણાને સુખે નીંદ્રા આવતી નથી. અતિ સ્નેહી હોય. જેના માથે વેર ગાજતા હોય અને જે કરજવાન હોય એ સુખે સુતા નથી. ઉપરના ખુલાસાથી લક્ષ્મણજીની શંકાનું સમાધાન કર્યું. આ વાત ફુલસંગજી આભાપૂરીના રાજા એભલસિંહને કહી સંભળાવી. રાજા પવિત્ર સરદારના વચનોથી ઘણોજ ખુશી થયો કે ધન્યવાદ છે આવા નિમકહલાલી નોકરને. વળી ધણી પાસે ખરી વાત નીવેદન કરી પ્યારમાં વધારો કરવો એ સુજ્ઞ માણસનો ધર્મ છે. માયાળુ દરબારશ્રી ઉપરના ઉદાહરણ રાજા, મહારાજા, ગરીબ, તવંગર, સર્વેને જાણવાની જરૂર છે. કે કોઇ વખત કાંટો લાગો નહિ. કારભારી કહે મહારાજા આ રાજનીતિની સમયસુચક વાત કેહેનાર સાધારણ માણસ હોય એમ મનાય નહિ એમના ન્યાયવર્તન રાજવંશી કુળની છાપ પાડી બતાવે છે. એભલસિંહ ખુશાલી બતાવી સચીવને કહે ત્યારે આ સરદારને કયા દરજા ઉપર બેસાડવા. સચીવ કહે ખાવીંદ આપણી રાજકન્યા જેજેવતીના રાજમોહોલને ફરતી ચોકી છે તે ચોકીદારોને બીજા કામમાં જોડી આપીએ અને ફુલસંગ ઠાકોરને ડોઢીમાં રાખીએ તેમની પાસે સાત શિરબંધી

તેહેનાતમાં આપવા. ત્યાં તેમને બેસી રહેવું કેમકે જે માણસની ગેરહાજરીમાં પડધો પડધો હોય તે પુરૂષને સૌ જાણી શકે છે. એના પડઘાની સ્ફુરણા દુનીઆમાં સંભળાતી હોય છે. જેથી એક માણસનો પડાહ ઘણા માણસોથી વધી જાય છે, ને એની કામગીરીમાં કોઇનો દખલ લાગી શકતો નથી. વળી તે રાજકુળી નર છે. જેથી કુંવરીના મોહોલ સામે કોઇથી નજર તાકી શકાશે નહિ, તેમાં તેમને વજીરનું પદ એનાયત કરીએ. આવા કારભારીના વચનથી એભલસિંહે અનુમોદન આપી તેમ થવા ખુશી બતાવી.

પ્રધાનજી તમે તેમને હુકમ સંભળાવી આપો, રાજાના માન્ય કરેલા વચનો પ્રધાન ફુલસંગજીને કહેવા લાગ્યા કે ઠાકોર તમને રાજકન્યાની ડોઢીમાં નોકરી અને વજીરાતની પદવી દરબારશ્રી આપે છે. તેમાં તમારી પાસે સાત શિરબંદી તમારા માટે ખાનપાન અમલ વિગેરેનો બંદોબસ્ત રાજ તરફથી થાશે, એમ કહી શમશેર, ઢાલ, હંમેલ, પોશાક ને શિરપાવ મંગાવી આપ્યા, પગમાં સોનાનો તોડો બક્ષીસ આપે છે. ફુલસંગજી સચીવના વચનોથી ખુશી તો થયા પણ ડોઢી રાજકુમારીની, જેથી શંકાશીલ થયા, કે એ નોકરીથી મારે રાણીવાસ દાસીઓને રાજકન્યાનો હુકમ ઉઠાવવો પડશે, ક્ષત્રી પુત્ર સ્ત્રીના હુકમને આધીન કદી પણ રહે નહિ, એ વાતથી પ્રધાનને જાણ કર્યા, જેથી એ નોકરીમાં મારી પ્રસન્નતા નથી. તોપણ રાજા સાહેબના હુકમને શિરોદ્ધાર કરૂં છું. પ્રધાને રાજાને સર્વે હકીકતથી વાકેફ કર્યા કે ફુલસંગજીએ અણગમો બતાવ્યો છે. દરબારશ્રી કહે ફીકર નહિ. જાઓ કહો કે તમારા ઉપર રાજા એભલસિંહ વિના

કોઇનો પણ હુકમ નથી તમારે રાણી દાસી કે રાજકન્યાનો હુકમ માનવો નહિ.

તમારી ક્ષાત્રિક ટેક મુકાવવા હું ચાહતો નથી. આજથી તમે ફુલસંગ વજીરના પદથી ઓળખાશો, ફુલસંગ વજીર ડોઢીમાં નીમાયા છે. તે વાતથી રાજકન્યા અજ્ઞાત હતી.

એકાંત અવાસમાં રાજકન્યા દાસીઓની સાથે રમણ કરે છે. ત્યાં રાજા એભલસિંહ પુત્રીની પાસે આવી પૂછે છે કે બેન તમારા માટે દેશાવરના માગાં બહુ આવે છે તેમ તમારી વય મોટી થઇ છે. તો જ્યાં તમારૂં મન માનતું હોય ત્યાં વેશવાળ કરીએ. પુત્રી કહે કયાંના માગા કોણ લાવે છે રાજના બારોટ, છત્રીસ કુળ રાજવંશીના કુમારોના માગા લાવે છે! જેવાં કે ચાવડા, ચંદેલ ચુડાસમા, ચૌહાણ, સોલંકી, સમા સીસોદીયા, સોઢા, પરમાર, પઢીઆર, જાડેજા, તુવર, જેઠવા, મકવાણા, રાઠોડ, વાઘેલા, ગેહેલોત, દેવળા, વિગેરેમાંથી અમુક રાજ સાથે સંબંધ બાંધવો એ ઇચ્છા મને જણાવો તો તે હું કબુલ કરૂં, પુત્રી કહે પીતાજી એ માગા તો આવે જ્યાં દીકરી હોય ત્યાં સૌ આશા બાંધે. સબંધ બાંધવો તે જેવું તેવું કામ નથી, જીંદગીનો નીકટ સંબંધ જોડવો, અને તે નીભાવવો તે ઉપર પુરતું લક્ષ દેવાની જરૂર છે, હજુ તો મારી કયાંય પણ જીજ્ઞાસા બંધાઇ નથી. બેન ઉમર મોટી થાય ત્યારે જ્યાં ત્યાં ખાટી છાસ ઊકરડે નાખવા જવી પડે છે એમ ન થતાં તરત વિચાર ઉપર આવો તો સારૂ ગણાય. આ વાત ઉપર પુત્રીએ જરાપણ લક્ષ આપ્યું નહિ, જેથી રાજા રાણીવાસમાં પધાર્યા, ત્યાં

રાણી ઝાલોદ પદમણીને કહેવા લાગ્યા કે, પ્રાણપ્રીયા પુત્રીના સંબંધ વિષે શું કરવું? પુત્રી તો માને તેમ નથી. રાણી કહે મોઢે ચઢાવેલ છે જેથી પોતાની મતિએ ચાલનારી છે. તેમ પૂછયા વિના થઇ શકે નહિ. પ્રાણનાથ—જ્યાં એનું અનોદક હશે ત્યાં જાશે, એના ભાવીમાં જે લખ્યું હશે તેમ થશે. રાજા કહે સંબંધ બાંધી આપવો એ માતા પીતાની ફરજ છે વળી તમે તેને નાનપણથીજ છુટ મૂકી આપી, જેથી હવે તે ગણકારે તેમ નથી. કવિ કહે છે કેઃ—

છપય—ભટકત બગડત નાર, ઝાડ બગ બેડે બગડે,
પુત્ર બગડત હુલાય, પુત્રી બગડે સુખ દેતે;
ઉત્તમકું મધ્યમ મિલે, વાકી તો બગડત ગતિ.
બેતાલ કહે બીક્રમ સુનો, ક્રોધ કીયો બગડ્યો જતી.

હઠીલી પુત્રીના બોલથી રાજાને રાણી શોચ કર્યા કરે છે નૃપતિ કચેરીમાં આવે છે તે વારે બારોટ જે આવ્યા હોય તેને ના પાડી દે છે કે પુત્રી પોતાની ઇચ્છાનુસાર ધારે છે. જેથી દસોંદીઓ નિરાશ થઇ ચાલ્યા જાય છે, મોટાના ઘરમાં પુત્ર મોઢે ચડાવે છે. દીકરીને માતા બગાડે છે, જેથી નિર્થક થવું પડે છે.

દાસી કહે બેન તમે પીતાજીના વચનને માન આપતા નથી તો તમારે શું વિચાર છે. એમ દાસીઓ વાતોથી ગાળ્યા કરે છે. એટલામાં રાત્રી વ્યતીત થયા બાદ પ્રાતઃકાળ થયો છે. રાજકન્યા શૌચ દંતધાવન અને સ્નાન કર્યા પછી દેવ સેવા કરી દિવસ ઉગ્યા છકે નવરાશમાં આવી તેવારે દાસી

પાસે દૂધ કઢેલાં મંગાવ્યા, તે મસાલાદાર દૂધ પીધા તે ઉપર પાન સોપારી વિગેરે મુખવાસ લીધા અને દાસી સાથે સ્નેહની વાતો કરવા લાગી. ત્યાં મોઢામાં પાનની થુક આવી એટલે રાજકન્યા ઉભી થઇ બારીએ થુક નાંખવા જવા માટે દાસીની રજા લેવા કહ્યું. દાસી કહે બારીએ થુક નાંખવામાં કાંઇ પણ હરકત નથી પણ તમે આ એકાંત અવાસમાં આવ્યા તેને અગીયાર વર્ષ થયા. સાત વર્ષના હતાં ત્યારે તમારા પીતાએ તમારી અળગી બેઠક રાખી અમને સાત દાસીઓને તમારી નીગેવાનીમાં રાખી છે. જેથી બારીએ જશો કે તમને દુની-આનો પવન લાગી જશે. જો પવન લાગ્યો એટલે આજથી અમારી નોકરી પૂર્ણ થઇ રહી અમે માની લેશું. આટલા વર્ષની અમારી કરેલ બરદાસી તમો નિષ્ફળ કરશો. પછી તમારી મરજી, અમે રજા દઇ શકીએ તેમ નથી. દાસીના માર્મીક બોલ સાંભળી રાજકન્યા અટકી પડી. થોડી વાર પછી કહેવા લાગી કે બેન દુનીઆનો પવન તો મને દરરોજ બારીઓમાંથી આવી લાગે છે. કેમ આજે બીજો નવો પવન નીકળ્યો હશે. દાસી કહે ના બાઇ દરરોજ તમને જે પવન લાગે છે તે બારીમાંથી દીવાલોને અડકી પછી તમને પવન લાગે છે તેથી ખરાબ અસર થાવજ નહિ. ને આતો પરબારો તમારા શરીરમાં આવી પ્રવેશ કરશે તે જોખમને પાત્ર છે.

બેદીક વચનોથી રાજકન્યા આગળ પણ વધી નહિ તેમ પાછળ હટી નહિ એમજ ઉભી વિચારમાં પડી ગઇ તે વારે દાસીએ જાણ્યું કે કુંવરીને શંકા પડી પણ જો કદી પોતાના વટમાં આવી જાય ને કહે કે કેમ દાસી રજા આપે છે કે નહિ. તું કોણ અટકાવનાર

છે. તો મારૂં માન નહીં રહે. માન જાળવી ઉભી રહી એ ઘણું કહેવાય. જેથી દાસી કહે બેન આજે તમારી ઇચ્છા થઇ તો જલદી ચુંક નાખી વળી નીકળજો વધારે વાર ટકશો નહિ. એ વખત સવારનો હતો ત્યાં ડોઢીમાં ફૂલસંગ વજીર દાતણ કરી મુખ પ્રક્ષાલન કરી ડોઢીના દરવાજા સામે જોઇ રાજકન્યાના મોહોલને પીઠ બતાવી શ્રીભગવાંન સવિતા નારાયણના દર્શન કરતા હતા ત્યાં રાજકન્યાએ બારીમાંથી થુંક નાંખ્યું. એટલે ડોઢીના દરવાજા તરફ નજર ગઇ તેમાં વજીરની પીઠ દેખાઇ ગઇ. એટલે રાજકન્યા પાછી હઠી, તેમાં તેનું શરીર સજડ થઇ ગયું એટલે પવને પ્રવેશ કર્યો.

આવી કફોડી દશામાં રાજકન્યાને જોઇ દાસીઓ દોડતી પોહોંચી આવી કોઇ પંખા કરવા માંડી કોઇ પાણી છાંટવા લાગી, કોઇ આલીંગન આપી રહી. એમ આગતા સ્વાગતા કરવા મંડી. રાજકન્યાને જરાવાર પછી શુધ્ધી આવી. ચોમેર નેત્ર ફેરવવા લાગી. જીવ ઠામ આવ્યો તે વારે દાસીને કહે બેન મને પવન લાગી ગયો. મેં તારૂ કહ્યું માન્યું નહિ. એટલે હું ગમારમાં લેખાણી. કહ્યું છે કે—

દોહરા—ધાર્યું પોતાનું કરે સમજે નહિ કાંઇ સાર
આઘે જઇ પાછા વળે એ પણ એક ગમાર.

એમ કહી દાસીને પુછવા લાગી કે બેન

કવિત—કટીફેટ છોરનમેં ભૃગુટી મરોરનમેં
શીશ પેચ તોરનમે અતિ ઉર ઝાય કે
અંદ મંદ હાસનમે બીરૂની બીલાસનમે

આનંદ ઉજાસનમેં ચક્ર ચોધ છાય કે.
મોતી મની માલનમેં સોસની દુસાલનમેં
ચીકુટીકે તાલનમે ચેટક લગાય કે.
પ્રેમ બાન દે ગયો ન જાનીએ કીતે ગયો
સુપંથી મન લે ગયો ઝરોખે દ્રગ લાયકે.

રાજકન્યા કહે દાસી આપણી ડોઢીમાં નવીન પુરૂષ કોણ આવેલ છે, દાસી કહે એજ દુનીયાનો પવન, આપણા રાજમાં ઘણી મુદત થયા પેટવડીઓ થઇ નોકરી કરે છે. તેને દરબારશ્રીએ નોકરીની કદર જાણી તમારી ડોઢીમાં વજીરની પદવીએ નીમ્યા છે. જેથી બાસાહેબ એમના વિષે મનમાં કશી પણ લાગણી લાવતા નહિ, કેમકે તે ગડીઓ ઠાકોર સાંતીનો જમીનદાર છે. તે આપણા રાજને અને કુલને લાયક નથી, જેથી શ્રધ્ધા બાંધવી નહિ. દાસીના વચનોથી રાજકન્યાને ખેદ થયો કે આવા પુરૂષને દાસી નાલાયક, બનાવે છે. એ દાસી શું જાણે છે. એમ કહી દાસીઓને જુદા જુદા કામમાં વળગાવી દીધી. અને પોતે એકાંત ભૂવનમાં જઇ કાગળ કલમ ખડીયો લઇને બેઠી. તર્ક વીતર્ક કરવા લાગી કે મારે શું કરવું, શું લખવું, તેમ મેં આજ દિવસ સુધી પુરૂષ એવા નામ બોલી નથી, વસ્ત્ર પેર્યાં નથી, અનાજ લીધા નથી પેહેલેજ મારી નજરમાં આવી ચડયો છે વળી અંતઃકરણમાં શરીરની નાડીઓમાં રૂવે રૂવે વસી ગયો છે, તેમ મારી માન્યતા થાય એને પતિ માનવો એ મારો નીયમ છે. જેથી હવે તો શ્રી પરમાત્માને સાક્ષી રાખી સંબંધ બાંધવા કબુલ થાવું પડશે. વળી ઘેર બેઠા વિધિએ મોકલ્યો છે.

દુહા— કુકણુને કાછ ભવની ભેળપ નહિં
ખડીકનો ખરવાસ દેગમશી દાખવો પડે.

દુહા— ઘીના ઘરાક ઘર બેઠા આવે ઘણા
ઓબડીએ બંધાણા, ઝરપે બેઠો જોઠવો.

છપય– નથી નીપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં
નથી નીપજતો પ્રેમ, તેલ ચોલ્યાથી તાતા
નથી નીપજતો પ્રેમ, ગાંધી દોશીને હાટે
નથી નીપજતો પ્રેમ, શોધતાં વાટે ઘાટે
પ્રેમ તપાસી મલે નહિ, ગુજરી ગામો ગામની
શામળ કહે પ્રેમ તો મળે, કૃપા હોય શ્રી રામની.

માટે ઘરબેઠા પ્રભુકૃપા હોય તો પ્રેમ અણુધાર્યો અણુચીંતવ્યો આવી મળે છે જેથી બીજો વિચાર કરવાની જરૂર નથી માટે ચાલ જીવ પત્ર લખીને પાઠવુ, એ વિચાર ઉપર આવી.

રાજકુમારી જેજેવતી એ પત્રમાં નીચે પ્રમાણે લખી જણાવ્યું.

ચોપાઇ

સ્વસ્તિ શ્રી દોઢી દરબાર
લખીતંગ જેજેવંતી નાર
પ્રભુ પ્રેરકે આપ દર્શન થયા.
કાગલ વાંચીને કરજો દયા.

દોહરા—હું નારી છું તમતણી, તમે મારા ભરથાર.
નીમ્યું નારાયણ ધણી ટળશે નહિ લગાર.

તમ વિના આ જગતમાં, બીજા બાઇને બાપ.
વચન ફેરવું નાથજી. પરલે કાળનું પાપ.

દુહા—જોઇ હોરીએ જાત, લાજારાં લોપે નહિ.
પડે પરોળે ભાત, ફાટે પણ ફીટે નહિ.
મોંઘા મળે સોંઘા સાટવીએ નહિ.
ખુંઘા ખમે જાતિલા હોય જોગરા.

આ ચીઠ્ઠીથી આપની દાસી વિજ્ઞપ્તી કરે છે કે આ ચીઠી કદી પણ ફરનાર નથી. એમ લખી દાસીને બોલાવી, જા દાસી ચીઠી દોઢીના દરબારશ્રીને આપી આવ વળી વિશેષમાં લખ્યું કે.

દોહરા—કબહુક કાગદ ફીટ ગયે, શાહી પુરાની હોય.
જ્યુ આંગળીમે નખ લગા. મેરા ચિત લગા હૈ તોય.

દાસી દરબારી વજીર સાહેબને કહેજે કે, કોક દિવસ કાગલ ફાટી જાય. શાહી જુની થાતા અક્ષર ઉડી જાય. છે તો કહેજે જેમ આંગળીમાં નખ લાગ્યા છે, તેમ મારૂં ચિત તમારામાં લાગી રહ્યું છે. એમાં ઠાકોરને શંકા થાય કે, વૃદ્ધાઅવસ્થામાં આંગળી પણ જુની થઇ જાય છે. તે બદલ તારે કહેવું કે–

દોહરા—કબહુક આંગળી ગીર પડે, નખ પુરાણા હોય.
જ્યું મેડી મેં ગોખ લગા, મેરા ચિત લગા હૈ તોય.

જેમ મેડી મોહોલાતમાં ગોખ, બારી, જાળીઆ જડયાં છે; તેમ મારૂં ચિત લાગી રહ્યું છે એમાં કદી શંકા કરે તે વારે તમારે કહેવું કે.

દોહરા—કબહુક મેડી ગીર પડે, ગોખ પુરાણા હોય.
જ્યું આકાશમેં ચંદ્ર લગા, મેરા ચિત લગાહે તોય.

એમાં પણ દાસી ચતુર પુરૂષ હોયને શંકા કરે કે અમાસને દિવસ ચંદ્રમા ઉગતો નથી. તેના જવાબમાં કહેવું કે.

દોહરા—કબહુક ચંદા આથમે, રેન અંધેરી હોય.
જ્યું આકાશમેં ધ્રુનેચળ લગા, મેરા ચિત લગાહે તોય.

જેમ ઉપરની સમસ્યાના છેવટના જવાબમાં કહે જે કે ઠાકોરશ્રી. જેમ આકાશમાં ઉત્તર દિશામાં ધ્રુવનો તારો નેચળ રહ્યો છે, તેમ મારૂં મન નેચળ લાગી રહ્યું છે. એમ નીકટ સબંધની દ્રઢતા બેસાડી આપજે. આમ કહી દાસીને પત્ર આપી ડોઢીએ મોકલી દીધી. આણી તરફ ડોઢીમાં દરબાર ફૂલસંગ વજીર અમલના કસુંબા પીતા હતા ત્યાં દાસીએ તાજમ ભરી પ્રેમી પત્રિકા ચરણમાં નિવેદન કરવા મુકી આપી ચીઠી દાસી લાવી છે, તે ચીઠી રાણીવાસની માની તરત જુસ્સાથી પગના અંગુઠાની ઠેસેથી, ચીઠીને ઉડાડી આપીને કહ્યું કે, જા દાસી ચીઠી લખનારને કહો કે મારા ઉપર આ જાતિનો હુકમ નથી, હું નોકર એભલસિંહનો છું, રાણી. દાસી, કે રાજકન્યાનો નથી. દાસી કહે નાથ, કૃપા કરો, આ ચીઠી હુકમની નથી, જરા વાંચી તો જુઓ, ગદગદીઆ થાય તેમ છે. એમ કહી પાછી ચીઠી ઉપાડી હાથમાં વાંચવા આપી. કાગલ વાંચી વજીર દાસીને કહે છે કે જા તારી રાજકન્યાને કહે કે હું એના પીતાશ્રી એભલસિંહનો નોકર છું એનું અનાજ મારા રૂવે રૂવે ભર્યું છે, જેથી મારાથી

રાજકન્યાના મોહલ સામે જોવાય નહિ, તો વરવા માટે કેમ બંધાઉં જેથી ના પાડી આપો. આવી રીતે વજીર પ્રત્યુત્તર વાળી આપે છે.

દોહરા—મેં ચાકર તુજ તાતકા, હરામ જોઉં ન ઠામ.
ઓર મરદ તું ઢુંઢ લે, નહિ બહુંઆ કામ.

માટે આ કામ મારૂં નથી, બીજા રાજકુમારો પૈકી સબંધ બાંધી લ્યો. દાસી ચીઠીનો જવાબ વંચાવી કહે બેન એ પુરૂષ કેવો સાચો છે, કે જરા પણ વરવા વિષેના પ્યારમાં લપટાતો નથી. ને ન્યાય નીતિના વાક્યોથી આપણને સમજાવે છે. તેમ બાઇ આપણા બરોબરીનો માણસ નથી, જેથી સબંધ બાંધવો, તે નીચા જોયા જેવું છે, રાજકન્યા કહે દાસી રાજવજીરને કહો કે જેની નોકરી કરવી અને તેની પુત્રીને ન વરવું, એ પ્રતીબંધ ક્યાંય સાંભળ્યો નથી. સબંધ બાંધવો, ન બાંધવો, એ રાજની મુખત્યારી નથી. એ તો જે-નાથી જેને સબંધ જોડવા ઇચ્છા થાય છે, તે મુનસફી તેમના મનની છે. હું કોઇના, એ કામમાં કબજામાં નથી. ઉમર લાયક થઇ, એટલે મરજી ઉપર કાયદો અંકુશ મુકે છે. જ્યારે વિધાત્રીના અંકમાં સબંધ લખાયો હોય, તે વારેજ વૃત્તી બંધાય છે. દાસી કહે એ પુરૂષ આપને લાયક નથી. આપણા કુલને તથા રાજવૈભવને લાયક નથી, તેનું કહેવું છે, કે મારે ભાઇઓના જુથ નથી, રાજપાટથી નિથંક છું, જેથી આ સબંધ બીજાથી બાંધી લ્યો. માટે બેન, રૂપ ગુણમાં સરખામણી કરતાં પણ બરાબર નથી. આ સબંધ જીંદગીનો નીકટ છે, બીજી વસ્તુ માત્ર ગ્રહણ કર્યા પછી નાપસંદગી, થાય તો મુકી દેવાય છે, બદલી શકાય છે, પરંતુ આ સબંધ બદલાતો નથી એ ઉપર તમારી રાજકન્યાને કહી આપો કે—

દોહરો—પટકુળને બદલાવીએ બળતણુ પણ બદલાય
નરનારીનો અણુગમો, બદલ્યા કદી ન જાય
કોઢ જડયો કપાલમાં, ડાઘ દવાએ જાય
નરનારીનો અણુગમો, બદલ્યા કદી ન થાય.
મા બદલી બીજી થએ, બાપ બદલ્યો નહિ જાય
કર્મે લખ્યો તે ભવ જડયો, બદલ્યો ના બદલાય

ઉપરના સુત્રને આધારે સંબંધને નીકટ રૂપ અપાયું છે. વજીર તરફથી દાસીએ રાજકન્યા પાસે વાતો કહી સંભળાવી. દાસી કહે આવો પવિત્ર દીલનો પુરૂષ કે પોતાના ગુણ કારણો ચોખ્ખા વચનોમાં કહી આપ્યા છે. તો તમારે પરાણે પ્રીત બાંધવી એ વૃથા કહેવાય છે. જેમ કે—

દુહા. પરાણે બાંધ્યો પ્રેમ, પાલર કદી ઝીંધે નહિ
પુછો કુશળ ક્ષેમ, સાંસો પડશે સુંદરી
પરદેશીથી પ્રીત, જીગરથી નવ જોડીએ.
કોક દી કરે વીપરીત, સરવાળો સાધે નહિ
જેના મનમાં નહિ સ્નેહ, તેને બોલેથી શું રાચીયે
એદલ પડદો બાળ, જાદુગારા લઇ જોગરા.

દાસીના વચનો અને વજીરના સંદેશાથી રાજકન્યા શાન્ત ન પડતા કહે છે કે દાસી વજીરને કહો કે, રાજકન્યાની લીધેલી પ્રતિજ્ઞા કદીપણુ મિથ્યા થાનાર નથી તેમ જે વચનમાં વજીરે કહ્યું છે, કે મારે ભાયુંના જુથ નથી. રાજપાટ નથી, તો મારે આપથી વરવાને

બંધાવું છે, પરણુવા હાલ બંધાતી નથી. પરણીશ ક્યારે કે જે વારે વજીરને કોઇક શેહેર પાટણનું રાજ આપી તેને છત્રપતિ બનાવી દઇશ, ત્યાર પછી પરણુવા વિચાર છે. એ મારા પ્રતિજ્ઞાના વચન છે. બાકી મેં મારા અંતઃકરણમાં પતિ માની લીધા છે તે મટાળનાર કોઇ સામર્થ્ય નથી. જેમ—

દુહા. આંબો અમર ઝાડ પગીડા પગ પોચે નહિ
બીજા લોક હજાર બંધવ કહી બોલાવીએ
પ્રીત પુરાણીના થીએ ભલા માણુસથી લાગ
સો વરસ જલમાં રહે ચકમક તજે નહિ આગ.

જેમ ચકમકના પત્થરને સો વરસ પાણીમાં બોળી રાખીયે તો પણ જ્યારે બહાર કાઢીએ તે વારે તેમાંથી આંત્રીકની અગ્નિ જાતી નથી. તેવોજ મારો આંત્રીકનો પ્રેમ જે નીવેદન મેં કર્યો છે તે પ્રેમ કદી પણ છૂટી જનાર નથી. હું આપના રૂપ ગુણ રાજપાટ વૈભવ. વિગેરેને જોઇ વરી નથી, હું તમારી નેકી ટેકીના અડગપણાને વરી ચુકી છું. આવી સદ્ભાવનાથી દાસી ને વજીર પાસે વીનવવા મોકલી. દાસીએ દરબારને વીનવ્યા. બધી વાતોથી જાણુ કરી આપે છે. વજીર કહે રાજકન્યાને કહો કે મારામાં મોટો અવગુણ છે કે જે મારી થાય, તે બીજાની થાય નહિ. અને કદી થાય તો સમશેરની ધાર નીચે કરૂં, દાસી કહે એક નહિ પણ નાથ, બે હાથમાં બે શમશેર લઇ લેજો, અમારી બાઇ તમારા ચરણમાં મસ્તક નમાવી દેશે, ને શમશેર સહન કરશે, ઠીક છે, ત્યારે જાઓ, જેજેવતીને કહો કે રાજાની કચારીમાં સૌ જાણે એમ શેહેરમાં સાકર વહેંચાવી

જગજાહેર સંબંધ બાંધવા હું ખુશી છું આવા આનંદના ખબર દાસી દોડતી આવી કહે છે કે બેન તમારી પ્રતિજ્ઞા પૂરી થઇ ચુકી છે. ઘણી મહેનતે જે જે પ્રશ્નો કર્યાં તેની કબુલત આપી ચોક્કસ કર્યું છે. રાજકન્યા કહે શાબાશ મારી શાણીને સુલક્ષણી દાસી તને શાબાશ છે. હવે જા મારા પીતાશ્રીને અત્રે બોલાવી આવ, દાસી એ જોઇ દરબારને કહ્યું કે મહારાજા આપને બેન. બોલાવે છે. રાજા ઘણા ખુશી થયા, ને તરત રાજકન્યાના મોહોલમાં આવ્યા, એભલ-સિંહ કહે કેમ બેટા કેમ બોલાવ્યાં, પુત્રી કહે મારે વરવું છે. દરબાર કહે બહુ સારૂં. માગાં દેશાવરમાંથી ઘણાં બારોટ લાવે છે, પુત્રી કહે પીતાશ્રી એમ નથી, હું તો આપણા રાજમાં મારી ડોઢીમાં જે વજીર છે, તેમને વરી ચુકી છું. પીતા કહે બેન એ વર તમારે લાયક નથી મારા રાજમાં પેટવડીઓ નોકર મેં રાખ્યો હતો, તેમાં સારી વર્તણુંક જોવામાં આવતાં વજીરના પદને મેં નેમણોક કરી છે. માટે બેન આપણા સમોવડીઆ રાજ ઘણા છે, કહેવતમાં કહ્યું છે કે—

દોહરા. સગપણ સમોવડ વિના ત્રેવડ વીનાની બાથ
ગજા વિનાની ગર્જના, સગા વિનાનો સાથ.

તો પણ ઠીક છે. આપને પીતાશ્રી એમ રૂચતું હશે, પણ મારે તો સમોવડ, લાયક, નાલાયક વિગેરે ગુણદોષની કશી જરૂર નથી. એ પુરૂષ મારી ડોઢીમાં રહ્યા બાદ મેં તેનું ઘેર પણ જોએલ નહિ તેમ તપાસ કરતાં દરરોજની તેમની બેઠક હતી, તે મારા મોહોલને પીઠ દઇને હતી, એવો નીખાલશ નીમકહલાલી રજપૂત એ એકજ છે; એમ મારા જોવામાં આવ્યું જેથી મેં પ્રતિજ્ઞા લીધી હતી તેવોજને

તેજ પતિ મલ્યો, મારે વધારેપણું જોવાનું નથી. જલદી આપની કચેરીમાં બોલાવી શ્રીફળ ચીત્રી આપી દો ને. વધામણીની ખબર માટે ખુશાલીની સાકર વહેંચો એ મારી માંગણી છે, હવે પછી અપીલ કરવા જેવું કાંઇ નથી, રાજા એભલસિંહ પણ ખુશી થયા કે પુરૂષ અડગ ને નેકી ટેકીવાળો છે. સમયને લીધે નબળી સ્થિતિમાં આવી પડયો હતો પણ ખાનદાની જે ખરી હતી, તે વખતના સંયોગમાં મૂકાઇ નહોતી, વખત રાજાને રંક બનાવે છે, અને રંક ઉપર છત્ર ધરાવે છે. એમ સરસાનરસી ચાલીજ આવે છે. આખરે સત્યનો જય બોલાય છે, દરબારશ્રીએ કચારી ભરી શુભાશિત ગૃહસ્થોને બોલાવી પોતાના ઉમરાવો સહીત ફુલસંગ વજીરને બોલાવી બ્રાહ્મણદ્વારા વધામણીના વચન આપ્યા ત્યાં બ્રાહ્મણ કહે છે કે, ફુલસંગ વજીર આપની જોડે આભાપુરીના એભલસિંહ રાજા પોતાની જેજેવંતી નામની કુમારીનો આપની સાથે સબંધ જોડી આપે છે. એટલે વાગદાન દે છે, પુત્રીની ઇચ્છાનુસાર લગન કરી આપશે; આવા વચનોથી કચારી સૌ ખુશી થઇને કહેવા લાગ્યા કે; રાજને સમોવડ નથી, એટલુંજ છે, પરંતુ ક્ષમા, ધૈર્ય, શીલતા ક્ષત્રીવટ વિગેરે જે જે ગુણો જોઇએ એથી અલંકૃત છે, જેથી પુત્રી થાનકમાં પડીને સૌભાગ્યશાળી થઇ એમ કહેવા લાગ્યા, ત્યાં વધાઇની શાકર કચારીમાં ને આખા શેહેરમાં વહેંચાણી એટલે સર્વેને ખબર પડયા કે ફુલસંગ વજીરનું સબંધ થયું. નીકટના સબંધ બંધાયા પછી રાજકન્યા ઝરૂખામાં ને વજીર ડોઢીમાં અરસપરસ પ્રેમનું દીગદર્શન કરવા લાગ્યા.

અરસપરસના પ્રેમના દિગદર્શનમાં વૃદ્ધિ થવા માંડી ને વિવાહમાં

જીજ્ઞાસા બંધાવા લાગી. વજીરના મનમાં રાતને દિવસ લગ્ન ક્યારે થાશે એ માળા ફરવા લાગી એક દિવસ અમલના કસુંબા લઇ વજીર ડોઢીમાં વીવાહ વિષેની કલ્પના કરે છે ત્યાં રાજકન્યાની દાસી પાણી ભરી ડોઢીમાંથી જાય છે, ત્યાં દાસીએ બેઢાને જરા નમાવી ખમા દરબારશ્રીને ખમા એમ કહેતી જાય છે, ત્યાં ફુલસંગની નજર દાસી ઉપર પડી, એટલે વજીર કહે કેમ દાસી તમારી રાજકન્યા ખુશીમાં છે કે ? દાસી કહે હા મહારાજ આપના પ્રેમ પ્રતાપમાં આનંદમાં છે, ત્યારે જરા મારીવતી તેમને આગ્રહ કરશો કે, જેમ બને તેમ વીવાહ તરત થવાની જરૂર છે. દાસી કહે સારૂ નાથ હમણા જઇ ખબર આપું છું. દાસી પાણીના બેઢા મુકી ઉપર આવી ત્યાં રાજકન્યા કહે બેન મારા નાથ ખુશીમાં બેઠા છે કે ? દાસી કહે બેન મને તમને કહેવા સંદેશો આપ્યો છે, તેમનું મન વીવાહ ઉપર બહુ આકર્ષાય છે, કે જલદી વીવાહ થાય તો સારૂ, એમ આગ્રહ બહુ બતાવ્યો છે. રાજકન્યા કહે એમ કે, દાસી મારા પ્રાણ વલ્લભને કહો કે, તરતમાં લગ્ન થવાથી પ્રેમમાં વધારો થતો નથી, જેમ લગનના દિવસો આઘા ઠેલાય તેમ તેમ પ્યારની આશા અભિવૃદ્ધિ પામે છે; વળી એ કોને છે મોટી ઉમરના માટે છે, કે તે પ્રેમમાં સમજે છે. મૂર્ખ પ્રેમની પરિક્ષા નથી તેને કાંઇ પણ ન હોય, ટુંકી મુદતમાં લગન કરવા વૃત્તી નથી, છતાં જો તેમની બહુ ઇચ્છા હશે તો આજથી હું તે કાર્યની તજવીજમાં છું. પતિને ધીરજ આપજો, આ સમાચાર દાસી સાથે કહી મેલ્યા. ફુલસંગજી કહે ઠીક છે, તમારી મરજી, અંતરમાં ચીંતા થાય છે, કે જો કોઇ બારોટ, બીજા રાજના માગા લઇ પોહોંચી આવશે તો મારી સર-

ખામણી બીજા સાથે થઇ શકવા અસંભવ છે. તેમ સ્ત્રી ગમે તેવી હોય તો તેનું મન સ્થિર નથી. અસ્થિર મનની કહેવાય છે. વળી સ્ત્રી પોતાના ઘરની આમદાની ઉપર નજર ન કરતાં પારકી સમૃદ્ધિ ઉપર વધારે ચાહના રાખે છે. જેથી રંગમાં ભંગ પડવા શંશય રહે છે: તેમ રાજકન્યા પોતાના વિચાર ઉપર ચાલવાવાળી છે તેને આગળ પાછળની ચિંતા કે અગવડતાનો વિચાર થાયજ નહિ એમ કહી મન સાથે ઉતર વાળે છે કે જે થાય તે ખરૂં, ભવિષ્યની ખબર કોઇને પડતી નથી. કર્તા પરમાત્મા છે. માણસને ધીરજ રહેતી નથી. એમ નિશ્વાસ નાંખી બેસી રહ્યા.

આ તરફ દાસી રાજકન્યાને કહે બાઇ વજીરની ઉતાવળ ખરી છે. લોક અપવાદમાં બોલાય છે "સારાં કામ કર્યાં ભલા" સારા કામ આડાં સો વિઘ્ન રહે છે, એ સુત્રો કયાંક કયાંક સાચા પણુ પડતા જોવાય છે.

સમય સમયનું કામ કર્યા કરે છે, રાજકુંવરીને વજીરના સબંધ જોડાયે બાર મહિના થઇ ગયા છે, અરસપરસ વિવાહની રાહ જોવાઇ રહી છે, પ્રભુ ઇચ્છા બળવાન છે. એ અરસામાં કનોજપતિ સમરસિંહનું માગું લઇ બારોટ દેશાવર ફરતો હતો તેમાં જ્યાં રાજસમૃદ્ધિ મલે, ત્યાં કન્યા મનમાની હોય નહિ. જ્યાં કન્યા હોય ત્યાં રાજકુલની ખામી દેખાય જેથી ફરતાં ફરતાં ઘણા દિવસો નીકળી ગયા. બારોટ થાકી ગયો, હવે કયું રાજ બાકી રહ્યું હશે, એવા વિચારમાં ચાલ્યો જતો હતો ત્યાં રસ્તામાં યાત્રાળુ સંઘનો પડાવ પડેલો જોયો, બારોટે તે પડાવના પડખામાં પોતાનો ઘોડો બાંધ્યો.

સંઘના માણુસોને પડપુછ કરતાં આભાપુરીના બે ખેડુતો જે સંઘની સાથે હતા તેનો મેલાપ બારોટ સાથે થયો. દસોંદીએ હાલ હેવાલ પુછતાં ખબર મલ્યા કે, એભલસિંહ રાજાની કુંવરી જેજેવંતી કુંવારી છે, વળી ખેડુતો કહે બારોટ એ રાજકન્યા જેવી કોઇપણ રાજમાં એવી કુંવરી નહિ હોય, પરમાત્માએ નવરે દિવસે ઘડી હશે. વળી માણુસ ઓહું દીએ છે. જે એમ કૃષીકાર કહે છે કે–

દોહરા—ગુજરખંડની ગોરીયા. ગોખે કાહાડે ગાત્ર,
દેવતાનાં જોઇ મન ડગે, તો માનવ કોણુ જ માત્ર.

બારોટ ભા, ઇતો, અંદરના ઘરની ના હોય એવી રૂપાળી છે, બારોટે વાતમાં જે કાંઇ પોતાને જોઇતો સારાંશ લઇ તરત ઘોડા છોડી ચાલતો થયો. રસ્તાના દિવસો ગાળતાં આભાપૂરીના પાદરે આવી પોહોંચ્યો; શેહેરની રચના જોતાં બારોટના મનમાં કાંઇક દઢતા બેઠી.

શેહેર રચના

છપય—વંકા મેડીને ગોખ, વંકા ઝરૂખા ને બારી
વંકા પુરૂષની પાઘ, વંકે નેત્રે છે નારી
વંકા ગઢમઢ પ્રોળ, વંકા જ્યાં રાજદુવારી
વંકા .વણીકના હાટ, વંકા છે વરણુ અઢારી
વંકા કરણુ કેકાણુના, કામન દ્રષ્ટી વંકી વહે
કનૈયા કેશવ કહે નગ્રમાં, એતા સર્વે વંકા રહે.

નદીના પનઘટની પાણીઆરીઉ પાણી ભરતી હતી. ત્યાં ઝાડ સાથે ઘોડા બાંધી બેઠો. સ્ત્રીઓના ટોળા આવતા જોયા. પાસે આવતી અબ-

બાઈઓને કહે બેન તમારા ગામના રાજાને ત્યાં શું પરિવાર છે. સ્ત્રીઓ કહે ભાઇ એક દીકરી દીકરાના તોલની છે જેનું નામ જેજેવતી છે. બારોટ કહે તેનુ સબંધ ક્યાંય જોડયું છે? એક કહે હા એક ગડીઓ ઠાકોર પેટવડીઓ એના પીતાશ્રી પાસે નોકરી છે તેને વરી છે. બીજી કહે નારે ના ભાઇ એ તો હજુ વાત ચાલે છે. પુત્રીનું મન માને તેવારે થાય ને, ત્રીજી કહે બેન નાહક ખોટાં શું બોલે છે બીચારાને ભમાવી કાં માર, આવા વચનોથી બારોટ ચેત્યો કે વરી ન વરી તો ઠીક કુંવરી છે, એ વાત તો નક્કી છે. એ ઉપરથી દરવાજે આવી પૂછ્યું કે દરબાર શ્રી કચારીમાં કયારે પધારતા હશે, એ ટાઇમ જરા બતાવો તો ખરા, દરવાણી કહે ભા આપ જાશો ત્યાં દરવાજે વાવટો ફરકતો હશે એ નિશાનીએ દરબાર શ્રી કચારીમાંજ હોય છે, રાણીવાસમાં પધારે તે વારે વાવટો ઉતરી જાય છે બારોટ બરાબર સમજણુ લઇ ઘોડાને દરવાજે ઉભો રાખી દરબાર ગઢમાં જયાં પેહેરેગીરો પેરો ભરતા હતા ત્યાં આવ્યો. સંત્રી કહે કેમ બારોટ કેમ આવ્યા છો? બારોટ કહે કચારીમાં જાવું છે. માટે દરબાર શ્રીની આજ્ઞાની જરૂર છે. તે જઇ કચારીમાં બારોટને આવવા આજ્ઞા માગી દરબાર કહે સુખેથી આવવા દયો. બારોટ કચારીમાં આવી તાજમ ભરી કવિતમાં આશીર્વાદ આપ્યો.

એભલસિંહ મહારાજ, રાજ તેજ અધિક સુહાવે
અખંડ પ્રૌઢ પ્રતાપ, વંશકુલ હંસ કહાવે,
રાજનીતિ સુખધામ, કામ અનોપમ દીસે
અદલ રહ્યો ઇન્સાફ હાવ ભાવે મનહીસે

કનોજ રાજ શિરતાજ દેશ વિદેશે ડંકો
કુંવરીરો વાગદાન અજોડ સમરસિંહ બંકો
આગમન રો કારન કહુ સુનો રાવ સુજાન
રજવટ રાખણુ રાજવી, દીઓ કન્યારો દાન

ઉપરના વખાણને પોતાના આગમનનું કારણ સાથે કહી સંભળાવ્યું જેથી રાજા એભલસિંહ ખુશી થયા, ને કહેવા લાગ્યા કે બારોટ ભા, તમે આવ્યાથી મને આનંદ થયો છે. પણ સાથે જે કામ લાવ્યા છો તેમાં પણ ઘણી ખુશી થવા જેવું જ કામ છે પરંતુ દીલગીરી માત્ર એટલી કે દસોંદી તમે મોડા આવ્યા અને રાજકન્યાનું સંબંધ જોડાઇ ગયું છે, મેં રાજકન્યાની ઇચ્છાનુસાર એક સાંતીના જમીનદાર અમારા રાજમાં દુબંળ સ્થિતિમાં આવેલા હતા તેમને નોકરી રાખ્યા તે આજ વજીરના પદ ભોગવે છે. તેને રાજકન્યા પસંદગીએ વરી ચુકી છે, જેથી બારોટ લાચાર છું. આપ જેવા મારા રાજમાં આવ્યા, અને મારે તમારૂં માન રાખવું જોઇએ, તેમ કનોજના રાજા સબંધ જોડવા જેવા છે એમાં પણ વધારે આનંદ માન્યા જેવું છે પણ થઇ ગયા બાદ થુકયું પાછું ગળવું એ આપ જાણો છો, કે, ક્ષત્રીનો ધમં નથી. એભલાસિંહના માનનીય વચન સાંભળી દીસોંદી ઝાંખો પડી ગયો, અને મન સાથે કહેવા લાગ્યો કે, કાંઇ દમ સમ આપી કાયં સાધવાની જરૂર છે. બારોટ કહે ખાવીંદ આપનું કહેવું સત્ય છે. પણ અપવાદમાં વાત જશે, મોટા રાજની કન્યા નાના રાજમાં દેવાય નહિ; આપની ક્ષત્રી કુળમાં જેવી નામના છે, તેને એ સંબંધ શોભે નહિ, તેમ દરબાર ભા, આ સંબંધ કુંવારૂં

છે, એવા નિર્માલ્યને અજુગ્તા સંબંધ કોઇ કારણના સંજોગે થઇ જાય, તો તે ફેરવી પણ શકાય છે. વળી અમારા રાજના માનને ખાતર ફેરવવું જોઇએ, કદી સંબંધ નહિ ફરે, તો તમે તો જાણો છો, કે, કનોજનો વડીઓ અત્યારે કોણ થાનાર છે, તો દરબાર શ્રી એક બીજાના હસતા મુખને માન દેવાય તો સારૂ. નહિતર અમો લગન વખતે રાજકન્યાનું હરણ કરી જાશું, બગીચાથી બાથ ન ભીડતાં ફેરવી નાંખો તેમાં માલ છે. વળી બીજી તરફ છત્રીશ કુળ રાજાઓમાં ફરી આ સબંધની વાત જાહેરમાં મુકીશ, તેમાં સૌ રાજાઓના અ-ઘટીત સગપણ ન થાય એવાં મત દેખાશે તો આપનો થાળ બંધ કરાવીશ. અમે બારોટ છીએ, એ તો આપ જાણો છો, માટે કુંવરીને સમજાવી માગું કબુલ કરો. આ કામમાં જુદ્ધ થાશે તેનું પરિણામ પણ ભોગવવું પડશે, એભલસિંહ આવા દાબના વચનોથી નીડર હતો, કે યુદ્ધ કરવું એની દરકાર નથી, પુત્રીનું બલાત્કાર હરણ કરી જાય એથી પણ મને દેહસન નથી. એક ઉપાધી માત્ર એટલીજ કે ક્ષત્રીકુળ રાજાઓમાં મારો થાળ બંધ થાય; એટલે જ્ઞાતિ તીરસ્કાર એ મહાન દુઃખ ગણાય છે, અપવાદમાં પણ મહાન પુરૂષો કહી ગયા છે કે એક જ્ઞાતિ તીરસ્કાર ને બીજો રાજનો હાથ એ બંનેથી શાણા માણસોએ બીને ચાલવું જોઇએ વળી તીરસ્કારને રાજનો હાથ જેના ઉપર પડયો તે માણસ જીંદગી લગી સુખી થાતો નથી ને પડતી દિશામાં રહે છે. જેથી રાજા વિચારમાં પડયો અને દસોંદી બારોટને કહ્યું કે બારોટજી જરા કચારીમાં બેસજો, હું રાણીવાસમાં રાજકન્યાની પાસે જઇ આવું, જો કે રાજકુંવરી માને તેમ તો નથી એ પણ ક્ષત્રી પુત્રી છે. જે વાત લીએ છે, તે માથુ જાતાં તેની વાત જાતી

નથી, તેમ નીડર રાજકન્યા વચન પાલક છે. બારેટને ધીરજ આપી, એભલસિંહ રાણીવાસમાં આવ્યા, રાણી પતિના ઉદાસ મુખ જોઇ કહે નાથ શું વિચારમાં છો? પ્રીયા શોચ તો ઘણો છે. કે કુંવરીના થએલા સંબંધ તોડી કનોજના રાજકુમારનું સબંધ જોડવા બારોટ આવ્યા છે. વળી બારોટ એવા ખેદકારક વચનો બોલે છે કે જેની સીમા નહિ. પરિણામ શું આવશે. તે ચિંતા થાય છે. રાણી ઝાલોદ પદમણી કહે એમાં ખેદ શાનો, જો બારોટ પેહેલા આવ્યા હોત તો તેમનું માન જાળવી લેત, જે કામ થઇ ગયું તેને ફેરવી શકાય નહિ. બારોટને કહો કે "ગતં શોચં નાસ્તી" વળી બારોટ જુલ્મ બતાવતા હોય તો કનોજના રાજકુમારના બે માથાં નથી તેમ આપણામાંથી ક્ષત્રીવટની ટેક ને સૌર્યતા શું જતી રહી છે? નહિ નહી. તેમ મારી પુત્રી એવી નથી કે આપેલા વચન ને કદી પણ ફેરવી આપે એ બનવું મુશ્કેલ છે, રાણીના ક્રોધ-યુકત વચન સાંભળી નૃપતિ કહે સતિ તમારૂં બોલવું સત્ય છે. વળી મારી પણ પાછી પાની નથી, યુધ્ધ કરવું તે મરવું એ રજપૂતના કુલનેજ છાજે છે, પણ બારોટ ક્ષત્રી જ્ઞાતિમાં મારો થાળ બંધ કરાવે છે, જેમાં મારે નીચું જોવાનું થાય તેમ છે. એમ કહી પુત્રીને બોલાવી. દાસી દોડતી પુત્રી જેજેવતીને બોલાવી આવી. પીતા માતાના ઉદાસી મુખ જોઇ પુત્રી વિમાસણમાં પડી કે કાંઇક નવીન છે. જરાવાર રહી નમન કરી બોલી કે વાહાલા માતા પીતા મને કેમ બોલાવી? પીતા પુત્રીના ધૈર્ય વચનો જોઇ નેત્રમાં પાણી ભરી ઉત્તર તે મોઢે કહેવા લાગ્યા કે, બેટા કાલે કનોજના બારોટ આવ્યા છે. તે તેમના

રાજકુમાર સમરસિંહનું તમારા સાથે સંબંધ જોડવા માગે છે, જય-રાઘથી કહે છે કે થએલા સંબંધને રદ કરો આ સંબંધ કબુલ કરો વળી જો નહિ કરો તો તમારે યુધ્ધ કરવું પડશે." છેવટે અમો રાજ-કન્યાનું હરણ કરી જાશું, ઉપરાંત રાજવંશીઓમાં તમારો ચાળ બંધ કરાવીશ. આવા કઠોર વચનો કહી બળાત્કારે સંબંધ જોડવા આવ્યો છે. રાજકન્યા કહે શાણા પીતાશ્રી થએલા સંબંધ કોઇ દીવસ ફરતા નથી જેમ થુકયું ગળાતું નથી તેમજ મારી લીધેલી પ્રતિજ્ઞા હું કદી મુકનાર નથી, યુદ્ધ કરી રણસંગ્રામે મારો દેહ પાડવા હીમત રાખુ છું અને એવા નફ્ટ માગણુના વચનોથી હું કદી બીનાર નથી વળી વચન એ શું છે વચન વિષે મહાનપુરૂષો કેટલી મહતા ધરાવે છે કે,

બચન છલ્યો બળરાય, પ્રાણ પાતાળે ચાંપ્યો.
બચન છલ્યો જગદંત શીશ કંકાલન અપ્યો.
બચન છલ્યો કૌરવ કુલ નીકંદન કીનો
બચન છલ્યો હરિચંદ્ર નીચ ઘર નીરકો પીનો
બાચા બાચ બેતાલ તનય કરગ્રહી છુબહયા કટીયે
છુટ જાય લક્ષયતનય બોલ બચન નાં પલટીયે,

મારે પીતાજી વચનની મહતા એવી છે કે બલીને પાતાલમાં ચંપાવું પડયું, કૌરવથી પોતાના કુલનું નીકંદન ગયું. હરિચંદ્ર મહા-રાજા સત્યવાદી વચનને કારણ નીચને ત્યાં વેચાઇ દુઃખ સહન કરવાં પડયાં. જેથી બારોટને કહો કે તમે પોતે તમારા વચનને સંભાળી બોલવામાં વાપરો, જેટલું બોલવું, તેટલું પળે તો બોલવું. એક જોષ્ટ કવિ કહે છે કે—

કુંડલીયો—જીતનો કહેવો જીભસે, ૪તનો રખવો માન.
બકવા બોત ન કીજીએ. સુન સુન મિત્ર સુજાન
સુન સુન મિત્ર સુજાન બોલ કર દેખો બતિયા.
ચલીએ બાચા ચુક, પંચમે રહે ન પતીયા,
કહે જેષ્ટ ગુનજાન સરવસે સરભર રહીયો.
જીતનો પડે ન જુઠ જબાંસે ૪તનો કહીયો.

પુત્રી કહે મને પ્રાણની દરકાર નથી. પણ વચન નીભાવવા બહુ કઠીન છે, પુત્રીના વચનોથી પીતાનું મુખ નિર્માલ્ય થઇ ગયું એ જોઇ પુત્રી કહે પીતાશ્રી આપને જો દુષણ લાગતું હોય; ને બારોટના કુકર્મોથી મન બીતું હોય તો દીલગીર ન થાઓ ખુશીથી જાઓ બારોટને કહી આપો, કે રાજકન્યા એ સંબંધ ફેરવી નાંખે છે ને કનોજના પતિથી સંબંધ જોડવા કબુલ કરે છે. તેમાં બારોટને એટલા ખબર દેજો કે મારા (રાજકન્યા) પત્ર વિના પરણવા આવવું નહિ. હું જ્યારે પત્ર લખી બોલાવું ત્યારે આવજો. વળી રાજકુળોમાં પરણવાના બે રીવાજ છે એક એકે ખાંડાથી પરણાય છે બીજી રીત હથેવાળે પણ રાજા પરણવા જાય છે. તો મારી મરજી હથેવાળે પરણવાની છે. કદીં ખાંડાને મોકલશે તો ફુલસંગજી પણ ક્ષત્રી છે. અને કદી ખાંડાને પટકાવી મારૂં હરણ કરી જશે, તે વારે કનોજના રાજાના મનમાં આવશે કે હું હતો નહિ, નહિતર કદી પણ જીત થવા દેત નહિ, "કહેવત છે મામલામાં ન હોય તે માંટી કહેવાય" એટલા માટે હથેવાળે પરણવાની માગણી છે, તે સાથે કનોજ શહેરમાં જે કોઇ વીર પુરૂષ હોય તેને સાથે લેતા આવશો. હવે હું નથી

અમરસિંહની કે વજીરની કોઇની નથી. જેની તલવારમાં જોર દેખાશે તેની થાઇશ. બીજી વાત એટલી કહેજો, કે હું જ્યાં જાઇશ ને ત્યાં જીવતી રહીશ તો બારોટ વિનાની પૃથ્વી કરી નાંખીશ ને બારોટનું બીજક રહેવા દઇશ નહિ એ મારી વીર બાળા ક્ષત્રાણીની પ્રતિજ્ઞા છે. બારોટને કહેજો કે તમારા કરેલા કૃત્યમાં તમે બરાબર ચેતતા રહેજો. એક ગરીબ રજપૂતના થએલા સંબંધ તોડી બીજા મહાન રાજાના ઘર માંડી દેવા, એ કૃત્યો માગણુ લોકોના છે. રાજા મહારાજાઓ કાનના કાચા છે, ને નેત્રના આંધળા છે. વળી રાજવટને ખોઇ નમાલા બની બારોટ લોકોના ભમાવ્યા ભમી રહે છે. આ ચાલતી પોલને મારે પ્રકાશીત કરી બતાવવી છે માટે પીતાજી મારા ઉપરના અક્ષરે અક્ષરના બોલ બારોટને કહી સંભળાવશો. આવા પુત્રીના વચનો સાંભળી એભલસિંહ ચકીત થઇ ગયા કે છેલ્લા બોલ પુત્રીએ વધારે પડતા કહ્યા છે. પૂત્રી તમારા બોલ કઠીન છે તે બારોટને કહેતાં તેને ગુસ્સો આવશે. વળી માગણને ખુશી રાખવા જોઇએ ને જો તેનું મન દુઃખાવીએ તો તે કવિ લોકો છે. જેથી કીર્ત્તિને અપકીર્ત્તિમાં મેલી દેશે. વળી કહ્યું છે કે.

દોહરા—કંથડા કવિ ન છેડીએ, કવિ છેડે થાય હાણ.
તરણાંનો મેરૂ કરે, મેરૂને તરણ સમાન.
મંત્ર કીજે સો મંગણા, દુર્ગ આળ પંપાળ,
જીવતડા જશ ગાવતાં, મુવે લડાવણ હાર.
માગણ મોહોબત જીવતી, જગ જાહેર વિખ્યાત,
વીસ્તારે વાણી થકી, જીગરે જણાવે જાત.

રાજકન્યા કહે માગણ ખોટાને સાચા કહે, અને નહિ છાજતા વખાણ કરે તેથી તેનાથી બીને રાજરજવાડા ચાલે છે. હું એ વાતથી જુદીજ છું. જે કોઇ બારોટને ઇચ્છા હોય તેમ કરવા કચાસ રાખે નહિ પરંતુ તેમના મૂળ પૃથ્વીમાંથી ઉખેડી નાંખીશ. એમ કહી પુત્રી પોતાના અવાસમાં આવી ગઇ. પીતાને કચારીમાં સંદેશા દેવા કહેતી ગઇ.

દરબારશ્રી એભલસિંહ તખ્ત ઉપર બેસી દસોંદી બારોટને કહ્યું કે બારોટ આ સબંધ ન્યાયનીતિનું થાતું નથી છતાં તમારી ઇચ્છાનુસાર રાજકન્યાએ કહ્યું છે કે સુખેથી હું કનોજના રાજકુમાર સાથે સબંધ બાંધવા બંધાઉ છું. તે સાથે હથેવાડે પરણવા કનોજપતિ આવે એવી માગણી છે બીજી જ્યારે રાજકન્યાની ચીઠી આવે તે વારે પરણવા આવવું, ત્રીજી સરતમાં કહે છે કે હથેવાડે સારા સારા વીર પુરૂષોને સાથે લાવવા ભલામણ કરી છે. છેવટે દસોંદી બારોટ પુત્રી કહે છે કે, હું મારા ભાગ્યબળે જેને પરણવાની હઇશ તેને પરણીશ, પણ જો જીવતી રહીશ તો બારોટ વીનાની પૃથ્વી કરીશ એવા વચન કહ્યા છે. માટે બારોટજી તમારે પણ તજવીજમાં રહેવું. મારી પુત્રી મરતાં લગી પોતાની વાત અને લીધેલી પતિજ્ઞા કદીપણ મૂકનાર નથી, બારોટ કહે દરબારશ્રી મારા કનોજપતિ તમારી કન્યાને પરણશે, એ પ્રસંગમાં કદી મારા વિનાની પૃથ્વી કરવાની ઇચ્છા છે તે માટે હું ઘણોજ ખુશી છું આ પ્રમાણે વચન કહી બારોટ પોતાને શેહેર જવા વિદાય થયા, રસ્તામાં વિચાર કરે છે કે રાજકન્યા શું કરશે વળી એક સાંતિનો જમીનદાર જુથ વિનાનો તે શું કનોજ

પતિને પોચી શકનાર છે. આવા ઉન્માદી વચનોની કલ્પનાઓ કરતાં કનોજમાં બારોટ આવી પોહોંચ્યા.

કનોજમાં કચારીનો ટાઇમ થયો ત્યાં બારોટ વધામણી લઇ આવ્યો અને કામ ફતેહ કર્યું છે એવા ખબર આપ્યા. વળી રાજ-કન્યા પોતે જોએલી નહિ, તોપણ દરબારશ્રીને મોહ પમાડવા રાજકુ-મારી જેજેવંતીના વખાણ કર્યા કે એ રાજકન્યા આપના રાજની બરોબરી કરી બતાવે એવી છે. રાજકન્યાઓ તો ઘણી રાજમાં હતી પણ આપણા સમોવડ નહિ જોવામાં આવતાં મેં સબંધ કર્યો નહિ. આ કન્યા રૂપ ગુણ ચાતુરી વિગેરેમાં કુશળ જોઇ સબંધ જોડ્યું છે. એમના તરફથી જેજે માગણીઓ કરી તે મેં કબુલ રાખી છે થઇ ગએલા સગપણ વિષેની વાત ગુપ્ત રાખી તે ખબર સમરસિંહને આપી નહિ. જો કનોજના તીલકકુમાર થએલા સગપણ વિષેની વાત જાણી જાય તો સમરસિંહ ખરો ક્ષત્રીપુત્ર હતો જેથી તે સબંધ કરવા કબુલ કરે નહિ રાજરીતી ન્યાયનીતિ વિગેરેમાં રાજકુંવર નીપુણ હતા નાના માણસનું સબંધ તોડી જોડવામાં તે મહત્વ માને એવા નહોતા. ક્ષત્રીવંશમાં રાઠોડનું કુળ શિરોમણી કહેવાય છે તેમ તે કુમાર જયચંદ પાંગડો જે હતો તેનો પરપૌત્ર હતો બારોટે આડી અવળી-વાતો કરી સમરસિંહને તલીન કરી આપ્યા. જેથી કનોજના તીલક-કુમાર કહેવા લાગ્યા કે ધન્ય છે દસોંદી બારોટ સબંધ જોડવામાં માગણો કામ કરે છે તે અન્યાયી બની શકે નહિ. એમ કહી શીરપાવ બંધાવ્યો.

કનોજપતિને બારોટ કહે રાજકન્યાનો ઓચીંતો પત્ર આવશે તે

માટે આપણે સૈનીકોની અગાઉ તૈયારી કરી રાખવાની જરૂર છે. જેથી સહાયક માણુસોની ગોઠવણુ કરવા લાગ્યા.

આ તરફ ફૂલસંગજી ડોઢીમાં રાજકન્યા સાથે લગન કરવા છે એ વિચારમાં છે કહ્યુંબા ધોળી માણુસે અમલની પ્યાલી તૈયાર કરી વજીરને આપે છે. એવામાં સગપણુ તુટી જવાના ને તે સબંધ કનોજના કુમાર સાથે જોડવાના ખબર દુતે આવી આપ્યા, અને નોકરો દીલગીરી બતાવવા લાગ્યા. ગામના સૌ નગરજનોના મુખમાંથી અમે સાંભળ્યું છે તેમાં આ પુરૂષો બંને રાજકન્યાને ધીકારતા હતા આપની સહનસીલતાના વખાણુ કરતાં સાંભળવાથી આપ અમારા સરદાર છો જેથી નીવેદન કરીએ છીએ. આવા વચનોથી વજીરને પશ્ચાતાપ થયો કે વાહ આ જાતિ એક રેણીમાં કદીપણુ ટકી રહે નહિ. જેના પીતાની પૃવિત્ર દીલથી નોકરી કરી તેની પુત્રીને હુ વર્યો તે કદી અનર્થ કે અન્યાય થયો હશે કે? જેતું પરીણામ આ સાંભળવામાં આવ્યું. શું? રાજા સાથે યુદ્ધનો સમય આવશે, તેની પુત્રીને હણુવી પડશે. જીત થાશે કે નહિ. એવી કલ્પનાઓ હ્રદયમાં થઇ રહી ઉપરના એક પણુ કામ કરવાથી મારો પૃથ્વીમાં જય નથી. રાજા કે જેનું અન્નોદક ખાધું છે. તો તે મારો અન્નદાતા પીતા ગણુાય. એમ ફુલસંગ વજીર મન સાથે કહેવા લાગ્યો કે આ વખતની કસોટી નજરે આવી દર્શાઇ રહી છે, વજીરનું મન ચકડોળે ચઢી ગયું હતું એટલામાં રાજકુંવરીની દાસી પાણી ભરીને ડોઢીમાંથી ચાલી જતી હતી વજીર ઉપર દૃષ્ટી પડતાં બેઢાને નમાવી ખમા દરબાર સાહેબ, એમ વીનવવા લાગી, એ વખતના મનના ઉમળકા બહાર નીકળવા

તક જોતા હતા ત્યાં વજીર બોલી ઉઠયા કે દાસી મેં સાંભળ્યું છે કે તારી રાજકુંવરીએ કનોજના કુમારથી સબંધ જોડયો. મારો સબંધ તોડી નાંખ્યો છે, દાસી નીચું જોઇ કહે હા મહારાજ એમ મને પણ જોવામાં આવ્યું છે ખરૂ. વજીર કહે દાસી રાજકન્યાએ બહુજ સારૂં કર્યું છે, કદી તે દિવસે મારી વૃત્તી નહોતી તે વખતેજ જો કર્યું હોત, તો મને ઘણું સારૂં લાગત. અત્યારે એવું કર્યું છે કે દુશ્મન હોય એ પણ આવું ન કરે, મને આફતમાં ડોલાવી આખર કુલટા કુલાંગાર, નિર્લજે પોતાના હૃદયમાં છૂપાવી રાખેલ કાવતરાઓ પ્રદર્શિત બતાવ્યા છે. ખેર, પરમાત્માની મરજી. પરંતુ તું મારી વતી એ નફ્ટ રાજકન્યાને એક વાર નહિ પણ એકવીશ વાર ફીટકાર મારા નામથી આપજે કે તેં તારી રાજમાતાના ઉદરને લજાવ્યું છે. ને વળી કહેજે કે-

દુહા—કાલે દીધેલ કોલ, પલમાં [illegible] તું પલટી
બાપ દાદાના બોલ, કલંકીત કીધા કામની

દોહરા—ભલેલ તો પણ ભામની, અજવાળી તોય રાત
ડાહ્યો પણ દારૂડીઓ, ત્રણે હોય કજાત
સોને સળો પડે નહીં, વાણીયો વટલે નહિ
દાણી નહિ દાતાર, શાણી રાણી હોય નહિ
વનીતા વચને વરૂધીયો, કુલહીણી કમજાત
ભોળા ને ભમાવતાં, પાડી બતાવી ભાત
પ્રીતિ ને પીતલ કરી, કસોટીએ કાળી થઇ
સાત પેઢીની શરમને, લલના તું રોળી રહી.

ઉપરના બોલો બરાબર રાજકુમારીને કહી સંભળાવજે વળી કહે જે કે—

દોહરા—ચંદા કર તું વાદળી વાદળ કર તું મેહ,
કામની કોલ ધીકારીને માંડી તોડયો નેહ.

વજીરના તીક્ષણ બોલ સાંભળી દાસી પાષાણ થઇ રહી. અને બોલી સાર મહારાજ હમણાંજ આપના શબ્દો અમારી બાઇને કહી આપું છું, આપ નિશ્ચીત રહેજો,

વળી ચાલતાં પગ થોભી દાસી કહેવા લાગી કે નાથ અમને એ વિષે ભ્રાંતી ઉત્પન્ન થઇ છે પણ અમારી બાઇએ હજુ કાંઇ ભેદ ભાંગ્યો નથી, તેમ અમને અવકાશ પણ મલ્યો નથી. છેવટમાં એટલું બોલ્યા કે, દાસી મેં મારા પીતાશ્રીને આ એક પગથીઉં મુકયું છે. આટલી સમસ્યા કહી હતી. એમ કહેતી દાસી રાજકન્યાના ભુવનમાં આવી પાણીના બેઢા મુકી જેજેવંતી પાસે આવીને કહેવા માંડી કે બેન આપના ભેદીક કૃત્યની ખબર આપના પતિ ફુલસંગ વજીરને પડી ગઇ છે, મેં નમન કર્યું ત્યાં એમની મુખમુદ્રા ઉદાસ જોવામાં આવી, અને મને બોલાવી ઉપરના તીરસ્કારી બોલોથી મને ફીટકાર આપવા મને કહ્યું છે, વળી આખા શેહેરમાં નરનારીના જુથોમાં આપની બદબોઇ ફેલાઇ રહી છે. શેરી, ચૌટા, પોળમાં તમારીજ વાતો થયા કરે છે કોઇ તો ફીટકારની વાણીએ વધાવી પણ લે છે પાણીને આરે પણ એજ વર્ત્તમાન વર્તી રહ્યા છે. આ મારી નજરનો કાને સાંભળેલો અનુભવ હું કહું છું.

રાજકન્યા કહે—દાસી મેં તને કહેલ હતું કે મેં પગથીઉં એલ્યું છે. વળી બારોટને રાજી રાખવા મેં આ પ્રપંચ રચ્યો છે, પણ મારી ખરી પ્રતિજ્ઞા કદી મિથ્યા થાનાર નથી.

દોહરા—ધ્રુ ચળે મેરૂ ડગે, ગમગમતે ગીરનાર
દીધા વચન ફરે નહિ, મેં કર્યો વજીર ભરથાર
શેષ ભાર ભૂમી સહે, એ પણ પલટી જાય.
સતી સંતની વાણીયો, ટળે ન કદી જરાય.
વચને વધાવ્યા વજીરને, પધાર્યા ઘર રે દ્વાર
અણધાર્યા આવી ચડયા, તે માન્યા ભરથાર

ઉપરના પ્રમાણો સહીત દાસી મારો જમણો હાથ મેં ફુલસંગ વજીરને અર્પણ કર્યો છે. આટલું કહેતાં પણ મારો વિશ્વાસ બેસશે નહિ. માટે જા તું જઈ કહેજે કે કાલે બપોરના બે વાગે રાજ બાગમાં આસોપાલવના ઝાડ નીચે હોજના * ફુવારા પાસે આપ બેસજો હું ત્યાં આવી મલીશ. જેથી આપના મનની ભ્રાંતી ભેદ ટાળી આપીશ. દાસી રાજકુંવરીના વચનો ડોઢીમાં કહી સંભળાવ્યા, વજીર કહે દાસી હવે મળવું શું છે. હું એનું મુખ જોવા માગતો નથી. મને એના પીતાશ્રીનું નીમક આડું આવે છે નહિતર મારામાંથી ક્ષત્રીવટ જતું રહ્યું નથી પણ જેના નોકર થઈ રહેવું તેનાથી સંગ્રામ કરવો તે કુલવાનને લાયક નથી. કૃત્ય કરતાં કરી દીધું હવે તેને થીગડું આપવા ફાંફાં મારે છે તે બધા નકામાં છે ત્રુટયો કોઈ દિવસ સંધાતા નથી ને સંધાય તો વચમાં સાંધાની ભાત પડી રહે છે.

વજીર કહે દાસી મહાન પુરૂષો કહી ગયા છે કે,

દોહરા—કાને સાંભળ્યું ખોટું પડે, નજરે દીઠું સાચ.
મન મોતીને કાચ સાંધો નાવે સુરના.
મન મેલા ને જીભ ઉજળી, તેનો નહિ વિશ્વાસ
સારા જાણી સંગ કરો, તોય, મરવાની આસ

આ સમસ્યા દાસી સાથે કહી મેલી ને બગીચામાં આવવા કબુલત આપી, ને કહ્યું કે મારો રાજકુંવરીથી કરાર છે, કે મારી થઇ બીજા ની થાય નહિ અને કદી થાય તેવારે હું સમશેરની ધારે કરૂ, જેથી રાજકન્યાને કહેવું કે વિચારીને આવજો નહિતર પરિણામે નુકશાની ભોગવવી પડશે.

દાસી જેજેવંતીને કહે—બેન બગીચામાં તમે મલવા જેવું રાખ્યું નથી, જેથી જવાનો વિચાર છોડી દયો. રાજકન્યા કહે નહિ નક્કી જાવું છે કરેલા કરારથી હું કદી બીતી નથી. મારામાં પાપ હશે મારૂ મન મેલું હશે, તો તેની શિક્ષા મારેજ ભોગવવી પડશે એમના તરફથી નહિ ભોગવું તો કુદરત તરફથી ભોગવીશ—જેથી સત્ય ને કદી ભય નથી, મનની વૃત્તીમાં જરાએ ફેર નથી જેથી જાવા માટે મારૂ મન સુચવે છે, એક તરફ દાસીને વ્હેલ તૈયાર કરવા કહ્યું બીજી તરફ દાસીને પીતાજીની રજા લેવા તૈયાર કરી. જા દાસી રાજા એભલસિંહને કહે કે બેન રાજબાગમાં જવા આજ્ઞા માગે છે. પૂત્રીના મૃદુ વચનો દાસીના મુખમાંથી સાંભળી પીતાશ્રીએ રજા આપીને કહ્યું કે હવે પછી વારેવારે જવાનું નહિ થાય કેમકે તમારૂ સબંધ

મોટા રાજ સાથે જોડયું છે જેથી વખતે વખત બહાર નીકળવું એ અયોગ્ય ગણાય. દાસી રજા લાવી દાસીઓના જુથ સાથે લીધા નવ નવા અલંકારો સજી વ્હેલમાં બેઠી તે અગાઉ વજીર બતાવેલા સ્થાનકે જઇ રાહ જોયા કરે છે, ને વિચાર કરે છે કે હવે મારે શું કરવું. આ જાતિનો વધ તો થાય નહિ. જરા શમશેર દેખાડી ભયને વશ કરી બતાવું, એવા તર્કો કર્યા કરે છે. ત્યાં વ્હેલ બગીચાને મોખરે આવી ચડી, રાજકન્યા નીચે ઉતરી દાસીઓને ફુલની કળીઓ ચુંટવા મોકલી આપી, પોતે છુટે છોગે પતિને મનાવવાને આવી, ચાલમાં સિંહલદ્વિપની હાથણી જેમ ઝુલતી આવતી હોય તેવી રીતે તરત પતિ પાસે આવી સાળુના છેડા પાથરી પ્રાણનાથ દાસી ઉપર દયા રાખો ને ક્ષમા કરો, એમ કહી મસ્તક નમાવ્યું. ફુલસંગ મોઢું ફેરવી ગયા, ને ક્રોધી નેત્ર બતાવીને આડે મૂખે બોલ્યો કે હઠ, હઠ, કુલટા, અહીંથી દૂર જા, તારૂં મુખ મને બતાવીશ નહિ, તારા કૃત્યને હું જાણી ગયો છું. મારા જેવા ભોળા ને વિશ્વાસુ પુરૂષને તેં નીચું જોવરાવ્યું.

આવા તીરસ્કારના વચનોથી રાજકન્યાનું–હૃદય કંપવા લાગ્યું ને નેત્રમાં અશ્રુઓ પડવા લાગ્યા, અને મૃદુ વાણીએ કાંગારોળ કરતી કહેવા લાગી કે પ્રાણવલ્લભ મારી આંખોના તારા સમ હે નાથ– આ દાસીનો વાંક નથી પરંતુ દુનીઆદારીમાં વાંક છે એમ જણાશે તો તે મેં મારા પીતાના દુઃખાતા હૃદયને શાંત્વના આપવા પેલા નફ્ટ દસોંદી બારોટને રાજી રાખવા કપટનું પગથીઉં મુકેલ છે. પણ હૃદય મારૂં ચોખ્ખું છે. મારા પીતા કહે પુત્રી તું એક જન્મી છો જેમાં

બારોટ મને જ્ઞાતિમાંથી બહિષ્કાર કરાવશે તો કદી બેચાર દિકરીઓ હોત તો મારૂ વાટકીનું શીરામણ જે મારૂં પરગણું તે પણ હાથ રહેવા પામત નહિ, આવા નિર્માલ્ય ને હાર્યાં વચનોથી મેં મારા પીતાને દીલાસો આપ્યો છે પણ નાથ હું તો જેની છું તેનીજ છું એમાં રતિભાર ફેરફાર થવાનો નથી, જેના સાક્ષી પરમાત્મા છે.

દોહરા—સૂર્ય ચંદ્રની સાક્ષીએ, મન મલ્યું તમ સાથ
રામદુવાઇ મુજ પરે, દઉં બીજે જમણો હાથ
સખાવતે હું સુંદરી, બેલપે બંધાણી નાથ
રણમાં કેશરીયા કરી, બતાવીશ મારા હાથ.

વળી કનોજના રાજકુંવર મારા બોલાવ્યા વિના આવી શકે નહિ અને કદી આવી ચડે તો રણસંગ્રામમાં પહેલાં પ્રાક્રમ મારા છે તેમાં કદી મારૂ માથું પૃથ્વીએ પડી જશે, તે પછી આપને યુધ્ધનો શ્રમ આપીશ. એ મારી પ્રતિજ્ઞા છે. જેથી જરા શોચ ને મારા ઉપર ક્રોધ ન કરતાં નીડર ને નિશ્ચીંત રહેશો, એક વાતની મારી દલીલ સ્વીકારવા કૃપા કરશો, ક મારા પીતાશ્રીની બંને વખત કચારી ભરાય છે તેમાં જ્યારે સંધ્યા સમયે મશાલની કચારી થાય છે ત્યાં આપ દરરોજ તાજમ ભરવા પધારો છો તે મુજબ આજે પધારવું અને વંદન કરી કહેવું કે રાજાધિરાજ આપના રાજમાં નોકરી કરતાં ઘણા વર્ષો વીતી ગયા, જેમાં મેં કોઇ દિવસ રજા ભોગવી નથી. એટલે જરૂર ન હતી. આજે વિજ્ઞપ્તી કે નોકરીના રીવાજ મૂજબ મને એક માસની રજા મારા દેશમાં જવાની આપશો, કેમકે હું ઘોડાને પાણી પાવા નદીને આરે ગયો હતો ત્યાં જાત્રુઓનો સંઘ ઉતરેલો

હતો, ત્યાં જોવા જાતાં બે ખેડુત મારા ગામના મળ્યા, મને ઓળખ્યા. મારા બાપના કુશળ ખબર પૂછ્યા ત્યાં કૃષીકારો આપનું શહેર ત્રંબાવટી પાસેના રજવાડાઓએ કબજે કરી પ્રજામાં કેર વરતાવ્યો છે. આ ખબરથી મારૂ મન મારી જન્મભૂમીમાં જવા આપની રજા માગે છે. તે સ્વીકારવા કૃપા કરશોજી. એ પ્રમાણે મારા પીતાજી આપને ખુશીથી રજા આપશે વળી રસ્તાની ખરચી ચડવાને વાહન ખાનપાન વિગેરે રાજના તરફથી આપશે. એ કબુલ કરી ડોઢીએ પધારજો એટલે આપની મારવાડ દેશના ચંદ્રાગઢ નામના શેહેરમાં જાવું પડશે એ રસ્તો એક માસનો છે જેથી રાતને દિવસ ઘોડા ઉપર ચાડીકો રાખશો તે વારે એકત્રીશમે દિવસે આપ ત્યાં પોહોંચી જશો. હું દાસી સાથે સાડાત્રણસો સોના મોહોર આપને મોકલી આપીશ તે મોહોરની ઘડીયા જોજન સાંઢ ત્યાંથી ખરીદી લાવો, ત્યાં રબારી લોકો મોઢે માગ્યા નાણા લેશે. એથી ભરમાશો નહિ. ફુલસંગ કહે એ બધી વાત કબુલ કરૂં છું, પણ રાજકન્યા તમારો મને ભરૂસો આવતો નથી હું સાંઢ લેવાને જાઉં ને પાછળથી કનોજના કુંવર તમારૂં હરણ કરી જાય તેવારે મારે શું કરવું, પાસે હોઉં તો પ્રાક્રમ કરી હાથ બતાવું પણ હાજરી વિના કાંઇ બને નહિ. જેથી એ તક જાવા દેવી મારી મરજી નથી, તેમ તમારા ઉપર મારો વિશ્વાસ બેસતો નથી, એક તો સ્ત્રી જાય ને બીજું મારૂં પાણી ઉતરી જાય માટે પાણી વિષે એક કવિતના છેલ્લા ચરણમાં કહ્યુ છે કેઃ—"અરે નર જ્ઞાની પાનીકો જતન કર, પાનીકે ગયેસે જીંદગાની કોન કામકી."

દોહરા—પાની પાની લાખકો, ઉતરે કોડી સમાન
હથેલીસે નીકસી પચો, વેપાની મુલતાન.

રાજકન્યા વજીરના બોલથી ગુચવણમાં પડી ગઇ ત્યાં દાસીઓ ફુલ ચુંટી પોહોંચી આવી, તે વારે જેજેવતી કહે દાસી દરબારશ્રીને મારો ભરોસો નથી જેથી હું તમારી સાત જણીની બાંહ્દરી આપું છું તમે દરબારને વિશ્વાસ બેસાડી આપો–દાસીઓ વજીરને નમન કરી પોતાના જુસ્સાથી કહે છે કે નાથ ફીકર કરશો નહિ આપને આવ્યા પેહેલા રાજકન્યાને ત્રીજે માળેથી નીચે ઉતરવા દેશું નહિ કદાચ સમરસિંહ સૈન્ય લઇ આવી ચડશે અને બળાત્કાર કરવો એમ બતાવશે તે વારે અમો સાતે જણી ચરણીયાના કાછોટા કસી એક એક જણી એક એક દિવસનું યુદ્ધ કરીને રોકી રાખશું સાતે જણીઓ મસ્તક વોણી થઇ જશું તે પછી રાજકન્યા કનોજપતિને હાથ જશે. અમો મરતાં લગી બાંહ્દરી મુકશું નહિ.

વજીર કહે દાસી બાંહ્દરી પુરૂષની હોય છે સ્ત્રીની હોતી નથી. દાસી કહે પુરૂષ અને સ્ત્રીની ઓળખાણ શું છે. પુરૂષ એટલે પાઘડી બાંધી એટલે પુરૂષની ગણનામાં આવી કહેવાય છે શું ? સ્ત્રી એટલે કંચવા, ચોલી પેહેર્યાં તેથી સ્ત્રી માનવી એ સમજ છે શું ? માટે અહો વજીર સાહેબ પુરૂષે પાઘડી બાંધી પરંતુ પુરૂષના ચારીત્ર જાણતો ન હોય એટલે પુરૂષ મનાય નહિ, સ્ત્રીએ સ્ત્રીના હાવ ભાવ સુંગાર રસ વિગેરે બતાવે તેથી નારીનું માન આપવું એ નિશ્ચય છે. વળી સ્ત્રીઓ રણસંગ્રામમાં પોતાના આત્મબળ વડે મોટા પાદશાહોને જીતી લીધા

છે. વળી આટલી વાતો પરહાથે ક્યારે જાય છે? તેના જવાબમાં કહ્યું છે કે—

દોહરા—સિંહ મૂછ ભોરીંગ મણી સોડા શરણાંગંત
સતિનું પાલવ ને કૃપીનું ધન, મૂવે જાય, પરહથ,
વણીક ધનીકને ધાક નીત્ય વોળાવા તે લીઅ
પ્રેમદા હોયે પાક પાલવ કોઇ પરશેજ નહિ,

ભાવાર્થ—સિંહના મૂછનો બાલ કોઇ જીવતાં લઇ શકે નહિ. મણિધરની મણી પણ મણિધર જીવતાં હાથ લેવાય નહિ. સુભટ પુરૂષથી બાંદરી મરતાં લગી મુકાય નહિ અને સતિ સ્ત્રીના પાલવને સ્ત્રી જીવતાં બીજો અડકવા પામે નહિ. તેમજ લોભીનું ધન કોઇ જીવતા ધરમાદામાં નખાવવા કોશીશ કરે તો તે વ્યર્થ જાય છે તે પણ તેના મુવા પછી ત્રસ્ટીઓને ભોગ પડે છે. શાહુકાર, કે વાણીઓ એના હૃદય પોચાં હોય છે, જંગલમાં એકલા તેનાથી જવાતું નથી જરા ઝાડનાં પાદડાં ખડખડે કે ચમક ઉપડી આવે છે જેથી તેને સીપાઇ (વોળાવા) સાથે લઇ જવા જરૂર પડે છે પણ સ્ત્રી પાક દીલની હોય અને ભલે એકલી હોય તો પણ તેના પાલવને કોઇ અડકી શકતું નથી માટે વજીર સાહેબ અમને હીમત છે કે અમારી આપને બળાત્કારના શરણમાં અમો કદીપણ જવા દેશું નહિ એ આપને અમારા બોલ કોલથી કહી બંધાઇએ છીએ. એ પ્રમાણે વજીરને વિશ્વાસ બેસાડી રાજકન્યા દાસીઓ સાથે વ્હેલમાં બેસી રાણીવાસમાં આવી ગઇ ને વજીર કોઠીમાં આવ્યા સંધ્યાકાળનો સમય થવા આવ્યો છે ત્યાં વજીર રાજકન્યાના કહેવા મૂજબ મશાલની

કચારી વખતે હાજર થઇ દરબાર એભલસિંહને શીર નમાવી તાજમ ભરી કચારીમાં બેઠા. એભલસિંહ કહે કેમ વજીર ખુશીમાં છો કે? વજીર કહે હા અન્નદાતા આપના વિજય વાવટાની શીતળ છાંયામાં આનંદ છે. દરબાર વજીરના મોં સામે જોઇ વરતી ગયા કે કાંઇક વજીરને દલીલ મૂકવા ઇચ્છા લાગે છે. એટલે પૂછયું કે કાંઇ ઇચ્છા છે? વજીરે પોતાને જવાનો ઉપર કહેલો હેવાલ કહી સંભળાવ્યો. એભલસિંહ કહે વાહ વાહ એમાં શું છે ખુશીથી. જો, સૈનીકોની મદદ જોઇતી હોય તો પણ સુખેથી લઇ જાઓ—

એભલસિંહ કહે ફુલસંગજી તમે આટલા દિવસ બોલ્યા નહિ કે આરે ત્યાં રાજ છે, તમે તો કહેતા હતા કે હું સાંતીનો જમીનદાર છું, વજીર કહે હા સાહેબ એ વખતે મારી સ્થિતિ જમીનદારની હતી, તેમાં હું રાજનો માલેક છું એમ કહું તે વારે મારી દુર્બળ હાલતમાં એ વાત ઉડી જાય—અને હું ખોટો છું એવી વાત સૌને ઠસી જાય તો આજે આટલા દરજ્જાનો વારસો આપ તરફથી મને એનાયતે મલ્યો છે. તે મલવા શંભવ રહેત નહિ. જેથી કુદરતેજ મને બોલાવ્યો, નબળી સ્થિતિમાં ઉંચ થઇ દેખાવાથી ખાનપાન સનમાન વિગેરે ગુમાવી દેવાય છે નીરંતર નીચા રહેવું. નીચાથી ઉંચા થવાય છે પણ ઉંચાથી નીચા થવામાં દુષણ દેખાય છે. વળી ગ્નાતાના વચનોનું પ્રમાણ પણ ખાત્રી આપે છે કે—

દોહરા—પગથીએ ઉંચા ચઢે, ઉંચે પદ ચઢાય.
પડવા શંકા રહે નહિ, ઇતિહાસે અંકાય.

વજીરના વચનોને દરબારશ્રીએ સનમાની જાવા માટે આજ્ઞા આપીને કહ્યું કે એક મહિનો નહિ પણ વધારે માટે પણ તમને ત્યાં રહેવા છુટ છે. વળી રસ્તાની ખરચી, ચઢવાને ઘોડા વિગેરે તમને રાજ તરફથી મલશે આ સ્વાગત તમારી પવિત્ર નોકરીની છે એમ માનજો ખુશીથી જાઓ, આજ્ઞા માગી વજીર ડોઢીમાં આવ્યા ત્યાં રાજકુંવરીએ દાસીની સાથે રૂમાલમાં સોનામોહોર મોકલી, દાસીએ ચરણમાં નિવેદન કરી. વજીર ખુશી થયો કે હજુ તો મારા સાથેનો સબંધ નીકટ હોય એમ જોવાઇ આવે છે મારા ગયા પછીની શું હકીકત બનશે તે પરમાત્માને હાથ છે એમ કહી દાસીને લીધેલી બાંદરીની યાદી આપી વિદાય થયા.

રાજકન્યાના એકાંત અવાસમાં દાસી આવી કહેવા લાગી કે બેન રાજવંશી પુરૂષ તો ઘણા જોયા છે પણ આપના પતિની ખાનદાની એમની વાકયચાતુરી અને પવિત્રતામાં કહીએ તો તે એકજ પુરૂષ છે ફક્ત લાચાર થવાનું કારણ સમય છે—પાંડવ જેવા પ્રતાપી પુરૂષોને પણ સમયમાં વૈરાટમાં ગુપ્ત વેશે રહેવું પડ્યું હતું હરિચંદ્ર જેવાને પણ સમયથી લાચાર બની નીચ ઘેર નોકરી કરવી પડી હતી. છતાં પોતામાં જે નીતિ, ને સત્ય હતું તે ભૂલ્યા નહિ. માટે વખત તો મોટાઓને પણ રાંક બનાવી દે છે.

દોહરા—સમય સમો ન ચુકીએ, જદપી હોય સમરથ
બંડળ હોકર છુપ રહે, તો જીતે ભારથ.

માટે બેન અસલ તે અસલજ રહે છે નકલને અસલના રૂપમાં મૂકવા કોઇ ચહાય છે તો ભાત પડી દેખાય છે, રાજકન્યા કહે

બેન બીત હોય તે ગમે તેટલો બોજો સહન કરી શકે છે પણ ગ્રાહ્ય અલે મજબૂત હોય તોપણ તેનાથી બોજો ઉપાડી શકાતો નથી.

જેજેવતી કહે બેન ફૂલ ઘણી જાતના થાય છે જાઇ જુઇ, ચંપા ચંબેલી, કેશુ, કેતકી, ગુલાબ, મોગરો, માલતી વિગેરે જાહેરમાં છે એ ફૂલની ખરી ઓળખાણ જેના તેનાથી થઇ શકતી નથી જ્યારે માળી મળે છે તેજ તે ખરા ફૂલની જાતને જાણી શકે છે. જેમ —

દોહા—ફરતું આવે ફૂલ, માળી જ્યાં મળ્યો નહિ.

મૂરખ જાણે શું મૂલ, ભમર પખી તું ભાણુના.

માટે વજીર વિષે બાઇ તું જે કાંઇ કહે છે તે એમની ખાનદાનીની છાપ બતાવી આપે છે. એમને વિશેષણો લગાડવાની જરૂર નથી તે તો વિશેષણોથીજ સદાએ અંકાઇ રહેલા છે. આવી હાસ્ય વિનોદની વાતો ચાલી રહી છે. ત્યાં રાજમાતા આવી પુત્રીને કહેવા લાગ્યા કે બેન તમારી આંત્રીક ભાવના શું છે. જેજેવતી કહે માજી વચન એકજ હોય છે. મારૂં વચન ને લીધેલી પ્રતિજ્ઞા કદી પણ ફરશે નહિ. મને પરમાત્માએ માગ્યોપતિ આપ્યો છે, કેમકે પ્રભુ દયાલુ છે, જેની તેના ઉપર ઇચ્છા કે આશા બંધાય છે તો તે પરમાત્મા પુરી પાડે છે. વળી રાજમાતા માણસ પરમેશ્વરને ભુલી જાય છે પણ પરમેશ્વર કદી પણ ભુલતા નથી, પણ એ દ્રઢતાના સંસ્કાર નાનપણામાં પડયા હોય તોજ પડે છે. ઉદાહરણમાં પુત્રી માતાને સમજાવે છે કે—

આતળપૂર નામના નગ્રમાં સાધારણ સ્થિતિમાં અભેચંદ નામનો વાણીઓ રહેતો હતો. તેને એક પુત્ર પાંચ વર્ષનો હતો તેને મુકી સ્ત્રી પુરૂષ બંને સ્વર્ગવાસ થયા હતા, એ પાંચ વર્ષનો પૂત્ર પીતાની માતાના આશ્રયમાં ઉછરી મોટો થયો ને દશ વર્ષની ઉમ્મરે આવ્યો, તે નિશાળમાં દરરોજ ભણવા જતો હતો તેની મોટી મા તેનું ગુજરાન ગામમાં વૈતરૂ કરીને કરતી હતી માતાની જેફ ઉમર હતી. શરીરે દિવસે દિવસે તે અશક્ત થવા માંડી ગામના દયણા પાણી કરી નીર્વાહ ચલાવતી હતી બરાબર શાતીદાસ પુત્ર દશ વર્ષનો થવા આવ્યો, એક દિવસે સવારમાં ઉઠી દાતણ કરી મોટી માજીને શાન્તીદાસ કહે બા મને શીરામણી આપો આજ મારાથી મોડું ઉઠાણું છે. જેથી નિશાળને વેળુ થાશે. માતા પુત્રના વચનથી મનમાં ખેદ પામી કે આ નિરાધાર બાળકને મારે શું કહેવું જે કહેવા મારી મરજી છે તે તેને કેમ કહેવાય-વળી કહ્યા વિના છૂટકો નથી, એટલે બીજી વાર બાળક કહે મા મને શીરાવાનું આપો—ત્યાં માતા કહે છે કે બાપુ શીરામણ હું તને આપી શકું તેમ નથી કેમકે હવે મારૂં શરીર જીર્ણ થયું છે. મારાથી વૈતરૂં બની શકતું નથી હું થાકી ગઇ છું જેથી આજ તો ઠીક પણ હવે પછી મારાથી તારૂં પોષણ થઇ શકશે નહિ. આવા માતાના બોલથી શાન્તીદાસ નીમાણો થઇ ગયો અને પેટમાં ફાળ પડી ગઇ કે આ મારી બા શું બોલે છે. મને કોણ પાળશે. ખાવાનું કોણ આપશે, હું કયાં જઇશ ? કેમ કરીશ ? હાય, હવે મારૂં શું થશે ? આવા શોચમાં છોકરો પાણાણુ બની ગયો; નીચુ જોઇ રહ્યો.

વૃદ્ધ માતાનું મન આઘાતમાં પડી ગયું, બીચારો શું કરશે. જવાબ આપી શક્યો નહિ. એ ચિંતામાં પડી ગઇ. જરાવાર પછી વળી કહે કે મા મને ખાવા દયોને કેમ વાર લગાડો છો.

દોહરા—માજી દયો શીરામણી જલદી જવું નિશાળ
અશ્રુ નેત્રે આવતાં વિનવી બોલ્યો બાળ
વેળુ થાશે જો મને મેહેતાજી દેશે માર
આશ્રયમાં હું ઉછર્યો કાં તરછોડો દ્વાર

માજી કહે છે—વત્સ આજીજી કાં કરે શરમાવો વૃદ્ધ માત
હારી હું આ વય થકી શરીરે કમ તાકાત

માતાના છેવટના બોલ સાંભળી બાળકને નિરાશ થાવું પડયું, પણ વિચાર કરતાં યાદ આવ્યું કે હું કેમ ભૂલું છું મારા માસ્તર સાહેબ ખુરશી ઉપર બેઠા હોય અને છોકરાઓ લેશન ગોખતા હોય તે વખતે એમના મુખમાંથી બોલ નીકળતા હતા કે "દીન બંધુ ભગવાન" આમ ઘણીવાર તે બોલતા હતા ત્યારે માસ્તર જે બોલે તે ખરા બોલ હોય એમ સૌ માને છે કેમકે તેઓ વિદ્યાગુરૂ કહેવાય છે જેથી તેમનાં વચન સારાને શિક્ષણમાં રાખવા જરૂર કહેવાય છે તો દીન એટલે ગરીબ બંધુ એટલે બેલી મતલબ કે ગરીબના બેલી ભગવાન માટે આ વખતે દીન મારા જેવો બીજો કોણ છે કે હું શીરાવ્યા વિના નિશાળે જાઉં છું તો તે મારી બેલપ કેમ નહિ કરે. એવા વિચારમાં આવી તરત દફતરમાંથી કાગળ કાઢી દોત કલમ લઇને કાગળ લખવા માંડયો.

દોહરા—સ્વસ્તિ શ્રી શોહામણી વૈકુંઠપુરી શુભ ધામ
વણીક પુત્ર શાન્તીતણા શ્રી દીન બંધુ પ્રણામ
ભીડ ભંજન આપ છો દીનાનાથ દયાળ
વિનય વિવેકે વીનવે નીજ ગણુવો આ બાળ
સુદામાને સહાયક થયા ગજના બચાવ્યા પ્રાણ
ધ્રુવને નેચળપદ દઇ નાયક બન્યા નીર્વાણ
ગરીબ નીવાજ સૌ કો કહે બહુનામી બળવીર
વાહાર કરો શ્રી વીઠલા રહે ન મૂજમે ધીર
શીરામણી કીધા વિના, આજ જાણી નિશાળ
વાળુ દેવા કારણે, વનમાલી ધરો વહાલ
બાંહ્ય ગૃહો બુડયા તણી, ઉતારો ભવ પાર
થોડું ઘણું કરી માનજો, નોધારા આધાર

હે દીન બંધુ ભગવાન સાંજરે મને વાળુ જોશે છેલી લીટીમાં લખી પડબીડીયામાં કાગલ નાંખી ઉપર શીરનામું કર્યું".

શ્રી દીન બંધુ ભગવાનને પોહોંચે મુ. શ્રી. વૈકુંઠપુરી.

હકીકત વાર કાગળ લખી પાટી દફતર લઇ નિશાળે જવા નીકળ્યો, રસ્તામાં ટપાલનો ડબો હતો તેમાં કાગળ નાંખવા હાથ લંબાવ્યો પણ ડબો ઉંચો હતો ને છોકરાનો પનો ટુંકો જેથી હાથ પોહોંચી શકયો નહિ. ટેકી ટેકીને કાગલ નાંખવા જાય છે ત્યાં નીચે પડી જાય છે, એટલામાં ગામનો શાહુકાર દશ બજયાને ટાઇમે ઘેર જમવા જાતાં રસ્તામાં છોકરો ટેકડા મારતો નજરે જોયો એટલે શેઠ કહેવા લાગ્યા કે એલા છોકરા કેમ નાચે છે કુદે છે જાજા નિશાળનો વખત

થઇ ગયો છે. આમ શેઠે કહ્યું, એટલુંજ નહિ પરંતુ સ્વભાવિક રીતી છે કે રસ્તામાં છોકરા રખડતા ચાળા કરતા કોઇપણ સારો માણસ નજરે જુએ તો તે પણ કહે એ પ્રમાણે કહ્યું. શાન્તીદાસ કહે બાપા જાણે છું પણ આ મારો કાગલ ડબામાં પડતો નથી એટલે મારો હાથ શકતો આંબી નથી, શેઠ કહે ત્યારે લે હું નાંખી દઉ. છોકરો કહે હા. છોકરાના હાથમાંથી કાગળ લીધો અને એ ડબામાં નાંખવા જાય છે ત્યાં શીરનામું શેઠે વાંચી જોયું, જેમાં મુકામ વૈકુંઠપૂરી દીન બંધુ ભગવાનને પોહોચે. શેઠ તો વિસ્મય થઇ ગયો. વાંચનાર મનમાં શંકા આવ્યા વિના રહેશે નહી, કે શાહુકારે શીરનામું કેમ વાંચ્યુ એના જવાબમાં આપણે રસ્તે જાતા હોઇએ અને કોઇ માણસ મલે ને પુછે કે કેમ? કયાં સુધી જશો? પ્રત્યુત્તરમાં આપણે કહેવું કે જરા માણેકચોકમાં જવું છે તે વારે પૂછનાર ઇશમ વિનયથી મૃદુ વાણીએ કહેશે કે મેહેરબાન જરા કાગલ ત્યાં ડબો છે તેમાં નાંખી આપશો. આપણે હા કહી લેવોજ જોઇએ. એ કાગળ ઉખેડી અગર પતાની ઉપરની હકીકત ન વાંચતાં, આપણે સારા માણસ હોઇએ છતાં શીરનામું તો વાંચ્યા વિના રહીએજ નહિ એવી રીતે શીરનામું વાંચી નગર શેઠ છોકરાને પૂછવા મંડયા કે એલા, આ કાગળ તેં લખ્યો છે? છોકરો કહે હા. કોને લખ્યો છે? એ ગામ કયાં છે? વિગેરે પૂછવા લાગ્યા, વળી કહે હું તારો કાગળ પરબીડીયામાંથી કાઢી વાંચી જોઉં? શાન્તીદાસ કહે હા પણ પાછો બીડી આપજો. શેઠ કહે હો. બીડી આપીશ, કાગળ કાઢી અંદરમાં લખેલી હકીકત વાંચી શાહુકાર દીગ-મુઢ થઇ ગયો ને વિચારમાં પડયો કે આ શું આણે મશ્કરી તો નહિ કરી હોય, ઉમર નાની છે. જેથી કોણ જાણે—એમ મન સાથે

વિચાર કરતાં કાગળ બીડી ડબામાં નાંખી દીધો. કેમ શાન્તીદાસ આ કાગલથી તને વાળુ મલશે કે? છોકરો કહે હા શેઠ જરૂર મલશે. આવતા જાતા વાર લાગશે એટલુંજ મોડું ગણાશે. તેમ મને રજા પણ સાંજરે મળશે. આ તરફ શાન્તીદાસ નિશાળે ગયો, નગરશેઠ જમવા જાવું મૂકી દઇ પાછા દુકાને આવ્યા મુનીમ વાણોતર પૂછવા લાગ્યા કે શેઠજી પ્રસાદ લઇ આવ્યા. શેઠ કહે ના મને રસ્તામાં વમન થયું જેથી અત્યારે જમવું મુલતવી રાખ્યું રાત્રે વાત. તમે સૌ જાઓ જમી આવો. એમ કહી નોકર ચાકરને જવા વિદાય કર્યા શેઠ પોતે ઉંડા વિચારમાં પડી ગયા કે, પેલા છોકરાએ કેવું ટીખડ કર્યું છે કે તે સાંજરે વાળુ કયાંથી પામશે. મારી દેશ પરદેશ પેઢીઓ છે તેમ આડતો પણ છે. તેમાં દીનબંધુ નામ કોઇ વ્યકતીનું સાંભળવામાં આવેલ નથી. તેમ વૈકુંઠપુરી કોઇ એવું શેહેર પણ સાંભળ્યું નથી જેથી એ કાગળ તો ડબામાંજ પડયો રહેવાનો, અને પેલા વિશ્વાસુ બાળકની શી દશા થાશે. એવા વિચારના વમળમાં ગાદી ઉપર બેસી તકીયાને આલીંગન દઇ બેઠા છે તેમાં આંખ મીચાઇ ગઇ જાણે ઉંઘુ છું ને જાગ્રત પણ છું એવી તંદ્રા નીદ્રામાં આંખ મીચાઇ ગઇ, લોક અપવાદમાં બોલાય છે કે અતિ શોક હોય કે અતિ હર્ષ હોય તેમાં કે થાક લાગ્યો હોય અગર વિચારમાં મન ચકડોળે ચઢી ગયું હોય તે વખતે નીદ્રા આવે છે. નીદ્રા એ શરીરની આરોગ્યતાનો આધાર છે. એ આધાર પ્રાણીમાત્રને સુખરૂપ છે. જેમ કે શેઠ શાહુકાર, રાજા પાદશાહનો થાક ઉતારવા પરમાત્માએ તેમને તકીયા રૂના ભરેલા આપ્યા છે. તેમ થાક તો ગરીબ તવંગર બંનેને લાગે છે, ગરીબ કે જે દિવસના મજુરી કરતો હોય અને આખો દિવસ દશ વીશ

મજુરીનો બોજા ઉપાડેલ હોય તે વારે રાત્રે ઘર આગળ આવે ત્યારે તે પણ બીચારો થાકી ગએલો હોય જેથી તેને તો પાથરવા કે ઓઢવા ઘરમાં ગોદડું પણ ન હોય કે પાથરી શ્રમ ઉતારે. કેમકે એને તકીયો ક્યાંથી મળે? એ શંકાને માટે મહાન પુરૂષો કરી ગયા છે કે—

સવૈયા—ગજકારન તારનસે ગુનીકા પ્રલ્હાદકો કાજ કદાન કીયો હે
વિષ ફેર દઇ વિષીયાજ્યુ કરી, ચંદ્રહાસકો રાજ વિલાસ દીયો હે
યહ ભારતમેં ગજઘંટ તળે, ચીરીયાકો બચ્ચેકો બચાય દીયો હે.
જીવ કાહેકો શોચ કરે મનમેં, દીનોનાથ અનાથનકો તકીયો હે.

ભાવાર્થ—અનાથ કે ગરીબનો તકીયો દીનોનાથ છે. કે સવાર થાય કે બીચારો પાછો મજુરીમાં જુતી જાય છે રાત્રે તેનો થાક પરમાત્મા ઉતારી આપે છે. એવા પ્રભુ દયાળુ છે. વાંચનાર—શ્રી પરમાત્માની ગહનગતિ છે. વૈકુંઠપૂરીમાં શ્રી કૃષ્ણચંદ્ર નિત્યકર્મ કર્યા પછી ભોજન કરવા મંદિરમાં પધાર્યા, પાકશાળામાં વિવિધ પ્રકારના ભોજનના થાળ પીરસાય છે જેમાં મેવા, મીઠાઇ, વઘાર્યા ધુંગાર્યાં, ખારા, ખાટા તીખા તૂરા—મોળા મીઠા વિગેરે થાળમાં પીરસી લલિતા ત્રીભંગી નામની દાસી પ્રભુ આગળ આવી સેવામાં નિવેદન કર્યા, સતિ લક્ષ્મીજી દધીસુતા હાથમાં વીઝણો લઇ પરમાત્માને સામે બેસી પવન કરવા લાગ્યા. દીનદયાળ ભોજન આરોગતા હતા. એટલામાં પાસેના થાળ નજીકમાં પેલો બીડેલો કાગળ ઓચીંતો પડયો સતિ લક્ષ્મીજીની તે કાગળ ઉપર દ્રષ્ટી પડી. પરમાત્મા અંતરયામી છે તેઓ સામે જોતા પણ નથી, સતિ પ્રભુ સામે જોઇ હાથમાં ઉપાડી લીધેલો કાગળ બતાવી કહેવા લાગ્યા કે કૃપાનાથ? આ શું?

ઓચીંતો કાગળ ક્યાંથી પડયો, શ્રી કૃષ્ણચંદ્ર હાસ્યવદને કહે છે કે સતિ પડયો નથી પણ કાગળ આવ્યો છે. લક્ષ્મીજી કહે વાહ નાથ–વાહ વૈકુંઠમાં કોઇ દિવસ કાગળ આવ્યો એ જોયો સાંભળ્યો નથી. તેમ અત્રે ટપાલ નથી, તો આ શું બોલો છો? વળી ઉપરથી પડવાનો સંભવ નથી કેમકે કંચનના મોહોલમાં કાંઇ બાંધકામ કાચું હોય નહિ કે ઉંદર પણ નાંખી દે. કદી આપ કહેતા હો કે અત્રે ટપાલ છે તો મારા જાણવામાં કેમ નથી અને જો જાણવામાં હોત તો હું મારા પીયરમાં કાગળ એમજ લખી મોકલત, સ્ત્રી જાતિનો સ્વભાવ છે કે સાસરીયાના ગામમાં ટપાલ અને કદી પતિ અગર કોઇ આગળ કાગળ લખાવવા ન બની શકતું હોય તો છેવટે પાડોસણના દીકરા પાસેજ લખાવી છાનો કાગળ માવતરે મોકલ્યા વિના રહે નહિ. સતિના શંકાશીલ વચનો સાંભળી પ્રભુ કહેવા લાગ્યા કે: તમે જરા વિચાર તો કરો મારૂં નામ ત્રૈલોકના પતિ, વિશ્વનાથ. વિશ્વપાલક વિગેરેથી ખ્યાતિમાં છે જો એ નામથી દુનીઆ મને જાણે છે બોલાવે છે તો મારે તેમની ખબર કેમ ન લેવી જોઇએ? વળી સંસારમાં કોઇ સુખી છે કોઇ દુઃખી છે કોઇ ભુખ્યો છે, કોઇ ધરાયો છે. એ સર્વેના મને ખબર તો મળવા જોઇએ. રોજરોજ મારે દેશદેશાવર ફરવા જવું કેમ પાલવે જેથી કાગળ પત્રના વહેવારથી મને સમાચાર મળે છે. તમે શંકા કરશો કે તે કાગળ લઇ જનાર આવનાર કોણ છે! પ્રત્યુત્તરમાં પરમાત્મા કહે છે કે શ્રી સવિતા નારાયણ કે જેને સૂર્યનારાયણ કહે છે, તેમના કીરણોથીજ મને ખબર અંતર મળે છે. જેમ શ્રાદ્ધાદિક ભોજન પીતૃલોકમાં કેમ પહોંચે છે તે પણ સૂર્યનારાયણના કીરણો ભોજનની વાસના પોહોંચાડી

આપે છે. સતિ પ્રભુના વચનોથી ખુશી થયા કે વાહ નાથ તમારી તો બલીહારી છે, આપની ગતિને કોઇ પોહોંચી શક્યું નથી. પરમાત્મા ભોજન કરી લીધા બાદ મુખવાસ લેતા હતા. એટલે લક્ષ્મીજીએ કાગળ આપ્યો શ્રી કૃષ્ણચંદ્ર કહે સતિ તમેજ વાંચો, હું સાંભળું છું સતિએ કાગળ વાંચી સંભળાવ્યો, સતિ કહે આ છોકરો કોણ છે, ક્યાં રહે છે. પ્રભુ કહે સાતલપુરના ગરીબ માબાપનો વણીક પુત્ર છે. એના પીતાની માતાના આશ્રયમાં ઉછરી મોટો થયો છે. વૃદ્ધ માતા અશક્ત થવાથી તેણે પુત્રને પોષણ કરવાની ના પાડી છે તે બીચારો આ કાગળ લખી રાત્રે વાળુ માગી શીરાવ્યા વિનાનો નિશાળે ગયો છે. માટે રાત્રે વાળું આપવું પડશે, લક્ષ્મીજી કહે એ મૃત્યુલોકમાં સાંતલપૂર ગામમાં નગરશેઠ દીપચંદ દાણી કહેવાય છે તેના ઘરમાં મહારાજ હું ત્રણ પેઢી થયા વસુ છું. એ ત્રણે પેઢી સુધી હું તીજોરીમાં પૂરાઇ પડી છું તો કૃપાસિંધુ હું ત્યાં મુઝાઉ છું એક દમડી પણ તે લોકો વાપરતા નથી આજ ત્રીજી પેઢીનો ચોકીદાર દીપચંદ શેઠ છે, જેથી એજ ગામમાં બાળકની વાહાર કરશો તે સાથે મારો પણ અનુગ્રહ થાય એવી કૃપા કરો તો પ્રભુ એ દુષ્ટ લોભીના પંજામાંથી છૂટી જાઉ મને એવી ખબર નહિ કે લોભીના ઘરમાં જાવાથી દુઃખ સહન કરવા પડશે, એ હવે ખાત્રી થઇ છે. પરમાત્મા કહે એમાં સતિ તમારો વાંક છે, તમે બાર બાર મહિને આશ્વીન માસમાં ધનતેરસ, કાળીચોદશ ને દીવાળી એ ત્રણે દિવસમાં મૃત્યુલોકમાં રમણ કરવા જાઓ છો, કેમકે તમારી જરૂર મૃત્યુલોકમાં યુગવર્તન થયા કરે છે તેમાં કલીયુગમાં તમે દોઢ પરમેશ્વર તરીકે પૂજાઓ છો. વળી તે જીવ માયાવી છે. એટલે તમારૂં ભજન બહુ

કરે છે–વળી સતિ તમારા આગમનને સુખાદિક વૈભવો મળે છે. ને મારા ભજનમાં જન્મ મરણનો ફેરો ટળી મોક્ષ મળે છે. મોક્ષના સુખને માયાવી જીવ જાણી શકતા નથી એ સાધુસંત ને જ્ઞાતા, જ્ઞાનીઓજ જાણે છે જેથી રમણુ કરવા જતાં વળી મારી આજ્ઞા માગો છો કરો છો મનનું ધાર્યું પરંતુ મારી ભાવના લેવા પૂછો છો કે નાથ હું કોને ઘેર જાઉં, મેં કહ્યું કે સતિ જાવું તમારે તેમાં મારી સલાહ શ્યા કામની, તમારા અસ્થીર મત જણાવો છો કે

દોહરા—લક્ષ્મી કહે અવિનાશીને કોણુ ઘરમેં સંચરૂં
શૂરવીર ઘર જાઉં તો આપે વિધવા ઠરૂં

બીજા વિચારમાં પંડિતના ઘરમાં જાવા કહો છો કેમકે શૂરવીરના ઘરમાં જાતાં બીજે દિવસેજ વિધવાપણું આવી જાય છે કારણુ કે શૂરવીર તો હરવખતે રણસંગ્રામમાં જાતા હોય તેમ તેને મરણુ શરણુ પણુ થાવું પડે છે જેથી પંડીતનું ઘર ઠીક લાગ્યું.

દોહરા—પંડિત ઘરમેં પરવરૂં નડે શોકરો સાલ
નિત્ય વરઝોડા થઇ રહે બનું જઇ બેહાલ

પંડિતને ત્યાં જાતા તમને શંકા થઇ કે ત્યાં સરસ્વતિ હોય ને બીજી હું જાઉં એટલે બંનેને વઢવાડ થયા વિના રહે જ નહિ.

એમાં તમારૂં મન ન માન્યું જેથી તમે લોભી (સુમ) નું ઘર પસંદ કર્યું તેમાં પણુ શંકા થઇ.

દોહરા—હરતી ફરતી જઇ વસુ સુમદ્વાર જાઇ રહું ખડી
તીજોરીએ તાળા દીએ ખરચે ના એક દમડી

એમ કલ્પનાઓ કરતાં સુમને ઘર ભૂલમાં પોહોંચી જાઓ છો તેમ ત્યાં પણ ત્રણ પેઢી થયા રહ્યા છો, એ મને ખબર નહિ. નહિંતર તમારો વેહેલો અનુગ્રહ કરી આપત–

ઠીક છે લ્યો આંહી બેઠાં બંનેનો અનુગ્રહ કરીશ. એમ કહી જ્યાં દુકાનમાં શેઠ તકીયાને ઓઠીગણ આપી તંદ્રાનીદ્રામાં છે તે પરમાત્માએ સ્વપ્નું આપ્યું કે શેઠજી તમે જાગો છો કે? શેઠ કહે હા નાથ. તે આજે પેલા નિશાળીઆ શાન્તીદાસનો કાગળ વાંચ્યો છે તે ટપાલમાં નાંખી આપ્યો છે તે છોકરા માટે બાર મહિનાનું અનોદક શાકભાજી ઘી તેલ, વિગેરે ઘરસંસારમાં જોતી વપરાશમાં આવતી રોકડ નાણા સહિત કે જે પરચુરણ જોઇએ તે સર્વે સાંજ લગી ગાડાઓમાં ભરી તેને ઘેર પોહોંચાડી દે, ત્યાં પોહોંચાડતાં કદી તેની વૃદ્ધ માતા પૂછે કે આ કોણે મોકલ્યું છે, તો જવાબમાં કહેવું કે તમારે દીકરે દીન-બંધુ ભગવાનને કાગળ લખ્યો હતો તેમણે મોકલેલ છે. તારૂં નામ લઇશ તો તે છોકરો તારા ઘરનું અન્ન ખાશે નહિ. અને ખાધું હશે તો વમન કરી નાંખશે. કેમકે લોભીના ઘરનો દાણો કદી પક્ષીઓના ચણમાં અનાયાસે પડી જાય તો તે ચણના બધા દાણા પક્ષીચારામાં લેતા નથી. કેમકે લોભી એ નેષ્ટમાં નેષ્ટ છે. એ બધું મોકલ્યા બાદ ૭ મહિના થાય તે વારે તારે ત્યાં હંસા નામની પુત્રી છે તેનું સંબંધ તે શાન્તીદાસ સાથે જોડી તરતમાં લગન કરી આપવા અને એ લગન પ્રસંગે કન્યાદાનના સંકલ્પ કર્યા પછી બીજા સંકલ્પમાં તારૂં ધન પુત્રીના હાથમાં સંકલ્પ કરાવી અર્પણ કરજે કેમકે તારી ત્રીજી ચોકી છે અને એ ધન તારી પુત્રીના નશીબનું છે વળી એ

સંકલ્પનું પાણી તુલસીપત્ર સહિત તારો જમાઇ પોતાના હાથમાં લેશે નહિ, એ નિશાનીએ આ સ્વપ્નુ ખરૂં છે એમ માની લેજે-

ઉપરની બીના સાંભળતાં શેઠની નીદ્રા ઉડી ગઇ એટલે જાગ્રત થયા, માણુસો જમીને દુકાને આવ્યા. શેઠ કહે કેમ સૌ ભોજન કરી આવ્યા. માણુસો કહે હા, શેઠ, નગરશેઠ મોટા મુનીને આજ્ઞા કરે છે કે તમે જાઓ આપણા મોદીને ત્યાં જઇ આપણા ગામમાં વૃદ્ધ ડોશીને તેનો દીકરો બીચારા દુર્બળ છે તેનું ઘર જોયું છે. મુનીમ કહે હા, ચેલા સલાટવાડાના નાકા ઉપર છે, નગરશેઠ કહે ત્યાં ઘરવહેવારમાં જે કાંઇ જોઇતી વસ્તુ ખાનપાનાદિક વિગેરે ગાડામાં ભરી બાર મહિનાના ગુજરાનના પ્રમાણમાં ભરી ત્યાં આપી આવો. વખતે કોઇ પૂછે તો કહેવું કે દીનબંધુ ભગવાને મોકલ્યું છે. મારૂં નામ આપશો નહિ. શેઠના કહેવા પ્રમાણે મુનીમ શાન્તીદાસને ઘેર જઇ આપી આવ્યા. વૃદ્ધ માતાએ પૂછ્યું તો તેને શેઠના કહેવા મુજબ ઉત્તર આપી દુકાને આવ્યા.

નિશાળથી છૂટી પડતાં પાંચ વાગે પેટમાં હાથ ઘાલતો શાન્તીદાસ ઘેર આવ્યો, ખડકી ઉઘાડી ઓસરીમાં આવે છે, ત્યાં અઢળક માલ પડેલો નજરે જોયો. પૂત્ર સવારનો ભુખ્યો નિશાળે ગયો છે એમ જાણી વૃદ્ધ માતાએ રસોઇ તૈયાર કરી રાખી હતી. પૂત્ર કહેવા લાગ્યો કે બા વાળુને કેટલી વાર છે ? મા કહે દીકરા તૈયાર છે. પૂત્ર કહે માજી આ બધું કયાંથી આવ્યું ? માજી કહે બાપ તેં સવારે તારા ભાઇબંધ ઉપર કાગળ લખ્યો હતો કે, એ દીનબંધુ ભગવાનના નામથી આવ્યું છે. છોકરો કહે જુઓ મા કેટલી દયા છે.

વળી મારા માસ્તર વારે વારે કહેતા હતા એ નામ ખોટું હોય નહિ. વાર માત્ર એટલીજ થઇ કે એક ટંક મારે ભૂખ્યા રહેવું પડયું ત્યાં તો જુઓને કેટલું બધુ મોકલી આપ્યું, વાહ દીન બંધુ ભગવાન વાહ, વિશ્વ વ્યાપાક, દીન દયાળ, અનાથના નાથ ભક્ત વત્સલ તમારી બલીહારી છે. આવી રીતે જમતાં જમતાં માતા સાથે વાતો કરે છે. જમી લીધા પછી આચમન લઇ દફતરમાંથી ચોપડી કાઢી ડેલી બહારના ઓટલા ઉપર લેશન કરવા બેસી ગયો.

સંધ્યાનો સમય થવા આવ્યો છે, શ્રી નારાયણ ભગવાન અસ્તાચળમાં પધરામણી કરી ગયા છે. દેવળોના ઘંટનાદ બતિઓના પ્રકાશ ઠેકાણે ઠેકાણે થઇ રહ્યા છે. ત્યાં નગર શેઠ જમવા જવા માટે દુકાનેથી નીકળ્યા ને તે શાન્તીદાસના ઘર આગળ આવી ચડયા ત્યાં છોકરાને જોઇ ઓળખી ગયા, ને પૂછવા લાગ્યા કે કેમ શાન્તી? વાળુ કર્યું કે, બાળક કહે હા શેઠજી! શેઠ કહે એલા તું મને ઓળખે છે? છોકરો કહે ના; શેઠ કહે ભૂલી ગયો, તારો કાગળ ડબામાં નાંખી દીધો હતો તે. શાન્તી કહે હારે હા. હવે ઓળખ્યો, પધારો પધારો શેઠજી એમ કહી બીછાનું લેવા જાએ છે ત્યાં શેઠ બોલ્યા મારે બેસવું નથી. પણ ભાઇ તેં જે કાગળ લખ્યો હતો તેમાં તારા ઘરનું ઠેકાણું• દર્શાવ્યું નહોતું ખરૂ કે? શાન્તી કહે હું ભૂલી ગયો હતો. શેઠ કહે ત્યારે મુર્ખા દીનબંધુ ભગવાનને તારા માટે મોકલવું પણ આ આપણું શેહેર મોટું જેથી કયાં મોકલવું એ બાબત મારા ઉપર કાગળ આવ્યો કે શેઠજી મારે ખાતે માંડીને શાન્તીદાસને ઘેર આપી આવજો કેમકે મારે અને દીનબંધુ ભગવાન વચ્ચે લેવ

દેવની આડત છે, હું એનો આડતીઓ છું ? એ મારા આડતીયા છે સાહુકારના વચન સાંભળી શાંન્તી કહે એ બધુ તમારૂં તો નથી કે ? નહિતર હું વમન કરી કાઢી નાંખુ. તમે લોભી છો જેથી તે અનાજ પવિત્ર ન કહેવાય. શેઠ કહે નારે ના, મેં એમને ખાતે માંડીને આપ્યું છે ફક્ત તારે ઘેર પોહોચાડવું એજ મારૂ કામ હતું. શાંન્તી કહે તો ફીકર નહિઃ એમ કહી શેઠ ઘર તરફ વિદાય થયા આ તરફ શેઠે છ મહિને પુત્રીનું શાંન્તીદાસ વેરે વાગદાન દઇ તરતમાં લગ્નનુ નક્કી કર્યું અને મોટા ભભકાથી મંડપ રચનાઓ રચાવી વીવાહને દિવસે કન્યાદાન આપ્યા પછી બીજા સંકલ્પમાં ધન આપવા હાથમાં જળ નામે છે ત્યાં શાન્તીદાસ કહે શેઠ આ પાણી સ્યાનુ આપો છે શેઠ કહે મારૂ ધન આપું છું, શાન્તી કહે એ ધન આપવાનું પાણી તમારી પુત્રીના હાથમાં આપો કેમકે તમારૂ ધન મારા નસીબનું નથી તમારી પુત્રીના ભાગ્યનું છે જેથી તમારી પુત્રીના હાથમાં અર્પણ થએલ મને ફળીભૂત થાશે. એ વચન સ્વપ્ના સાથે મેળવ્યા જેથી ખાત્રી થઇ, પોતાની સમૃદ્ધિ પુત્રીને હાથ ગઇ શેઠ નવરા થઇ રહ્યા ને પેહેરો મુકાઇ ગયો.

આવો શ્રદ્ધાવાન વણીક પુત્રને સ્વસૂર તરફો ધન આવ્યું જેથી દુઃખોના નાશ પામી ગઇ અને સુખમાં દિવસો ગાળવા લાગ્યો વિદ્યા ભણી હુશીઆર થયો તે વારે એક દિવસ સ્ત્રી ને વણીક પુત્ર શાંન્તીદાસ બંને એકાંતમાં બેઠેલા છે. ત્યાં શાન્તીદાસ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યા કે પ્રીયા આપણું ધન એટલું છે કે ખાવાથી ખુટે તેમ નથી જુઓ પરમાત્માની કેટલી કૃપા થઇ કે એક દિવસ મને

શીરામણીના પણ વાંધા પડયા હતા. આજે આપણો દિવસ ઘણોજ સારો છે તો ભલા મને ખાવાને દીન બંધુ ભગવાને આપ્યું તો ભગવાન આપણે ઘેર આવે કે નહિ? સ્ત્રી કહે નાથ પરમાત્મા કોઇને પણ ઘેર જાતા હશે કે? તેમ આપણા એવા સંસ્કાર નથી, શાન્તીદાસ કહે સંસ્કાર છે કે નહિ તો પણ ભગવાન આવ્યા વિના રહે નહિ માટે હું એક ઉપાય કરૂ છું એમ કહી બજારમાં શેઠ ગયા ત્યાં પેન્ટરની દુકાને જઇ કહ્યું કે એક મોટા પાટીયા ઉપર બોર્ડ ચિત્રી આપ તેમાં એ પ્રમાણે લખવું કે દીનબંધુ ભગવાનની પેઢી, જેને ધર્મ અડાણે મુકવો હોય તે મુકી જાજો અને ધર્મના પ્રમાણમાં નાણા લઇ જાવા, આવા લખાણથી બરાબર રંગરોગાન લગાવી બનાવી દુકાને લઇ આવજો, પેન્ટર કહે બહુ સારૂ શેઠ કાલે લાવું છું–

બીજે દિવસે દુકાને બોર્ડ લગાડયો ખુરસી ટેબલ, કોચ ગલીચા વિગેરે સાહીત્યોથી દુકાન બનાવી બજારમાં આવતા જાતા લોકો અને વેપારીઓ બોર્ડ વાંચી વિસ્મય થઇ ગયા અને એક બીજાને કહેવા લાગ્યા કે, જુઓ આ ઓછું પાત્ર જરા ધન કમાણો કે કેવો છલકી ઉઠયો છે. બીજો કહે ભાઇ એ તો "અપનીને સ્વપ્નુ લાધ્યું છે" એ કહેવત પ્રમાણે વર્તે છે ત્રીજો કહે એમ હોય નહિ વાણીઓ છે એમાંથી કાંઇક પણ સાર કાઢયા વિના રહેશે નહિ એમ સૌ જુદી જુદી બુદ્ધિ પ્રમાણે વાતો કરવા મંડયા ગામના પ્રમાણીક વેપારી શાહુકારો કે જે શાન્તીદાસના વડીલોના બાળસ્નેહી હતા એમના પેટમાં બળવા લાગ્યું કે આ છોકરાની નાની ઉમર છે તેમાં

સાસરીયાનું ધન હાથે આવ્યું છે તો કદી માલનો સંધરો કરતો હોય કે વધારે વેપારની બાથ ભીડતો હોય તો પણ ઠીક કે ધધો છે કોઇક દિવસ પણ લાભે થાય અગર ખોટ પણ જાય એનો ધોખો નહિ. પણ આ વેપાર કેવો કે ધર્મ રાખી નાણા આપવા તેમાં ઘણાએ આળસુ લોકો નાણા લઇ જશે. ધર્મના રોટલા થાશે નહિ માટે આપણે ચાલો સમજાવીએ ને એ પેઢી કાઢી નાંખવા કહીએ એ માને તો સારૂ નહિતર એના ભાગ્યની વાત. એમાં આપણે આપણી જુનવટની ફરજ બજાવી લઇએ એવા મનસુબાથી સારા સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થો ભેલા મલીને દુકાને આવ્યા શાન્તીદાસે સર્વેનો સત્કાર કર્યો અને પુછ્યું કેમ શેઠજી સાહેબ પધારવું થયું છે? ગ્રહસ્થો કહે ભાઇ અમારે તમારાથી એક વાત કરવી છે જો તમે અમારૂં માન રાખો તો કહીએ.

શાન્તીદાસ હસતે મોઢે કહેવા લાગ્યો કે, કેમ શેઠ તમારૂ માન ન જાળવું એવું તે કોઇ દિવસ બને કે? ખુશીથી કહો તમે મારા વડીલ છો તેમ વડીલના સ્નેહી પણ છો; ગામના શેઠીઆઓ કહે કે તમે આ પેઢી બંધ કરો અને તે બદલ બીજો વેપાર માંડો, આવો વેપાર કે આવી પેઢી કોઇપણ માંડે નહિ તેમ કરે પણ નહિ. જો તમારે વગર ચિંતાનો વેપાર કરવો હોય અને એશઆરામ લેવો હોય તો સોનું રાખી રૂપું આપો કે જેમાં લાંબે દહાડે ત્રુટવાનો સમય આવે નહિ. શાન્તીદાસ કહે શેઠજી આટલા માટેજ આપ સાહેબોને તસ્દી લઇ પધારવાનું થયું છે શું? ગૃહસ્થો કહે હા એટલાજ માટે, બીજી કાંઇ વાત નથી ઠીક છે ત્યારે એ વિષે અને

કહેવા અને અત્રે આવવા આપને હવે પછી શ્રમ લેવોજ નહિ આ કામ મારા સ્વાધીનમાં નથી એ દુકાનના માલીકની મરજી ઉપર છે. હું તો તેમનો નોકર છું આપ પધાર્યા તે વારે પાટીઆમાં કોનું નામ વાંચ્યું છે. મારૂં નામ છે! એ તો દીનબંધુ ભગવાનની પેઢી છે ખોટ જાશે કે વટાવ થાશે એમાં મને કાંઇપણ નથી. હું તો પગારનો ધણી છું દીવાળું કાઢશે તો હું બીજી નોકરી કરીશ, આંહી શેઠની મહેરબાની છે જેથી મોટો મુનીમ નીમાયો છું, તો શેઠજી કહો એમાં મારે શી ફીકર રાખવાની છે, ગામના શેઠીઆ તો જોઇ રહ્યા કે વાત બરાબર છે, પેઢીવાળો હશે કોક બાપ કમાઇવાળો હશે તો તેનું ધન આવે માર્ગે જાતું રહેશે એમાં શાંન્તીદાસને શું છે. એમ કહી સૌ રામ રામ કરી ચાલતા થયા, રસ્તામાં એક બીજાને કહેવા લાગ્યા કે શાંન્તીદાસ કેવો પોંહોચેલો છે પોતા ઉપર કશોએ જોખમ રાખ્યો નથી.

જેજેવતી કહે રાજમાતા આવી અડગ શ્રધાવાન શાન્તીદાસને જોઇ વૈકુંઠપતિ દીનબંધુ ભગવાન લક્ષ્મીજીને કહેવા લાગ્યા કે સતિ તમારો તો અનુગ્રહ થયો, પણ મારો અનુગ્રહ કોણ કરશે સતિ કહે પ્રભુ આપ તો અંતરયામી છો આપનો અનુગ્રહ વળી શું કરવો છે ભગવાન પરમાત્મા કહે સતિ પેલા શાન્તીદાસ નામના છોકરાને કાગલ વાંચી વાળું આપ્યું હતું ને તમે જે ચોકીમાં હતા ત્યાંથી તમારા પગલાં તેને ત્યાં કર્યાં છે. લક્ષ્મીજી કહે સારૂ કર્યું છે, પ્રભુ, ભગવાન કહે સારૂ તો કર્યું પણ તેનો બદલો મને એવો મળે છે કે મારૂ નામ બુડવાના ઉપાય તે છોકરે આદર્યા છે. સતિ કહે શું છે નાથ

પ્રભુ કહે દીનબંધુ ભગવાનના નામની પેઢી ખોલી છે તેમાં ધર્મ રાખી નાણાં આપે છે તો તે પેઢી કેટલા દિવસ ટકશે ને નાણાં પણ જતા રહેશે. વળી પેઢી બંધ થઇ એટલે મારા નામે દીવાળુ કાઢ્યું એમ કહેવાશે પરમાત્માના વચન સાંભળી શ્રી લક્ષ્મીજી કહે ત્યારે દયાળુ એનો રસ્તો કરવો જોઇએ, એ તો ઠીક નહિ, ભગવાન કૃષ્ણચંદ્ર કહે સતિ આપણને ત્યાં જવું પડશે સતિ કહે બહુજ સારૂ, હું પણ એ છોકરાને જોઉં તો ખરી કે, આવો શ્રધાવાન કોણ છે. પ્રભુ કહે એણે આપણ બંનેને ઘેર તેડાવવા યુક્તિ કરી છે. અને મારા તેને દર્શન કરવા ઇચ્છા છે જેથી પેઢી નાંખી છે. માટે સતિ તમે પણ તૈયાર થાઓ. પરમાત્માએ શેઠનું રૂપ લીધું. લક્ષ્મીજી શેઠાણી બન્યા અને ઓધવજી, અક્રુરજી બંને મુનીમ થયા. પ્રભુએ ગરૂડને બોલાવી આરૂઢ થયા. એક નીમીશમાં સાંતલપૂરના પાધરમાં પધાર્યા, ગરૂડજીને આજ્ઞા આપી કે હું બોલાવું તે વારે આવજે. પ્રભુ દરવાજેથી પુછતા આવે છે કે દીનબંધુ ભગવાનની પેઢી કયાં છે. દરવાણી કહે હા શેઠજી માણેકચોકમાં ઝવેરી બજારમાં મોટું પાટીઉ લાગેલું છે એ નિશાની જોઇ લેજો. શેઠ શેઠાણીને મુનીમ મધ્ય બજારે આવી ઉભા રહ્યા ને પુછવા મંડયા કે આટલામાં દીનબંધુ ભગવાનની પેઢી છે કે? ત્યાં દુકાનદારો દુકાનેથી ઉતરી નીચે આવી શેઠને મળવા લાગ્યા, શેઠ જે ગોપાલ, પ્રભુ કહે ભાઇ જયગોપાળ. ગામના ગૃહસ્થો કહે આપને કયાં રહેવું, ભગવાન કહે અમારે રહેવું તો ઘણુંજ દૂર છે પણ આ દીનબંધુ ભગવાનની પેઢીવાળાના વડીલોથી અમારો ઘણો સ્નેહ હતો તેમાં અમે ઉડતા ખબર સાંભળ્યા કે

શાન્તીદાશ તમારા મિત્રના પુત્રે પેઢી ખોલી છે તો શેઠજી એ બચ્ચુ છે એને વેપારની હજુ સમજ ઓછી હોય જેથી મારે આવવું થયું છે કે આવી પેઢી ખોલતાં કોક દીવસ દીવાળાને। સમય આવી જાય. વેપારી એ કે જેમાં ખોટ ન આવે એવો ધંધો કરે. વળી મુદ્દલ રકમમાંથી ઓછી થાય નહિ અને પોતાના ઘરનું ખરચ બારોબારથી કાઢતો જાય. વળી એક રૂપીઓ હોય તેમાંથી બારઆના ગજવામાં રાખી ચાર આનાનો વેપાર કરે તો તાણુ ભોગવવી પડે જ નહિ આવા વિચારથી આવવું પડયું છે ગામના શ્રીમંતો કહે શેઠ બહુ સારૂ કર્યુ અમે તો ઘણીવાર કહેવા ગયા પણ અમારૂ તો જરાએ માન રાખ્યુ નથી. કદી તમારી શરમમાં દબાઇ જાય તો કહેવાય નહિ. એમ કહી પેઢી બતાવવા એક માણુસને સાથે મુકયો. ભગવાન લક્ષ્મી સહીત પેઢી ઉપર ચડી આવ્યા, ત્યાંતો મોટા શેઠ જેવો ડમાક નજરે પડતાં શાન્તીદાસ સામે જઇ જેગોપાળ કરી હાથેહાથ મેળવી દુકાનમાં આસન આપ્યું. પરમાત્મા સતિ સાથે બીરાજ્યા એટલે શાન્તીદાસે ઘરમાં જઇ કહ્યું કે સ્રી ચાર મેમાન છે, ત્રણ પુરૂષ અને એક બાઇ છે. ખાનદાન કુટુંબના લાગે છે માટે રસોઇ સારી બનાવજે. સ્રી કહે બહુ સારૂ કંસાર બનાવું છું. એમ કહી શાન્તીદાશ પેઢીમાં આવી સતિને હાથ જોડી કહે બેન તમે ઘરમાં પધારો. આ પેઢી છે, જેથી ત્યાં માણુસોનું આગમન વધારે રહે છે. લક્ષ્મીજી કહે ભાઇ તમારી વાત સાચી છે, પણ અમારો દેશનો રીવાજ ગરીબ તવંગર હોય તોપણ સ્રી પુરૂષ સાથેજ રહે છે. સાથે બેસે કોઇ જાતની પરેજી નહિ. માટે હું તો પેઢીમાંજ બેશીશ. શાન્તીદાસ

વિચારમાં પડી ગયો કે કોણ જાણે એમના દેશનો એવો રીવાજ હશે. દુનીઆમાં દેશાચાલ જ્ઞાતીચાલ કુટુંબચાલ એ સર્વે જુદી હોય છે.

ભગવાન શાન્તીદાસને પુછવા લાગ્યા કે શેઠજી આ પેઢી તમારા નામથી ચાલે છે કે? શાંન્તીદાસ કહે—ના શેઠ હું તો એક ગરીબ સ્થિતિનો માણુસ છું તેમ મારા વડીલો પણ ગરીબ હાલતમાં હતા તેમ તેમની દેશ પરદેશ ખ્યાતિ સારી હતી. એમ મારા અનુભવમાં નથી, પણ સાંભળવામાં આવેલ છે. આ પેઢીના ધણી જુદા છે. હું તેમનો મુનીમ છું. ભગવાન કહે તમે તમારા શેઠને ઓળખો છો ખરા કે? શાન્તીદાસ કહે ના મારા શેઠ કોઇના ઓળખવામાં આવતા નથી, તેમ આવે તેમ પણ નથી. એમને ઓળખનાર આદુનીઆમાં વિરલાજ મળી શકે છે, તો મારી શકિત કયાંથી હોય. એમને ઓળખનાર સતિ સ્ત્રીઓ, શૂરવીર પુરુષો સાત્વીક વૃત્તિવાળા સંતો ને ભકતજનોજ જાણી શકે છે. દુનીઆના મોટાજનોને સૌ ઓળખે છે તેમ તે મહાન પુરુષો દુનીઆના જન માત્રને ઓળખતા નથી પરિચયમાં આવનારનેજ ઓળખે છે તેમ અમારા શેઠ તો સર્વત્રને ઓળખે છે. એમને સર્વત્ર ઓળખી શકતા નથી. તેમની પેઢી જે આજે છે તે તેમણે આવીને ખોલી છે કે કેમ? શાન્તીદાસ કહે નારેના તે તો કોઇ દહાડો આવેલા નથી ને તેઓની પેઢી ચારે દિશામાં દેશ વિદેશ છે. શેઠીઓ તે બહુ જંજાળી છે. જેથી કયાંય પહોંચી શકતા નથી આ પેઢી મારે તેમનાથી કાગળનો વહીવટ થયો તે પછી મને હુકમ લખ્યો એટલે મારા હાથથી

ખોલી છે એ કાગલનો વહીવટ કરાવનાર અમારા ગામમાં હું ભણતો હતો જેના વર્ગમાં તે માસ્તર સાહેબના સતસંગથી થયો હતો. પરમાત્મા લક્ષ્મીજી સામે શાન કરી દેખાડે છે. જુઓ આ શ્રધાવાન પુરૂષ સઘળો બોજો મારા ઉપરજ રાખી બેઠા છે તો તેની ચીંતા મારે કેમ ન હોય. આમ પુછ્યા કરતા હતા ત્યાં ઘર આગળથી દુત જમવા માટે બોલાવવા આવ્યો શેઠજી મેમાનને લઇ જમવા પધારો, રસોઇ તૈયાર છે.

શાન્તીદાસ કહે શેઠ આપનું નામ શું છે પરમાત્મા કહે મને શામળશા સૌ કહે છે. ત્યાં તો શાન્તીદાસ હસતા કહે છે કે એમ ! ત્યારે તો ભાઇ તમે નરસી મેતાના શેઠને નામે નામ રાખ્યું છે, ભગવાન કહે ભાઇ આપણું નામ રાખ્યું કામ શું આવે દુનીઆ બોલાવે તેજ નામ જગપ્રસિદ્ધમાં આવે છે.

એમ રસ્તામાં વાતો કરતા ઘેર આવ્યા. પાટલા ઢીંચણીઆ સોવર્ણના થાળ રૂપાની ઝારીઓમાં ગંગાજળ જેવા પાણી વિગેરે સાહીત્યોથી તૈયાર કરી રાખેલ હતા. શાન્તીલાલનો થાળ શેઠના પાડોશમાં પીરસ્યો હતો લક્ષ્મીજીને શાન્તીદાસ કહે બેન તમે રસોડામાં પધારો સતિ કહે નહિ હું તો મારા પતિના પઠખામાં બેશી જમીશ. શાન્તીદાસ કહે ઠીક બાં તમારી મરજી. અપોષ્ણુ આદી પીરસાઇ જવાથી અગ્નીને જમાડી શાન્તીદાસ કહે હ્યો શામળશાહ શેઠ કરો હરીહર ભગવાન તો જાણે કેમ સાંભળતા ન હોય તેમ બાજોઠ ઉપર બેસી જોયા કરે છે. વારંવાર શાન્તીદાસના કહેવાથી કૃષ્ણચંદ્ર સ્વમૂખે બોલ્યા કે શેઠ મારે જમવું નથી અને જમવું છે તો મારૂ વચન રાખી

તેને અમલમાં લ્યો તેવારે જમવા મારી મરજી છે. શાન્તીદાસ કહે મારા મહેરબાન આપ જેમ કહેશો તેમ કરવા કબુલ છું. પરમાત્મા કહે એમ નહિ મને વચન આપો, શાન્તીદાસ કહે વચન આપવું એ સહેલી વાત નથી. વચન એ શબ્દમાં કેટલી મહત્વતા રહેલી છે જેથી સમજ્યા વિના કબુલત કેમ આપી શકુ, વળી અત્યારેજ અટકાવી જમણુ ઉપર બેસી મને બંધનમાં લેવો એ આપ જેવા મહાન પુરૂષનું કર્તવ્ય નથી માટે બોલી સમજાવી ખુલાસો માગશો તો હું આપવા તૈયાર છું. એ વખતે ભગવાન પરમાત્મા કહે બીજી વાત કાંઇ નથી તેમ તેમાં મુશ્કેલી પડે એમ પણ નથી. શાન્તીદાસ કહે ત્યારે કૃપા કરીને કહો, પ્રભુ શેઠના સ્વરૂપથી કહેવા લાગ્યા કે તમે આ પેઢી દીનબંધુ ભગવાનના નામથી ખોલી છે તે બંધ કરવા તમો કબુલત નહિ આપો ત્યાં લગી મારાથી ગ્રાસ પણ ભરાશે નહિ, શાન્તીદાસ કહે શેઠજી એ બંધન મને ઘણી વીટંબનામાં નાંખે એમ છે અને તે બનવું મુશ્કેલ છે ને એથીજ આપ અટકતાં હો તો સુખેથી જમણુ તરછોડી પધારી જાઓ એ વિષે મને કોઇ પણ જાતની દીલગીરી કે દેહેશત નથી. પરમાત્મા સતિ સામે જોઇ શાન કરે છે કે જુઓ કેટલી શ્રદ્ધા ને અડગપણું છે. સતિ કહે દીનદયાળ હવે બીજી વાતો મૂકી દયાના માર્ગ ઉપર આવવું પડશે. ભગવાન કહે કહો શેઠજી અમો ઉઠી જઇએ છીએ તેમાં તમને પસ્તાવો થાશે, શાન્તીદાસ કહે આ પેઢી વિષે આપને એટલી બધી લાગણી રહેતી હોય તો આપે મોટી ભૂલ કરી છે જેમ આપ પધાર્યા તેમ પેઢીના ધણીને સાથે લાવવા હતા કેમકે માલીક વિના કાંઇએ બનવું નથી. આવા વચનોથી શ્રી પરમાત્મા

હસતા હસતા બોલ્યા કે વાહરે વાહ, શાન્તીદાસ, બાપ તને ધન્ય છે એમ કહેતા વાર પ્રભુએ પોતાનું સ્વરૂપ ચાર ભૂજા, મુગટ, મચરાકૃત કુંડલ, વનમાલા, પીતાંબર ધારણ કરેલા ચ્રાખડીએ ચડયા છે. એવા સાક્ષાત્કારરૂપ ધારણ કરી શાન્તીદાસને દર્શન આપ્યા. બોલ શાન્તીદાસ જે ઇચ્છા પડે તે માગી લે. તારી અડગશ્રધા જોઇ હું ઘણો પ્રસન્ન થયો છું. શાંન્તીદાસ અજબ થઇ ગયો. જરાવારે ધૈર્ય રાખી સાષ્ટાંગ દંડવ્રત કરી, ખમા કૃપાનાથ. દયાસિંધુ અનાથ બાલકની સાર લીધી એથી અધીક શું માગું તો પણ આ પ્રતાપ મારા માસ્તરનો છે કે દીનબંધુ ભગવાન એ મહામંત્ર મને એમના તરફથી મલ્યો કે જેનો ભવ્યપ્રભાવ આજ મારી નજરે જોઉં છુ. કેમકે શ્રી પરમાત્માના દર્શન અને મોક્ષનો દ્વાર ગુરૂ વિના મલતો નથી. ગુરૂ એ સંસાર રૂપી સમુદ્રના તારનાર મહાન સુખાણી છે. એટલે નાથ મારા ગુરૂને દર્શનનો લાભ મળવા મારી વિજ્ઞપ્તી છે. પરમાત્મા કહે તથાસ્તુ.

•

શાન્તીદાસ તરતમાં ગુરૂને બોલાવા ગયા. ત્યાં રસ્તામાં માસ્તર મલી ગયા. માસ્તરનાં ચર્ણમાં મસ્તક નમાવ્યું માસ્તર કહે કેમ શેઠજી હમણા દયા કાંઇક થોડી દેખાય છે. કેમકે ઘણો વખત થયા મેલાપ થયો. નથી. શેઠ કહે ગુરૂજી દયા પ્રતાપ આપનો જોઇએ, જરા ઘર આગળ પધારો. માસ્તર કહે ઠીક છે અવકાશ મળે આવી જઇશ. શાંતીદાસ કહે અત્યારનો અવકાશ અમુલ્ય માની પધારવા કૃપા કરો. માસ્તર કહે ઠીક ચાલો, ઘર આગળ માસ્તર આવ્યા ત્યાં પ્રભુના આગમનનો આનંદ જાણે કેમ માસ્તરના હૃદયમાં ઉપસ્થીત થતાં બોલાઇ ગયું કે શેઠજી આપના ઘર દર્શન મને

પ્રભુ દર્શનના પ્રભાવનો ભાસ પાડે છે. ત્યાં શ્રી જળની ઝારી લાવી માસ્તરને પાદ પ્રક્ષાલન કરવા આપી, શાંતીદાસ ઉભરાતા ઉત્સાહથી કહેવા લાગ્યો કે માસ્તર સાહેબ જલદી કરો પરમાત્મા પધાર્યા છે. એમ કહેતા મંદિરમાં પંચામૃત ધુપ દીપ પુષ્પ વિગેરે પૂજનના સાહીત્યોથી વૃદ્ધ માતા, શ્રી શાંતીદાસને માસ્તર ગદગદ કંઠે સ્તુતી કરી પુજન અર્ચિં સર્વે શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્માના ચર્ણાવિંદમાં સાષ્ટાંગ રૂપે પડી, દીનબંધુ ભગવાનના નામની ધૂન મચાવી રહ્યા. પ્રભુ પ્રસન્ન થઇ સર્વને ઉઠાડયા. છેવટે પરમાત્મા કહે શાંતીદાસ તારી બાલપણાની શ્રધાથી હું ખુશી થયો છું. તારે હવે કાંઇ લાલસા છે? શાંતીદાસ કહે સંસારીક માયાથી નિવૃત થાઉ અવસાને તમારા ચર્ણનું ધ્યાન રહે, વળી ફરી જન્મ મરણનો ફેરો ટળી જાય, બાલકની મુકવાણીથી સતિ કહે બાપ તને ધન્ય છે. પરમાત્મા અસ્તુ કહી અંતર્ધ્યાન થયા. આ ઉપરનું ઉદાહરણ રાજકન્યાએ પોતાની રાજમાતાને કહી સંભળાવ્યું કે જનુની દશ વર્ષનાં બાલકની મનો- વાંચ્છના પરમાત્માએ પુરી કરી, તો મને સહાયભૂત કેમ નહિ થાય ખરેખર પરમાત્મા સત્ય ને શિયળ વૃતનાજ એલી છે. સ્ત્રી જાતિને શિયળ સંભાળવું ને પુરૂષોને બ્રહ્મચર્ય પાળવું એ મહાન કાર્ય પ્રભુ માર્ગને બતાવનારૂ છે. જેમ કે—

કુંડલીઓ—પરનીંદા નારી અરૂ. પરદ્રવ્યન કી આસ
છોડી તીનો બાત જયું, ભજો એક અવિનાશ.
ભજો એક અવિનાશ, તમે જગનાથ નિવાજે
જન્મ મર્ણ જંજાળ પ્રભુ પલપલમેં ભાંજે

હરિ ગુરૂ બીન હરીદાસ. સિંધુ યહ તરનો ભારી
તજો તીનકો સંગ, દ્રવ્ય નિંદા પર નારી.

રાજકુંવરી કહે ઉપરના સુત્રોના અનુસંધાનથી મારી લીધેલી પ્રતિજ્ઞા કદીપણ વ્યર્થ જનારી નથી પુત્રીના વચનોથી રાજમાતા આલ્હાદ પદ્મણી કહેવા લાગ્યા કે શાબાશ. મારી પુત્રી તને શાબાશ છે. હવે મને ખાત્રી થાય છે કે મારા નવ માસને તેર દિવસના શ્રમને ઉજ્વળતા આપી ઉદરને લજાવીશ નહિ એમ કહી રાણી પોતાના અવાસમાં આવ્યા. જેજેવતી દાસીઓ સાથે રમણુ કરવા લાગી–

આણી તરફ–વીકટ રસ્તાના સંકટો વેઠતા રાતને દહાડો ઘોડા ઉપર ચાડીકો રાખી એક મહિનાના પંથને તોડી એકવીસ દહાડે પ્રાતઃકાળે વજીર ચંદ્રાગઢને સીમાડે આવી પોહોંચ્યા, જ્યાં સાંઢોના ટોળા જંગલમાં ચારો કરતા હતા ત્યાં આવી સાંઢના માલીક રબારીને પુછવા લાગ્યા કે રાયકા, આ સાંઢો તમારી છે. રબારી ઉભો થઇ હાથ લંબાવી ભા રામ રામ છે. હા આ ટોળા અમારા છે, કેમ ઠાકોર પુછવું પડયું. વજીર કહે મારે સાંઢ લેવી છે. રાયકો કહે ખુશીથી જે તમને મનપસંદ પડે તે જોઇ લ્યો, વજીર કહે એમ નહિ. મારે તો ઘડીયા જોજૅન સાંઢ જોઇએ છીએ. રબારી કહે એ સાંઢ તમારાથી લેવાશે નહિ. કેમ કે તેની કીંમત તમારાથી ખચીં શકાશે નહિ. વજીર કહે એવી ભારે કીમત શું છે? રબારી કહે દરબાર એની કીંમત સાડાત્રણસો સોનામોહોરની છે, વજીર કહે મોઢે માગ્યા દામ લ્યો છો તો તેમાં ગુણ બતાવશો કે નહિ, રબારી

કહે ગુણુ હશે તોજ લેવી છે. ઠાકોર આટલાની પરિક્ષા થઇ તે ખરીદાય છે. જેવા કે-

દોહરા—ગાય ભેંશ દોહી લીજીએ, નાણું પરખી જાણુ
ઘોડા સાંઢ સ્વારીએ. લીજે કરી પ્રમાણુ.

ભાવાર્થ-ગાય ભેંસને દોહીને લેવાય છે સાંઢ ઘોડાને ચઢી ફેરવી પરખાય છે. અને નાણાને પથ્થર ઉપર ઠોકી વગાડી જોવાય છે. કે એડવડની છાપનો છે કે રૂપિઓ પાંત્રીસની સાલનો છે, એમ જોવાઇ જાય છે. માટે દરબાર તમારા ઘોડાને ગામમાં જઇ વેચી આવો અને મારી સાથે સ્વાર થાઓ આપ આંહી કેટલે દહાડે પધાર્યા છો વજીર કહે એક માસનો પંથ એકવીશ દહાડે પુરો કરી આવ્યો છું રબારી કહે બસ, ત્યારે આ મારી સાંઢના વેગ વિષે સાંભળો—

દોહરા—તાણી બીડા ગાતરી, બીડા તાણી ને તંગ.
હોય કરાયલો સુલક્ષણો, કરો વેગ પસંદ.

દોહરો—ઠાકરા કરાવલો કીમતી, સ્વારીમાં છે સુચંગ.
માંગરોલ ચારો ચરી, પાણી પીએ જઇ ગંગ.

આ કરાયલાની સ્વારીમાં હું આપને એકવીશ દહાડાનો પંથ ત્રણ દહાડામાં કાપી બતાવીશ તો તમારે સાડા ત્રણસો મોહોર આપવી નહિતર સાંઢને મોહોર બંને આપને બક્ષીશ આપીશ.

એવી શરતે રબારી આગળ ને દરબાર પાછળ એમ બંને સ્વાર થયા રબારીએ પગનો ઇશારો કર્યો કે કરાયલો પવન વેગી દોડી નીકળ્યો

રસ્તામાં એક દહાડો ને એક રાત્રી વીતત કરી, બીજે દહાડે પ્રાત:કાળે પંપાસર સરોવરને કાંઠે આવી પહોંચ્યા, ત્યાં ઉતરી દાતણ પાણી શૌચ વિગેરે કરી તરત સ્વાર થઇ ગયા. ચાલતાં ચાલતાં ચાર ઘડીકા દહાડો ચઢયો એ સમય સમ્બરપૂર નામના શહેરના પાદરમાં આવી ચઢયા, રબારી સડકના કાંઠાના વૃક્ષોના પાંદડાં સાંઢને ચારવા લાગ્યો ને ઠાકોરને કહે બાપુ જરા આરામ લ્યો, દરબાર કહે સાંઢ ઉપરજ આરામ લઇશ, તું જલદી ચારી લે, કાલે આપણે પોહોંચી જવું છે. રાયકો કહે ઠાકરા એ ચિંતા તમારે કરવી નહિં, પંથમાં વખત વાળી આપીશ, એમ જ્યાં વાતો કરે છે ત્યાં સમ્બરપૂરના નગરશેઠ દલીચંદ શાહ ગોઠણથી ઉચું ધોતીઉં પેહેરેલું માથે ત્રણ હાથના ફાળીઆનો કટકો વીંટેલો હાથમાં ઠીકરાનો (માટીનો) લોટકો પાણીથી ભરેલો લઇ કળશીએ જવા સારૂં દરવાજા બહાર સડક નીચે ઉતરે છે ત્યાં શેઠની સાંઢ ઉપર નજર ગઇ, ઉપરના સ્વારને જોઇ વેશ ઓળખી કહે દરબાર રામ રામ, વજીર કહે ઓહો ? શેઠજી રામ ભા રામ, શેઠ કહે આપને કયાં રેહેવું, વજીર કહે અમે આભાપૂરી નગરીમાં રહીએ છીએ. શેઠ જરાવાર મૌન રહી કહેવા લાગ્યા કે બાપુ આપના ગામથી આ તરફ તમારા રસ્તામાં સૌપૂર નામનું ગામ ગઢ, કિલ્લાવાળુ આવે છે તે ગામના દરવાજા આગળથીજ તમારો માર્ગ નીકળે છે તો મારા ઉપર દયા કરી હું એક કાગળ લખી આપું તે દરવાજે તમારે આપી દેવો એ દરવાણી પહોંચાડી દેશે. એ ગામમાં મારા વેવાઇ રહે છે, અમારો મોટો દીકરો ત્યાં વરાવેલ છે, વજીર કહે શેઠ એટલે દૂર સંબંધ બાંધ્યો છે ! શેઠ કહે અમે

એ જણા પુષ્કરરાજમાં જાત્રા ગએલા હતા. ત્યાં મળી ગયા. ઘણી મુદતના રોકાણમાં અરસપરસ સ્નેહ બંધાતા સબંધ જોડાઇ ગયો એ સંબંધને આજે સત્તર વર્ષ થયા છે. નાની ઉમરના છોકરા હતા હવે આજ ઘણા દહાડા લગી એક બીજાને મુવા જીવતાના ખબર પોચ્યા નથી તેમ તમારા પ્રતાપે મારા વડીલોની આબરૂથી બીજા ઘણા શ્રીફલો આવે છે, ત્યાં દીકરો અવળો થઇ બેઠો છે કે મારૂં સંબંધ જ્યાં જોડાયું છે, તેજ મારે કબુલ છે. આમ વર્ષ વીતી ગયા છે માટે જરા થોભો ત્યાં હું હમણાં કાગળ દુકાને જઇ લખી આવું. દરબાર ફૂલસંગજી કહે શેઠ તમે તમારા સ્વાર્થનેજ પકડી રાખ્યો છે અમે કોણ છીએ અમારા ટાઇમની શું કીંમત છે તે કાંઇ જાણો છો? કાગળ લખવો હોય તો અમે લખવાના સાહિત્યો તમને આપીએ સાંઢે ચડી આવો, નગરશેઠ કહે બહુ ઠીક. ઠાકોર એમ કહી શેઠનો હાથ પકડી સાંઢ ઉપર રબારીને પોતાની વચમાં બેસાડી આપ્યો લખવાના દોત કલમ ને કાગળ બગલ થેલામાંથી કાઢી દીધા. શેઠે પાણીના લોટકાને ઢોળાવા ન દેતાં ખોળામાં ઠેરાવીને રાખ્યો ને નીચું જોઇ સ્વસ્તિશ્રી એમ ત્રણ અક્ષર લખ્યા ત્યાં તો પગના ઇશારાથી સાંઢ ચાલી નીકળી જરા વારમાં સોપુર આવી ગયું રબારીએ શેઠનો હાથ પકડી નીચે ઉતાર્યો, શેઠ કહે ભાઇ સાહેબ, હજી તો મેં ત્રણજ અક્ષર લખ્યા છે પૂરો કાગળ તો લખવા આપો. વજીર કહે શેઠજી કાગળ કરતાં રૂબરૂ મળવામાં પ્રેમ ને સ્નેહનો વધારો થાય છે વળી વેવાઇને ઘેર કંસારનું જમણ પણ જમશો. સંસારમાં દીકરાના સાસરીયાંમાં જમણ જમવાનો મોટો

આવ સૌ માને છે. માટે પધારો. શેઠ કહે ક્યાં પધારૂ હું ચાલીને પોહોંચી શકું નહિ. મહેરબાન બહુ વેગળું છે. તેમ મેં સૌપૂર કાને સાંભળ્યું છે કોઇ દહાડો નજરે જોયું નથી તેમ બે ચાર મહીના વિના પોહોચાય નહિ વળી માર્ગ વીકટ પહાડો ને ઝાડીવાળો સંભળાય છે તો તમેજ કાગળ આપજો હું આ ઘડીએ લખી નાખીશ. રબારી કહે એમાં કાલાવાલા શું કરો છો. તમારા કાગળવાળું સૌપૂર આ રહ્યું તમે તેના પાદરમાં ઉભા છો, જુઓ પેલો દરવાજો દેખાય છે એમ કહી રબારી ને વજીર સાંઢને ચલાવી ચાલતા થયા.

આ અસંભવીત બનાવ જોઇ શાહુકાર તો દીગમુંઢ થઇ ગયો ને સડકના પડખામાં લીંબડાના ઝાડ નીચે હતાસ થઇ બેસી ગયો. કે વાહ દૈવ ! આ શું કર્યું હવે હું મારે ગામ કેમ પહોંચીશ વળી મારા ઉપર કપડાં પણ પેહેરેલાં નથી આવે ભુંડે વેશે જ્યાં ન જાવું જોઇએ ત્યાં વેવાઇનાજ ગામે ઉતારી મુકયો જો ગામમાંથી વેવાઇના સગા સંબંધી કે છોકરા પૈકી કોઇક આંહી આવી જશે ને મને ઓળખશે તો મારા ભુરા હાલ થાશે, વળી જે વાત બની છે તે જો સાચે સાચી કહીશ તો પણ તેમને શંકાભરી લાગશે. મારી મશ્કરી થાશે. ઉતરતી અવસ્થામાં છતે ધન માલે આ દશામાં આવી દેખાવું પડયું. પ્રભુ તારી ગહનગતિ છે. આવા વિચારો કરતાં શોકમાં ગરકાવ થઇ ગએલો ગાલે હાથ દઇ બેઠો છે. ત્યાં તેનાજ વેવાઇના બે દીકરા તળાવે સ્નાન કરવા જતા હતા, તે સડકથી નીચે ઉતર્યા, કે શેઠને જમીન ખોતરતા નજરે દીઠા. બે ભાઇ જોવા લાગ્યા કે કોઇક પરદેશી માણસ લાગે છે એમ કહી પાસે આવ્યા. ત્યાં

અભેચંદ શેઠનો મોટો દીકરો પુષ્કરરાજમાં સાથે હતો જેથી તે ઓળખી ગયો કે નાના ભાઇ આ તો રખે આપણી દીવાળી બેનનો સસરો લાગે છે. બરાબર બારીકીથી જોતાં તેજ છે એમ ભાસ પડયો, એટલે નજીક આવી કહેવા મંડયો, કે શેઠજી જુહાર છે. કેમ દલીચંદ શેઠ કેમ બોલતા નથી. હું તમને ઓળખું છું અમારા તમે વેવાઇ છો પુષ્કરરાજમાં સંબંધ જોડાયો હતો એમ કહી નાના ભાઇને કહ્યુ કે ભાઇ તું જા દુકાને, બાપાને ખબર આપી આવ. આ શેઠીઆ મોટા માણસ છે તે ગામમાં આવતાં શરમાય છે માટે બાપા આવી માનથી તેડી જશે. શેઠ દલીચંદ કહે ના ના મારે તમારા બાપાનું આંહી કામ નથી હું તો આ ચાલ્યો મારે બીજે ગામ જવું છે. વળતા જરૂર આવી જઇશ. અભેચંદ કહે શેઠજી હવે તો જવાશે નહિ. મલ્યા ન હોત તો ચાલ્યા જાત. હવે હું કદી જાવા દઇશ નહિ, એમ કહી આડો થઇ ઉભો, શેઠ મુઝાણો કે હવે શું કરવું આ તો મોટો બખેડો થયો. એમ કલ્પના કરે છે. ઘણી આજીજી કરે છે કે ભાઇ સાહેબ તમે મને રોકો નહિ. તેમ તેમ અભેચંદ હાથ પકડી બેસાડી દે છે. નાનો ભાઇ ગામમાં જઇ માંડવીએ નગરશેઠ બેઠા હતા તેને નમન કરી બોલ્યો બાપા, આપણી બેન દીવાળીબાના સસરા આવ્યા છે ભાઇએ તેમને રોકી રાખ્યા છે હું ખબર આપવા આવ્યો છું. પુત્રના વચન સાંભળી શેઠ હસવા લાગ્યા કે મૂર્ખાઓ દીવાળીનો સસરો આંહી આવે નહિ અને કદી આવે તો તેની સાથે રથ ઘોડાસવાર સીપાઇઓ વિગેરે હોય તે વારે આવે તેઓ અગાઉ આપણને સ્વારથી ખબર મોકલે તે રાજના કારભારી

છે, ગામના નગરશેઠ છે, એ તું જાણે છે. નાનો દીકરો કહે ના. મોટા ભાઇ કહેતા હતા કે હું બરાબર ઓળખું છું નગરશેઠને જાણુ પડી કે હા. રખે મોટો દીકરો ઓળખે ખરો, કારણ કે તે સબંધ વખતે ચૌદ વર્ષનો હતો વળી તે ઘણો ચાલાક ને બુદ્ધિવાળો છે તો તે ભૂલે નહિ, એમ કહી ઉઠયા કે રખે હોય તો હોય. કહી કપડાં પહેરી માથે પાઘડી નાંખી તૈયાર થયા. ત્યાં દુકાને દેશાવરના આડતીઆ લેવદેવના હીસાબ કરવા આવેલા તે બેઠા હતા, શેઠ કહે તમે જરા બેસજો ત્યાં હું મારી દીકરી દીવાળીના સસરા મારા વેવાઇ આવ્યા છે તો સામે જઇ તેમને ઘર આગળ તેડી આવું. હું આવ્યા પછી હીસાબ કીતાબ થાશે, આડતીયા કહે શેઠજી તમે પધારો ત્યાં સુધી અમારે ફોકટના બેસી રહેવું પડશે કે? શેઠ કહે હા. તો અમે સૌ આપની સાથે આવીએ તો સત્કારમાં વધારો દેખાય. ત્યાં મુનીમ વાણોતર નોકર ચાકર સર્વે કહે શેઠજી અમે પણ સાથે આવીએ છીએ ભલે દુકાન બંધ રહે. શેઠ કહે બહુ સારૂ ત્યારે ચાલો સૌ કપડાં પેહેરી સામૈયાના ઠાઠથી વિદાય થયા. બજારમાં ચાલ્યા આવે છે ત્યાં શેહેરી વેપારીઓ દુકાનો ઉપરથી નીચે ઉતરી શેઠને નમન કરી પૂછવા લાગ્યા કે કેમ શેઠજી ઉતાવળા જાઓ છો. શેઠ કહે આપણા વેવાઇ બેન દીવાળીના સસરા પધાર્યા છે તેને મળવાને તેડવા જાઇએ છીએ ગામના વેપારી કહે શેઠ આપણે એક ગામના કદી કોઇ દહાડો ધંધા સબંધમાં બોલવું ચાલવું પડે પણ બહારના માણસ આવે એ ગામના વેપારીને આપનો અરસપરસનો નીકટ સબંધ કે પ્રેમ જુએ તો કેવું સારૂ દેખાય કે શેઠ સાથે

વેપારી કેવા સંપી ચાલે છે તો અમે પણ સાથે આવીએ છીએ ભલે અમારી દુકાન બેઘડી બંધ રહે એમ કહી સૌ શેહેરીજનો સાથે તૈયાર થઇ જવા ચાલ્યા. આ સામૈયું દરબારગઢ પાસેથી નીકળ્યું.

દરબારગઢમાં રાજમેહેલના જરૂખામાં નરેંદ્ર ઉભા હતા તેમણે સામૈયાના જુથ સાથે નગરશેઠને જોયા, તે વારે દરબારશ્રીની શેઠે તાજમ ભરી એટલે દરબારશ્રી કહે કેમ શેઠજી આ બધું મંડલ કયાં જાય છે. શેઠ કહે ખમા અન્નદાતા—ગરીબ પરવર આપણી પુત્રી બેન દીવાળીબાઇના સસરા અત્રે ગામ બહાર પધાર્યા છે તેઓને મળવા ને ઘર આગળ લાવવા માટે જાઇએ છીએ, નૃપતિ કહે એમ છે કે ત્યારે શેઠ જરા ઉભા રહો હું પણ મારી કચારી સહિત આવું છું કે ગામના નગરશેઠને રાજા પ્રત્યેનો આંત્રીક સ્નેહભાવ તમારા વેવાઇના જોવામાં આવે એ ઠીક દેખાય. દરબારની આજ્ઞાથી અમીર, ઉમરાવ, કારભારી, મુસદ્દીઓ અને થોડા સૈનીકોને સાથે આવવા બોલાવ્યા. દરબારશ્રી હાથીની અંબાડીએ વાજાગાજા સહિત સામૈયા સાથે પધાર્યા શેઠનો નાનો દીકરો હર્ષના નાદે કરી મોટા ભાઇને કહેવા લાગ્યો કે અભેચંદભાઇ બાપા શેહેરી સજ્જનો અને રાજા સાહેબ સ્વારી સાથે લઇ પધારે છે શાહુકાર દલીચંદ વિસ્મય થઇ ગયો કે બહુ ભારે થઇ આ તો મારો વરઘોડો થયો, હવે મારે જવાબ શું આપવો, એવા વિચાર મનમાં ઘડવા લાગ્યો કાયાના હંસ ઉડી ગયા. જે ઝાડે ફરવાનું કહીશ તો પણ મશ્કરી થશે, તેમ કાગળ બતાવીશ તો પણ કોઇ માનશે નહિ. આમાં દુનીઆને હસવું થાશે અને મને આબરૂની નુકશાની થાશે. માટે હસવું ને હાણુ બંને

કહેવાશે, એવા તર્કવીતર્કો કરે છે ત્યાં સામૈયું પોહોંચી આવ્યું. સામૈયાના માણુસો પૈકી કોઇપણ શેઠને જાણુતા કે ઓળખતા નહોતા. જેથી સૌ આવી ઉભા રહ્યા, નગરશેઠ પાસે આવી હાથ લાંબા કરી બાથમાં બીડી મળ્યા ને કહેવા લાગ્યા કે કેમ દલીચંદ શેઠ આ શું કહેવાય. શેઠ નીચું જોઇ ગયા, વેવાઇ એમજ થાય. વેપારની ઉથલપાથલમાં આમ બનવા શંભવ રહે છે, કાંઇ ફીકર નહિ, જુઓ કે દુનીઆમાં દીકરા દીકરીના નીકટ સબંધ બાંધી અરસપરસ સ્નેહ જોડાય છે અને એ સ્નેહ જીંદગીનો ગણુાય છે, આડે દહાડે ખાનપાન કરવા કરાવવા નવે નવે હેતે એક બીજાને બોલાવવા એનું નામ ઉજળા રામરામ કહેવાય છે પરંતુ આ પત્રીકા આ સબંધ એક બીજાના ડુબતા વખતને સહાયક થવા બંધાએલ છે. અને ખરો સંબંધ એ વેળાયે ઓળખાય છે, તો શેઠ તમે આવી વિપત્તિમાં આવી પડયા. આ દશાએ પોહોંચ્યા, છતાં એકાદ કાગળનો કટકો પણ લખ્યો નહિ. છેવટે અમારૂ પારખું તો જોવું હતું. આજે જે કાંઇ થવાનું હતું તે વખતે થઇ જાત. પરંતુ હુંડીના કટકામાં તમારૂ દુ:ખ દબાઇ જાત અમે અમારી સંપતિ અમારી કરી માની નથી. કષ્ટ વખતે પોતાના કુટુંબ, સગાસ્નેહી મીત્રને બેલપ દેવા માટેજ મળી છે, વખંત તો આવે ને જાય છે પણ ભલાના બોલ રહી જાય છે. હું પણ જાણું છું કે એકનો એક વખત કોઇનોએ રહેતો નથી.

વેવાઇના વચનો સાંભળી દલીચંદ શેઠ ચમકી ઉઠયો કે, રાખો રાખો વધારે પડતા બોલ થાય છે શું મેં દીવાળુ કાઢયું છે, કે મને વેપારમાં ખોટ ગઇ છે ના ના એ કશુંએ નથી. ત્યારે વેવાઇ મોતી-

ચંદ કહે એમ નથી કે ? ત્યારે ઠીક બરાબર હું શમજી ગયો કે દીકરા તો સૌને હોય છે તેમ અમારે પણ છે તો શું બાપ દીકરાને ન બનતાં તમારા દીકરાએ આવી સ્થિતિમાં કાઢી મેલ્યા, તો તેમાં શેઠજી તમારી ભૂલ છે. તમે નાણાનો કાબુ સર્વે દીકરાઓને સોંપી દીધો હશે. જેથી આ દશામાં આવવું પડયું છે. કાંઇક તમારો સ્વભાવ પણ તામસ જોવામાં આવે છે પણ ડાહ્યા માણસે કુદરતી અવસ્થામાં સ્વભાવને શાન્ત પાડવો જોઇએ. પરંતુ પડે નહિ. કેમકે સ્વભાવ વિષે કવિઓ કહી ગયા છે કે—

સવૈયા.—પાવકકું જલ બુંદ નીવારન સુરજ તાપકો છત્ર કીયો હે
વ્યાધીકું વૈદ તુરંગકું ચાબક, ચોપગકું બખ દંડ દીયો હેં
હસ્તી મહામદકું અંકુશ હે, ભૂત પીશાચકો મંત્ર લીયો હેં
ઓષધ હે સબકે સુખ કારન, સ્વભાવકો ઓષધ નાંહી કીયો હે

આ સંસારમાં સર્વેના નીવારન માટે ઓષધો પરમાત્માએ કર્યાં છે પણ સ્વભાવને માટે ઔષધ ક્યાંય નથી. દલીચંદ કહે રહો રહો શું મને પુત્રોએ કાઢી મુક્યો છે ? કાઢ્યા, કાઢ્યા એનો તો હું ભાર લેખતો નથી. તે વારે વેવાઇ મોતીચંદ કહે હારે હા હવે મને ખબર પડી ગ્યો, અરેરે અમારી માંણેક વેવાણ જરા બહુ બોલકા છે જેથી તમને ગુસ્સો ચડયો હોય તેમાં તમારે ભાગવુંજ પડયું હોય એમ બને છે. પણ તમારે સમજ રાખી એટલે દરજજે આવવું નહોતુ, તેમાં પણ સાથે પાણી પીવા કળશીયો નહિ ને માટીનો લોટકો આપ્યો એ જરા ભારે પડતુ કહેવાય—આ ઉપરથી વેવાણ દયાળુ નથી. પણ કઠોર હૃદયના ખરા, એમ દેખાઇ આવે

છે, વાહરે વેવાણુ વાહ તમે તો વેવાઇને બરાબર લડાવ્યા. એ મોતી-ચંદના બોલ સાંભળી પૂરજનો દરબારશ્રી સો હસવા મંડયા, દલીચંદ વેવાઇને કહે તમારે જે કહેવું હોય તે સમયને અનુસરી કહી દેજો જરા વાણુ રાખશો નહિ. મારૂ મન દ્રઢ છે તમારી વેવાણની પણુ ગુંજાસ નથી કે જે મ્હી મને કાઢી મુકે એ સર્વે જુઠું છે, શેઠજી ખરી વાત તો એટલીજ છે કે હું કળશીએ જવા નીકળ્યો છું. શાહુકાર હસતા હસતા રાજાસાહેબને પાસે બોલાવ્યા ને કહેવા લાગ્યા કે અન્નદાતા આપને પણુ દીકરા દીકરી તો છે તેમ વેવાઇ પણુ છે, તે કોઇ દહાડે આપને મલવા પ્રસંગે પધારતા હશે પણુ આ મારા વેવાઇ જોઇ દયો હજારો ગાઉ ઉપર કળશીએ આવ્યા છે આવું ટીખળ સાંભળ્યુ કે જોયુ નહિ હોય, કદી વેવાઇ વેલા થયા ને બંને પરમાત્માની કૃપાએ શ્રીમાનો હોય અને તેઓ પોતાની દૈવી સંપતિ ને પ્રકાશમાં બતાવવા એક બીજાનાં નીકટ સ્નેહ સંબંધની યાદગીરી માટે કોઇ વાવ, કુવા દેવળ, કે ચણીઆરા, પાણીના પીયાવા વિગેરે બંધાવી ધર્મના માર્ગમાં લક્ષ્મીનો સદ્વ્યય કરી દેખાડે છે અને આ અમારા વેવાઇ એ બદલ અમારા ગામને પાધર કળશીએ આવી, સૌને આનંદ આપે છે, ઉપરથી અમારા ઉપર વેવાઇની કેટલી દયા છે, કે વસ્ત્ર વિના લોટકા સહીત દર્શન આપવા પધાર્યા છે, આવા હાસ્યજનક બોલોથી રાજસહીત સો સમાજ ખડખડ હસવા લાગ્યા, અને એક બીજા પ્રત્યે કહેવા લાગ્યા કે આ શેઠ દીવાનો તો નહિ હોય, એના બોલને શરીરનો દેખાવ તો એવો જ દેખાય છે. દલીચંદ કહે તમે ગમે તેટલી મશ્કરી કરો પણુ આ લોટકો મારો

આક્ષી છે. મોતીચંદ કહે ગમે તેમ હોય એમને વધારે પૂછપાછ કરવી નહિ. જા અભેચંદ ઘેરથી ઉમદા પોશાક લઈ આવ. એમ કહી પુત્રને દોડતો મૂકયો, કપડાં લાવ્યો, હ્યો શેઠ આ પેહેરો ને ગામમાં પધારો, વેવાઈએ કપડાં પેહેર્યાં, મોતીચંદ કહે હવે લોટકો નાંખી દ્યો. દલીચંદ કહે એ લોટકો મારા બચાવનો સાચો પૂરાવો છે તે મુકાય તેમ નથી, હાથમાં લોટકો લઈ ગામ તરફ ચાલ્યા, ગામના સ્ત્રી પુરૂષો સામૈયામાં નહોતા તે રસ્તા ઉપર જોવાને ટોળે ટોળા મલ્યા હતા તેમાં સ્ત્રીઓનાં જુથ એક બીજીને શાન કરતી કહેવા લાગી કે એ ઝમકબેન આતો જુઓ, પેલી દીવાળીનો સસરો આપણા ગામના પાદરમાં કળશીએ જાવા આવ્યો છે, બીજી કહે હા મુઈ જોતાં ખરી એના હાથમાં ઠીકરાનો લોટકો છે. એમ આંગળીઓ ચીંધી સૌ હસાહસ કરવા લાગી, ત્રીજી કહે વેવાઈ તો આપણાએ છે પણ આવા નહિ. ચોથી સ્ત્રી કહે જો ને પરમ દહાડે મારી માસતી બેનનો સસરો આવ્યો હતો એ તો બહુજ ઠરમાળ હતા તેઓ ત્રણ ચાર દિવસ રહ્યા હતા પણ જાજરૂમાં જતાએ અચકાતા હતા, વળી મારાથી નામ ન લેવાય એ તારા નણદોયા એમને વઢી વઢી પરાણે મુકતા હતા ને આતો કપડાં વીનાનો ભૂંડે હાલે શરમ વિનાનો થઈ ને આવી ચડયો છે. ત્યાં સૌ એકી અવાજે કહે હશે બાઈ એ તો મોટાના સગા એવાજ હોય. એમ જુથ વીખરાઈ ગયું, સમાજ ઓછો થયો ને શેઠ વેવાઈને ઘેર તેડી આવ્યા ત્યાં એકાંતમાં બેસાડી હાથ જોડી પૂછવા લાગ્યા, તે વારે વેવાઈએ પેલો કાગળ ત્રણ અક્ષરનો સ્વસ્તી શ્રી. વાળો બતાવ્યો કે આ જુઓ આટલા અક્ષર લખ્યા

ત્યાં એક સાંઢ હતી તેણે તમારા ગામના પાદરમાં ઉતારી મુક્યો કહો આ વાત તમારા સમાજમાં કહેત તો તમે કે એ સમાજ કોઇ પણ માનત નહિ. મોતીચંદ કહે ઓહો ! અરે એ તો ઘડીયા જોજન સાંઢ હશે, હલીચંદ કહે હા એજ હતી માટે હવે મને મારે ગામ પોહોંચાડી આપો ત્યાં તો મારી શોધ થાતી હશે, સાહુકારે શેઠને સાથે માણુસો આપી વાહનોના સાહીત્યોથી પોતાને દેશ જવા વિદાય કર્યા.

સંધ્યા સમય સાંઢ આભાપુરીના પાદરમાં પહોંચી આવી, રબારી નીચે ઉતરી વજીરને કહે આ સામે દેખાય છે તે તમારા આભાપુરી શેહેરનો દરવાજો જુઓ, ફૂલસંગ ઘણો ખુશી થયો તે સાંઢનાં ગુણનો અનુભવ કરી લીધો, એટલે રબારીએ ઠરાવેલી કીંમત કે જે સાડા-ત્રણુસો મોહોર આપી વિદાય કર્યો, અને પોતે સાંઢ લઇ રાજબાગની ઝાડીમાં જઇ બાંધી પરબારો મશાલની કચારીનો વખત જોઇ દરબારમાં શ્રી જ્યાં બીરાજતા હતા ત્યાં આવી, ખમા અન્નદાતા કહી તાજમ ભરી ઉભો રહ્યો.

રાજસભામાં ઓચીંતા અણુધાર્યા, વજીરને જોતાં રાજા વિસ્મય થયા ને કારભારીને કહેવા લાગ્યા કે એક માસની રજા લીધેલી તેમાં દહાડા છ બાકી રહ્યા ત્યાં વજીર પોહોંચી આવ્યા. આપણો વિચાર જે હતો કે વજીરની ગેરહાજરીમાં કનોજના તીલકકુમારને બોલાવી કુંવરીબાના લગ્ન કરી લેવા. એ યાદી આવતાં વજીર આવી ગયા હવે શું કરવું. એમ કહેતાં વજીરનો સત્કાર કરી બોલ્યા કે કેમ ફુલસંગજી તમે તો એક માસ પણ પૂરી રજા ભોગવી નહિ ને તરત પોહોંચી આવ્યા. વજીર કહે નોકરનો ધર્મ છે કે કામ પૂર થઇ ગયા

બાદ રોકાવું જોઇએ નહિ. એભલસિંહ રાજાએ વજીરને ધન્યવાદ આપી કચારી વિસરજન કરી રાણીવાસમાં પધાર્યાં. એકાંત અવાસમાં રાત્રીએ સચીવને બોલાવી રાજાએ ભલામણ કરી કે આપણા બારોટને એક ભરસાદાર માણુસોને વાહન આપી કનોજ મોકલી આપો. કે કનોજના પતિ ટુંકી મુદતમાં પોહોચી આવે પુત્રીના લગન નજીકમાં છે એવા ખબર મોકલાવો. સચીવ કહે બહુ સારૂ. જેવી આપની આજ્ઞા, એમ કહી કનોજ જવાના માણુસોને રવાના કરી દીધા.

પ્રાતઃકાળની વેળા આવી. દેવળોમાં ઘંટના નાદ થયા, ત્યાં ફૂલસંગ વજીર સવારમાં ઉઠી મુસાફરીના પોષાકથી ડોઢીમાં દાતણુ કરવા લાગ્યા, રાજકન્યા મોહોલની બારીમાંથી જુએ છે તો વજીર ઉપર નજર પડી તે વારે દાસી સાથે સંદેશો મોકલ્યો કે આજે બપોરના બે વાગે રાજબાગમાં રાજકન્યા આપને મળવા આવશે જેથી ત્યાં આપની હાજરી રહેવા જરૂર છે માટે અગાઉ ત્યાં હાજર રહેવા ભલામણ કરી આવ તે સાથે પીતાશ્રીની રજા લેતી આવજે કે, રાજબાગમાં કુંવરીને દર્શન કરવા જવુ છે, એવી આજ્ઞા લઇ જલદી આવજે, દાસીએ રાજાની રજા માગી વજીરને સંદેશો પોહોચાડી આવી રાજકન્યાએ આવી રાણીવાસમાં રાજકન્યા અલંકાર શુશોભિત વસ્ત્રો પેહેરી વ્હેલમાં બેસી દાસી સાથે બગીચામાં આવી ફુલસંગ દરબાર અગાઉ આશોપાલવના વૃક્ષ નીચે રાહ જોયા કરે છે ત્યાં વ્હેલના ધોરીની ઘુઘરમાળના નાદ કાને આવ્યા. ઉંચી નજર કરે છે ત્યાં સામે મૃગાનેણી ચપળા આંને આવતી જોઇ, જેજેવતી પતિને નમન કરી કહે છે કે પ્રાણુનાથ સાંઢ કયાં છે ! વજીર કહે સાંઢ પેલી ઝાડીમાં

બાંધી છે કેમકે તે જો બરાડા મારે તો ખબર પડી જાય. વળી એક-વીશ દહાડા પંથને કાપી ત્રણ દહાડામાં તે મને લાવી છે. રાજકન્યા કહે હવે એ બધું તો ઠીક થયું. માત્ર આટલું આપને ધ્યાનમાં રાખવાનું છે કેમકે હવે પછી મારો ને તમારો મલવાનો મોકો મળશે નહિ, તેમ મારા પીતાજીએ કનોજથી જાન જલદી બોલાવી છે, વળી મોટા રાજની જાન સૈનીકોના જુથ વિગેરે રસત મોટું હશે તો હું રાજમોહોલથી બહાર પગ પણ દઈશ નહિ, આપે આપના પોશાક સાહીત્યો તૈયાર રાખવા. જ્યારે જાન ગામને ગોંદરે આવે અને મારા પીતાશ્રી સાથે સામૈયું કરે ત્યારે જાનને સામૈયાનો સમુહ બોલ્યો દેખાશે તેમાં આપને ભળી જવું તેમાં કદી કોઇ જુથ પૈકી પુછે કે દરબાર કયાં રહો છો તે વારે તમારે ઉલટું તેને પૂછવું કે તમે કયાં રહો છો તે માણુસ કહે જાન સાથે છું તમારે જવાબ વાળવો કે અમે માંડવે છીએ. રાજા એભલસિંહ સાથે અમારો મિત્રા-ઇનો નીકટ સબંધ છે જેથી વિવાહ ઉપર આવ્યા છીએ. કદી કોઇ માંડવાનું માણુસ પૂછે કે તમો કોણ છો તેને પણ પેહેલા પૂછી જોતા કહેવું કે હું જાનમાં છું કનોજપતિને મારા સાથે આંત્રીક પ્રેમનો સબંધ છે જેથી જાનમાં આવ્યા છીએ. એવા રીતે ખરી વાતનો પેટો આપવો નહિ .બંને પક્ષને વિરૂદ્ધતા બતાવવી. ત્યારબાદ જાનને સામૈયું કરી વરણાગીના રૂપમાં દરબારગઢમાં લાવે ને ત્યાં વિવાહના ક્રમ ચાલવા માંડે તે વારે સાંઢ લઇ મારા પોતાના ખુદ મોહોલના પાછલા ભાગમાં આવી પોહોંચવું મોહલની બારી સામે નજર રાખી ઉભા રહેવું. સાંઢની દોરી હાથમાં સંભાળી રાખજો. હું જ્યારે કહું કે

વજીર સાહેબ તૈયાર થાઓ તે વારે સાંઢ બારી નીચે રાખજો એટલે હું બારીએથી કુદી સ્વાર થઇ જઇશ. મારા આવ્યાના પેહેલાના વખતમાં આપ કોઇપણ જાતનો નીસો (કેફ) કરશો નહિ તેમ નીદ્રા પણ કરશો નહિ સચેતમાં રહેજો કોઇનો વિશ્વાસ કરવો નહિ. કારણકે નિદ્રા એ પુરૂષની વેરણ ગણાઇ છે.

દોહરા—ચંદ્રા વેરણ વાદળી, જલ વેરણ સેવાળ.
પુરૂષ વેરણ નીંદ્રા, મચ્છને વેરી જાળ.

કેમકે ચંદ્રના પ્રકાશને વાદળા રોકી આડા પડે છે, પાણીની સ્વચ્છતાને સેવાળ બગાડી આપે છે. પુરૂષને નીંદ્રા જોખમમાં નાંખે છે, જાળ મચ્છને મરણમાં સપડાવે છે. હું મારી તજવીજમાં છું. એવી સુચના આપી રાજકન્યા પોતાના અવાસમાં આવતી રહી, ને વજીર બાગમાંથી ડોઢીમાં આવી બેઠા.

ત્રીજે દહાડે જાન આવી બંદુકોના અવાજ થયા, પાદરમાં તંબુડેરા કનોજના રાજાએ નાંખી શેહેરમાં સામૈયા કરવા ખબર મોકલી, દરબારશ્રી એભલસિંહે જાનનો મોટો સમુદાવ છે એમ સાંભળ્યું એટલે તેના પ્રમાણમાં મોટાજુથ સાથે સામૈયું થયું બંને સમુદાવના સંમેલન સાથે તેમાં વજીર વનકળના વસ્ત્ર પેહેરી સાંઢની સ્વારીએ મળી ગયા, જાનના માણસોમાંથી કનોજપતિના ભાણેજ ફુલસંગજી સાંઢ ઉપર સ્વાર જોઇ પુછવા મંડયા કે, ઠાકોર આપને કયાં રહેવું વજીર કહે આપને કયાં રહેવું ભાણેજ કહે હું સમરસિંહ રાઠોડનો ભાણેજ જાન સાથે આવ્યો છું ફુલસંગ કહે હું માંડવે એભલસિંહને

ત્યા મારા નીકટ સંબંધથી વીવાહ ઊપર આવેલ છું. જાનને સામૈયું દરબારગઢની દેવડી પાસે આવ્યા ત્યાં એક દરબારે પુછ્યું કે આપને ક્યાં રહેવું ? વજીર કહે છે કે—આપ કયાં રહો છે દરબાર કહે હું માંડવે વીવાહ ઊપર આવેલ છું. એભલસિંહના અમે ભાયાત છીએ, ફુલસંગ કહે કનોજના રાજાની જાનમાં છીએ અને સાંઢ પણ અમારા દેશની છે આમ વીરૂદ્ધ વર્ત્તનના બોલથી વજીર સમજી ગયા કે રાજકન્યાએ મને વિદ્યા બરાબર ભણાવી એ જોતાં તેનો મારા પ્રત્યેનો પ્રેમ નીકટ છે એમ માની શકાય છે. જાન રાજમંડપમાં આવી બેઠી, વજીર સાંઢ લઇ પાછલા મોહોલની બારી નીચે ઊભી રાખી રાજકન્યા જેજેવતીએ બારીમાંથી ડોકું કાઢી વજીરને ધીરજ આપી કે સાવચેત રહેજો હું આવું છું.

વજીર કલ્પના કરે છે કે કનોજ જેવા નરેન્દ્રની જાન વળી રાજના સુવાંગનો ઠાઠમાઠ જોઇને જેજેવતીને વખતે મોહ લાગી જાય ને પરણવા બેસે તો મારે કેટલી ઘડી ઉંચા ડોકા કરી રાહ જોવી, સ્ત્રીનો ભરૂસો આવે નહિ કેમકે સ્ત્રી જાતિને પારકી સમૃદ્ધિ ઊપર મોહ વધારે ઉત્પન્ન થાય છે જેથી નીકટ પ્રેમને વીસારી મન ચલાયમાન કરી દે છે, એ વિષે કવિ પણ કહી ગયા છે કે—

છપય—ચતુર ચોપગ માંહે શીયાળ હરામી હોડે
પક્ષીમાં હે પરપંચ, કાગડો કપટી કોડે
નરમાં નાપીક જાત, તસ્કરમાં સોની શાણો
મહિ પર મારૂ દેશ, કુડ કપટમાં કાંણો

માનવીમાં ધુતં માનુની, પારકું ચેત લેખે લહે
સમજુ સૌ સૌને મને, કવિ સામળશા શું કહે.

ભાવાર્થ–ચોપગા જાનવરમાં શિયાળ જેવો હરામી નહિ પક્ષીમાં કાગડા જેવો કોઇ કપટી નહિ, નરમાં વાણુંદ જેવો નહિ, ચોરમાં સોની જેવો શાણો ચોર નહિ, વળી પૃથ્વીમાં મારૂ દેશ જેવો કોઇ દેશ ચતુર નથી, ને છળકપટમાં કાંણા જેવો કોય નહિ માનવીની જાતમાં માનુની જે સ્ત્રી જેની કોઇ ચતુર નથી.

આ સુત્રોના અનુસંધાનથી વખતે સ્ત્રીનું મન ચળી જવા શંભવ રહે છે. જો કે હાલ સુધીના વર્તન ને બોલમાં તો જરાએ ફેર લાગતો નથી. હવે પછી શ્રી પરમાત્માની ઇચ્છા બળવાન છે. એમ કહી થતા લોમવિલોમને અટકાવે છે. આ તરફ રાજ મંડપમાં ઉત્તમ ચોઘડીઆના સંજોગમાં રાજગોર કન્યા પધરાવો સાવધાન એવામાં ગલીક ઉચારો કરી સમસ્યા સુચવવા લાગ્યા, રાજકન્યાને આવતાં વખત લાગવાથી રાજમાતા ઝાલોદ પદમણી મોહોલ ઉપર આવ્યા રાજકન્યાને કહે બેન જલદી તૈયાર થાઓ, ગોર બાપા બોલાવે છે લગ્ન વેળા વ્યતીત ન થાય માટે શણગાર પેહેરો, જેજેવંતી કહે માજી કપડા શણગાર પેહેરવા તે જો નાની વય દીકરીની હોય તો માતા તેને પેહેરાવે છે. પરંતુ મારી ઉમર પુંઢવાળી કપડાં પેહેરવા જેવડી છે, જેથી આપની સમક્ષ શણગાર સજતાં મને શરમ આવે છે માટે આપ નીચે પધારો ને બ્રાહ્મણોને કહો કે વિવાહમાં ઉતાવળ કરવી નહિ. ઉતાવળ કયાં હોય છે. જુઓ–

દોહરા—હાવા અમી સામતાં, કાં ધાકુ પડતાં જોય
ઉતાંવળ તેમાં કરો, અન્ય સ્થળે નહિ હોય
શાન્ત વૃત્તિના લગ્નમાં, વિધીવત વેદ ભણાય
પુજન ક્રમ પ્રતાપથી, શાસ્ત્ર સાક્ષી ગણાય.

એટલા માટે શાન્તીએ વિધીથી લગ્ન કરવા છે ગોર મહારાજને શાન્ત થવા ભલામણુ આપો ત્યાં હું આવી પોહોંચું છું. એમ કહી રાજમાતાને વિદાય કરી પોતાની દાસીને બોલાવી કહ્યું કે બેન તું આ સીડીના દાદરા ઉપર ઉઘાડી તલવાર હાથમાં લઇ બેસી જા. કોઇપણુ સીડીના પગથીઆ ચડતાં દાદરે ઉંચુ ડોકું કરે તે વારે તારે

દોહરા—મા પુછીશ ઝાલોદ પદમણી, મા પુછીશ એભલરાય.
ડોકું કરે જે દાદરે, તાકી કરજે ઘાય
પુછે પસ્તાવું પડે, પુછે દયા વહિ જાય
વણુ પુછે જો મારીએ, ભાંગ્યું ગાડે ઘલાય.

વગર પુછે જે હોય તેનું ડોકું સમશેરથી ઉડાડી દેવું જરાપણુ અચકાવું નહિ. એમ ભલામણુ કરી પોતાની તૈયારી કરવા લાગી. ત્યાં બીજીવાર બ્રાહ્મણો કહેવા લાગ્યા કે "કન્યા પધરાવો સાવધાન" આ બોલ સાંભળી બીજી દાસીઓ કહે કે બાઇ આમાં તું ફાવીશ નહિ ને પાછી પડી જઇશ, માટે તમારી વતી બીજી કોઇક પરણુવા બેસે એ લગનના કામ શરૂ થાય અને તમે તમારી તૈયારીમાં રવાના થઇ જાઓ. વીવાહના કામ ચાલુ રહેતાં છૂપી રીતે થોડો પંથ કપાઇ જાય તો તમને અગવડ આવશે નહિ રાજકુમારી કહે બેન તારી વાત

આવી છે. પણ પરણવા કોને બેસાડવી એમ કહેતાં વાદ આવ્યું કે સાત દાસીઓ છે તેમાં હુશીયાર ચાલાકને પોહોચેલી કંકુડી નામની દાસી છે. વળી તે મારા કામમાં મરજી મુજબ કામ કરે છે તો આ કામની ના પાડશે નહિ. એમ કહી કંકુડીને બોલાવીને કહ્યું કે એલી કંકુડી તારૂં કામ પડયું છે કંકુડી કહે ખુશીથી બા જે હુકમ કરો તે હું શિરોદ્ધાર કરીશ પણ તમે કહશો કે તારે મારે વતી શૂળીએ જાવું પડશે તો નહિ જાઉ જેજેવતી કહે ઘેલી એવું તે કહેવાય કે? ત્યારે કહો રાજકન્યા કહે બેન તારે મારીવતી પરણવા બેસવું પડશે. કંકુડી હસતી હસતી કહે વાહરે વાહ બાઇ એ તો બહુજ ઉત્તમ કામ કહેવાય એમાં એટલું કારણ છે કે હું પરણવા જાઉ તે વારે જે કપડાં દાગીના પેહેરૂ તે સંગાર સર્વે મારો થાય અને હું જેને પરણું તે વર પણ મારો કહેવાય. વરને સંગાર બન્ને તમને પાછા દઉ નહિ. રાજકન્યા કહે બાઇ સંગાર પણ તારા ને વર પણ તુને હાથ પગ ધોઇને આપ્યો જા, મારે પાછા લેવા નહી તેનું આ વચન છે. તેમાં તારે આટલું સંભાળવું કે જ્યારે મારા સંગાર સજી પરણવા જાવું તે વારે રાજકન્યાની રીતી પ્રમાણે ધીરે ધીરે ચાલવું પગ ધબકારે મુકવો નહિ, છાતી લગી લાજ (ઘુંઘટો) કાઢવો, બોલવું તે શાંન્ત વચને બોલવું, એમ સભ્યતાથી પરણવા જાવું, કદી રાજમાતા તને પુત્રી જાણી શીખામણ દેવા આવે ને કહે કે બેન ધ્યાન રાખજે જેવારે મારા નામથી હા ના ના ઉત્તર દેવા-કહી દેવું નહિ કે હું કંકુડી છઉ, કંકુડી કહે શીખામણની જરૂર નહી પડે, કેમકે પરણ્યાની રીત બધી હું જાણું છું, બાકી એટલું છે કે મને મારકુટ

કરે, કોઇ આવીને ત્યારે મારાથી માર ન ખમાય એટલે કહી દઉં કે મારો માં, હું કંકુડી છઊ. રાજકન્યા કહે તને કોઇ મારશે નહિ તારૂ તો માન વધશે એમ કહી કંકુડીને શૃંગાર વસ્ત્ર આદે પેહેરાવ્યા ને દાસીઓ સાથે પરણવા મોકલી, કંકુડી સીડીના પગથીયા ઉતરતી વખતે ધબકારા દેવા માંડી, દાસી કહે બેન જરા ધીરી ચાલ, કંકુડી કહે ધીરી શું કામ ચાલુ હું તો જેમ જેમ વરને નજરે જોઇશ તેમ તેમ ઠેકડા મારતી જઇશ વરને જોઇ કોને આનંદ ન આવે

આ વખતે કવિ કહે છે કે—

કુંડલીઆ—ખરકા તુરંગ ન નીપજે સજે અતિસેં સાજ
પુવડ હોય ન પદમણી કગવા બને ન બાજ
કગવા બને ન બાજ, કાચ કુંચન ના હોવે
મર્કટ ગળે મેં હાર, જાઇ જંગલમે ખોવે
કથે સો કવિયા કહાન, સ્વભાવ ન પલટે નરકા
સજે અતિસે સાજ, તુરંગ ન હોવે ખરકા

ભાવાર્થ—અદલ બદલ કરવાથી મૂળ જાતિ સ્વભાવ દેખાઇ આવે છે. દાસી કહે ધીમી ચાલ તો કયાં હોય કે જ્યાં સોકાતુર હોય ત્યાં હોય છે એમ કહેતી હાથણીની માફક ઝુલતી ચાલી જાય છે જાનમાં આવેલા રાજદ્વારી માણુસો ચાલ જોઇ ખુશી થયા કે રાજને લાયક રાજકન્યા દેખાય છે વળી બારોટ કનોજપતિ સમરસિંહને ચાલ બતાવી કહે છે કે જુઓ મહારાજા કન્યાનું આગમન નજરે દેખાવ કેવો આપે છે તીલકકુમાર રાજ કન્યાને જોઇ બારોટને

શાબાશી દેવા મંડયા કે શાબાશ દસોંદી ભાટ શાબાશ છે બરાબર સરખી જોડીજ મેલવી આપી છે. બારોટ કહે આ સંબંધ જોડવામાં મને પરિશ્રમ ઘણોજ પડયો છે એવાં કામ બારોટ વિના મુસદ્દીથી થાયજ નહિ.

આકાશ સામે ઉંચી નજર રાજમોહોલની બારીએ કરતાં વજીરની ડોક દુઃખવા આવી પણ રાજકન્યા આવી નહિ ત્યારે કહેવા લાગ્યો કે મહાન પુરૂષો કહી ગયા છે કે સ્ત્રીનો વિશ્વાસ રાખવો નહિ હું આશાના પૂરમાં બુડી ગયો કે નીકળવા પામું તેમ નથી. છે તો વચન પાલક એમ મન વાળી ઉંચી નજરે જોયા કરે છે ત્યાં પાસે ઘાંચીનો તકીઓ હતો. તેમાં એક ફકીર ધુણી લગાવી બેઠો હતો, ફકીરે ગાંજાની ચલમ બનાવી ચલમને રંગ દેવા લાગ્યો ને કહેવા મંડયો કે એ બખ્ત કોઇ પ્યાસા નર હોવે, હમેરે સામને આયકે દમ લગાવે તો મેરેકુ બોત નીશા આવે આ બોલ ફુલસંગ વજીરે સાંભલ્યા–

તેણે વિચાર કર્યો કે રાજકન્યા સાથે ભાગવું છે વળી જંગલનો માર્ગ વીકટ છે જેથી ચાલ ચલમનો એક દમ લગાવી લઉં એમ કહી સાંઢને ત્યાં ઉભી રાખી વજીર પેલા સાંઇ મૌલા પાસે આવી ચલમનો દમ લગાવ્યો વધારે સ્વાદ આવવાથી ચલમમાં તાપ ઉડી ગયો ને દશમે દ્વાર (કપાળે) જીવ ચઢી ગયો. ફકીરે હાથમાંથી ચલમ લઇ લીધી. ફુલસંગ પૃથ્વી પર અચેતમાં પડી રહ્યો. કશી પણ ભાન રહી નહિ, હાથ પગ તરફડવા લાગ્યા.

મહદ્ પુરૂષોના વાક્ય છે કે " "मनोईच्छा सदा नास्ति, देवइच्छा वर्तते" આ સુત્ર ઉપર જણાય છે કે માણસનું ધાર્યું કાંઇ પણ થાતું નથી, ઇશ્વરથીજ થાય છે બન્યા કરે છે જેમકે–

દોહરા–લાખ ઉપાયે કોડ મત, કર દેખો સબ કોય
અણુહોની હોયે નહિ, હોનેકી સો હોય

ગામમાં એક ધુતારો મનમાં કલ્પના કરે છે કે આજ અઠવાડીઉં થયું તેમાં કયાંય ધુતં વિદ્યામાં લાભ મલ્યો નથી વળી મારા ઘરનું ગુજરાન એના ઉપર છે એમ કહી યાદ આવ્યું કે જ્યાં ઘણા માણુસનો સમુદાય હોય તેમાં કોઇક પણ ભોળો માણસ નીકળી આવે છે માટે ચાલને દરબારગઢની આસપાસ ફરૂ તેમ કોઇક હડફેટ પડી આવશે એમ ધારી રાજડોઢી આગળ આમતેમ ફરવા લાગ્યો, પણ કયાંય લાગ ફાવે નહિ જાનના માણુસો પૈકી એકાદ બહાર નીકળે એટલે તેને વાણી, વીનયની જાળ પાથરવા માંડે પણ કોઇ જાળમાં આવ્યા નહિ. કવિઓ દગલબાજ ધુતારાની નમનતા વિષે કહે છે કે–

દોહરા–દગલબાજ બમણો નમે, એતા કરે વિજ્ઞાન
ચોર સિંહણુ ને દીપડો, ત્રણે નમે થાય હાણુ.

એમ કરતાં ફરતો ફરતો રાજકન્યાના મહેલની પાછળ આવી ચડયો, ત્યાં જુએ છે તો સાંઢ એકલી નજરે પડી આસપાસ કોઇ માણસ દીઠો નહિ, સાંઢને ઝુકારી પોતે અસ્વાર થયો. મનમાં જાણ્યું કે આ સાંઢને વેચીશ તો બાર મહિનાના રોટલા નીકળી આવશે, એવી કલ્પનામાં સાંઢને ઉઠાડી ચાલતા જાય છે

ત્યાં રાજમોહોલમાંથી રાજકન્યાએ પડકારો કીધો ધુતારોઃ ઉંચી નજર કરી જોવા માંડયો એ વખતે જોજેવંતી ચણીંઆનો કાછોટો બીડી બારીએથી બોલી, ફુલસંગ વજીર તૈયાર થઇ જાઓ. ધીમાશના બોલ ને વળી રાજકન્યા જોતાં ધુતારો બોલી શકયો નહિ પણ આંગળીની ચપટી વગાડી ત્યાં રાજકન્યા બારીએથી ઠેકી ધુતારાની પાછળ સ્વારના રૂપમાં બેસી ગઇ ને બોલી નાથ ચલાવો, ધુતારે પગની પાનીનો ઇશારો સાંઢને કર્યો ત્યાં સાંઢ ઉછળી ગઇ ને પવન જેવો વેગ કરતાં ગામનો કિલ્લો ઠેકી ગઇ, બંને જણા જંગલને રસ્તે પડયા; ધુતારો મનમાં ગદગદ કંઠે થવા લાગ્યો. વળી બીવા પણ મંડયો કે કોઇક આવી પોહોંચશે તો મારી શી વલે થાશે. પણ સાંઢનો વેગ જોઇ સમજી ગયો કે આ સાંઢ ઘડીયા જોજન લાગે છે. ઠીક છે રસ્તામાં હાલ કાંઇપણ બોલવું નહિ રાત્રી વીતત થઇ ગયા બાદ સવારે રાજકન્યાને માર્ગ મલશે નહિ કે તે ભાગી જવા પામે. એવા તર્ક વિતર્કો કરતો જાય છે કે મારી બોતેર વર્ષની ઉમર થઇ તેમાં સ્ત્રી એનો તો મને દુષ્કાળજ હતો તેમ ઘરમાં થીગડું દેવા રાતું લુગડું ગોતયું મળે એવું નથી એટલે રખે રાતા લુગડાનો શ્રાપ ઉતરે તો ઉતરે. એમ ભગવાનની મારા પર દયા થઇ હોય એમ દેખાય છે.

આ બાજુ એરૂં કુલને ઉમદા સંગાર રાજકન્યાનું પદ, વળી રાજકુંવરને પરણવું આટલા હર્ષને પાત્ર દાસી કંકુડી પોરસમાં આવતાં છલકવા લાગી. નજીક આવી પતિને ઘુંઘટામાંથી દીઠા કે ઠેકડો મારતી પાસમાં બેસી ગઇ. બ્રાહ્મણો સ્વસ્તિવાચક મધુપર્ક કરવા લાગ્યા એટ-

લામાં રાજકન્યાની માજી આવ્યા કે પુત્રી બાલક છે મોટા કુળના વરરાજા છે, જેથી શીખામણ પુત્રીને આપું. એમ કહી પાસે આવી કાનમાં રાજમાતા કહેવા લાગ્યા કે બેન જેજેવતી ધ્યાન રાખજે આપણી કુળ મર્યાદાને સંભાળજે કોઇપણ રીતે મર્યાદા મૂકાઇ જાય નહિ. એમ એકવાર કહ્યું. તેવારે કંકુડી કુંવરીરૂપે કહે છે કે માજી ફીકર નહિ. બીજીવાર માજી કહેવા લાગ્યાં તેનો જવાબ આપ્યો કે ચિંતા નહિ. ત્રીજીવાર કહે વિવાહમાં વરકન્યા બંને મંગળફેરા ફરે છે તેમાં તરત આસને બેસી જાય છે તેમ ન કરશો. તલ જવ હોમીને બેસવું. ગોર મહારાજ કહે સૌભાગ્યવતિને સૌભાગ્ય આપો એમ કહે એ વર્તનમાં વર્તવું, શાંન્તીપણામાં રહેવું. જ્યારે રાજમાતા બહુબહુ શિક્ષણ દેવા લાગ્યા તે વારે કંકુડીથી સહન થયું નહિ જેથી બોલી ઉઠી કે વારે વારે મને શું કહ્યા કરો છો શું મુદલ પરણી નથી, આગળ પરણે વર્ષ પંદર થઇ ગયા છે તે બધુ ભૂલી નથી ગઇ કાંઇ કાંઇ યાદ પણું છે. જાઓ ફીકર કરો મા, રાજમાતા કહે તું પરણી છો તે કોણ છો, દાસી કહે કોણ હોઉં આ કંકુડી છઉં એમ કહી ઘુંઘટો ઉંચો કરી મેલ્યો એ દેખાવ જોઇ રાજકુમાર સમરસિંહ વેદીએ બેઠા હતા તે ઠેક મારી તલવાર કાઢી ઉભા થઇ ગયા કે આ શું દંગો દગો. રાજકન્યાના બદલામાં દાસી પરણાવો છો તરત મંડપમાં પોતાના સૈનીકો લઇ ગામ બહાર જ્યાં પડાવ હતો ત્યાં આવી ગયા અને લડાઇના વાજા વગાડી મોરચા કરવા લાગ્યા. લગ્ન મંડપમાં હાહાકાર થઇ રહ્યો એભલસિંહ રાણીને કહે કે આ શો ગજબ, રાજકન્યા ક્યાં છે, દાસી પાસે રાજા આવી પૂછવા લાગ્યા કે બોલી તું

ક્યાંથી ? કુંવરી ક્યાં ગઇ. કંકુડી કહે કુંવરી તો ઠીક પણ નાથ મારો વર ક્યાં ગયો ? આશું કર્યું ? પરણવા ઉપર આવડી ચોપી હોય નહિ, મારૂં મીંઢોળ એ બાંધ્યું રહ્યું જાઓ જાઓ જમાદાર મારા વરને તો બોલાવી લાવો આમ કહેવા માંડી દરબારશ્રી એભલસિંહજી કહે બેસ બેસ નફ્ટ, રાજકન્યા ક્યાં ગઇ તે સાચી વાત કર. કંકુડી કહે હું શું જાણું મને તો પોતાના બદલામાં પરણવા મોકવી છે. બાઇ તો ક્યાંક ભાગી ગયા. બગચા બાંધતા હતા, ઠગો હવે કહી આપ્યું, માટે વરને તો લાવો. મારા વિવાહ તો રખડી પડયા, એ પ્રમાણે સૌના મનપર શોક છવાઇ ગયો. એભલસીંહે મારાઓ મોકલ્યા. સ્વારો દોડાવ્યા, હરણુ કરનારને મારી નજરે કરો, એવા વચનો બોલતા બેબાકળા થઇ ગયા. ચારે દિશામાં માણસો સ્વારો દોડી ગયા. બે બે ચાર ચાર કલાકે પાછા આવી નિરાશના વચનો બોલવા મંડયા કે ક્યાંય પણ રાજકન્યાનો પતો નથી વળી તપાસ કરતાં જમીન ઉપર ઘડીયા જોજન સાંઢના પગલા જોવામાં આવ્યા જેથી હતાશ થઇ પાછા વળ્યા કે સાંઢના પંથને ઘોડો પોંહચી શકે નહિ. એ વચનોથી રાજાને વધારે ખેદ થયો. રાણીવાસમાં રાજા રાણી બંને શોકમાં ગરકાવ થઇ ગયા, કે હવે શું થશે. કનોજના તીલકકુમાર જોરાવર છે મોટું રાજ છે માટે શું કરશે. ઝાલોદ પદમણી કહે નાથ આપણી કસુર નથી છતાં જો યુદ્ધ માગશે તો આપણે ક્યાં ક્ષત્રી નથી કે બીને બેસી રહેશું જેવી પરમાત્માની ઇચ્છા. એ ઘડી દહાડો ચડયો ત્યારે ફુલસંગ નીશામાંથી જાગ્રત થયો. હાથ લાંબા કરી સાંઢની દોરી પકડવા જાય છે ત્યાં હાથ ફકીરની ધુણી ઉપર પડયો એટલે બરાબર શુદ્ધ આવી. ને જુએ છે તો સાંઢ દીઠી

નહિ ફકીરને પુછ્યું કે મારી સાંઢ કોણુ લઇ ગયું ? ફકીર કહે મેરેકુ માલમ નહિ હે, એ ઉપરથી વજીર નીરાશ થઇ ડોઢીમાં આવ્યા ને દાતણુ કરી અમલના કસુંબા પીવાની તૈયારી કરે છે. રાણીવાસમાં રાજા રાણીને કહેવા લાગ્યા કે રખે ફુલસંગ તો નહિ હોય, રાણી કહે ખાવીંદ વજીર ઘણો નીમકહલાલી છે એનાથી તે બને નહિં તો પણુ તેને બોલાવો, વજીર કસુંબા પી કપડાં પેહેરતા હતા ત્યાં રાજાના દૂતે કહ્યું કે દરબાર સાહેબ બોલાવે છે. ફુલસંગ એભલસિંહ પાસે આવી કહે ખમા નામદાર ! રાજા કહે ફૂલસંગ તમે રાજાકન્યા વિષે કાંઇ જાણો છો ? વજીર કહે અન્નદાતા જ્યારે જાનને સામૈયા થયા તે વખતે હું સામીલ હતો ત્યાર પછી ઉતારે જમવા આવ્યો. જમી કપડાં પેહેરી આવવા વિચાર કરતાં પલંગ ઉપર આરામ લેતાં નીદ્રા આવી ગઇ તે અત્યારે આપનું તેડું આવ્યું તે વારે આપ પાસે આવ્યો, તેમાં રાજકન્યા વિષે હું અજ્ઞાત છું. વજીર રાજકન્યાનું હરણુ થઇ ગયું, કનોજના રાજા યુદ્ધની તૈયારી કરે છે માટે તમો મારા વિશ્વાસુ સરદાર છો તમારા વિના જેજેવંતીનો પતો કોઇ મેળવી શકે તેમ નથી, જેથી કમર બાંધો તમને રસ્તાની ખરચી, ચડવાને વાહન વિગેરે રાજ તરફથી આપવામાં આવશે માટે તમે શોધ માટે પધારો. વળી તે રાજકન્યા હું તમનેજ પરણાવીશ. વજીર કહે ખાવીંદ માયાળુ રાજેંદ્ર કન્યા પરણવાની મને ઉમેદ નથી પણ રાજનું અન્નજળ મારા રૂવે રૂવે ભર્યું છે તે સંબંધે હુકમને શીરોદ્ધાર કરવા તૈયાર છું એમ કહી ઘોડા મંગાવી વિદાય થયા. જ્યાં સાંઢના પગલાં હતાં ત્યાંથી પગેરા લઇ રવાના થઇ ગયા—રણુસંગ્રામના સાહીત્યો ગોઠવી બારોટને

એભલસિંહ પાસે કનોજપતિએ મોકલ્યા, કચારીમાં બારોટ આવી એભલસિંહને તાજમબારી કહે છે કે કાં યુદ્ધ કરો, કાં શરણાંગત થાઓ—નહીતર એકની બે કન્યા સમરસીંહને પરણાવો. આ ત્રણ માગણી અમારા રાજા કહે છે. એભલસિંહ કહે બારોટ યુદ્ધ કરવું તેમાં ક્ષત્રીને કાયરપણું હોય નહીં પણ આ પડયા ઉપર પાટુ કહેવાશે. શરણાંગત તો હાર્યાની નિશાની છે, છતાં જાઓ કહો કે જ્યાં લગી રાજકન્યાનો પતો મળે નહી ત્યાં લગી તમારૂ ખરચ મારા ઉપર છે.

કનોજના બારોટને રાજા એભલસીંહ નીતીનાં વચનોથી શાંત પાડી, રવાના કર્યાં. બારોટ સમરસિંહ કુંવર પાસે આવી, દરબારનાં ક્ષાત્રધર્મને અનુસરતાં વચનો સંભળાવી કહેવા લાગ્યા કે જ્યાં લગી રાજકન્યાનો પત્તો નથી ત્યાં લગી આપનો પડાવ અત્રે મોજુદ રહે. આપની છેલ્લી માગણી એકની બે કન્યા પરણાવવા વિષે તેઓએ કબુલ રાખી છે, માટે યુદ્ધ કરવું એના ટાઇમની કાંઇ જરૂર નથી. જ્યારે આપણી મરજી પડશે તેવારે યુદ્ધ કરવા તેઓ તૈયાર થશે. અત્યારે જે બોલ બોલે છે તે શરણાંગતનાજ આપણે માનવા જોઇયે. સમરસિંહ કહે "બારોટ, આપણને ઘણા દિવસો વ્યતિત થઇ જાશે માટે કારભારીને કનોજ રવાના કરો." એવા વચનો રહી રાજા શાંત થયા.

અઘોર અરણ્યમાં મીયામી રાત્રીની સાંઢ ચાલી જાય છે ધુતારો મન સાથે કહે છે કે આ વળી બોતેર વર્ષની ઉમર થાતાં કપાળમાં રાતો ચાંદલાનો ડાઘ પણ થયો નથી એટલે મીઢોળના શ્રાપ રહ્યા, આ વખત જોતાં કહેવું પડે છે કે પ્રભુ તારી ગહનગતિ છે, કયાં આ

રાજકન્યા ને ક્યાં હું ધુતારો આ એ સબંધ વિધિએ નીર્મ્યો હશે, હવે તો ભયંકર વનમાં જઇ જલદી લગ્ન કરી લઉં આવા વિચારમાં ગાંડની સ્વારીએ આગલા ભાગમાં બેઠો જાય છે. રાજકન્યા પતિને શાંન્તરૂપ રહેલા જોઇ જેજેવતી કહેવા લાગી કે નાથ કેમ બોલતા નથી ઠીક અઠીક કે હૃદયનો હર્ષ મને બતાવતા નથી મને આવતાં વિલંબ થઇ, જેથી શું ? અણુગમો થયો કે એમ કહી બોલતાં હૃદય ભરાઇ આવ્યું કે,

દોહરા—બિન અપરાધે વારતા કાં ન કરો મૂજ નાથ
હું હૃદયની દુબળી નેત્રે અશ્રુપાત
પ્રેમ તહાં પડદો નહિ પડદે પ્રીત ન હોય
પડદે પ્રીતી જો રહે પીતળ સમ સૌ જોય

હે પ્રાણનાથ અત્યારે હું નીરાધાર આપની દાસી છું તેમ માતા પીતાના નીષ્ઠુર પ્રેમને છોડી હું આપની સાથે આવી છું તો મારા દુઃખી મનને શાંન્તી આપવી એ આપનું કામ છે આવી મૃદુ વાણી સાંભળી ધુતારાના હૃદયમાં પુલકા વળીઓ વળવા માંડી કે મારે આ સ્ત્રીને જવાબ શું આપવો એના જેવા પ્યારના શબ્દોથી બોલતાં આવડતું નથી. ને કદી બોલીશ તોજ સુતરમાંખણુ વચનો થઇ જશે, જેથી મૌન રહેવું એ ઉત્તમ છે, વળી હા—ના કહેવા જઇશ તો પણ ચતુર રાજકન્યા વાણીમાં વરતી જશે.

આ દુનીઆમાં વશ કરવાનો મહામંત્ર વાણી છે; મહાત્મા કહે છે કે "ચોપાઇ—બશીકરણુકી કોમલ બાણી, મારણ, મોહ ક્ષમાબલ

જાણી," એથી પણ અજ્ઞાન છું. માટે મહાવનમાં પોહોંચી જાઉ કે કદી મને ઓળખી જાય તો પણ તેને નાસી જવાનો માર્ગ સુઝે નહિ. જેથી લાચાર થઇ મને આધીન થાશે, વધારે રાજકન્યા કહેવા માંડે છે તે વારે ધુતારો હાથના આંગળાની ચપટી વગાડે છે. તેમ તેમ રાજકન્યા ગભરાટમાં પડે છે કે વજીર હશે કે નહિ એટલે સમસ્યાથી સમજાવવા કહે છે કે જે બોલથી ચાનક ચડે.

દોહરાઃ ક્યા પંડિતકી ચાતુરી, મીલે જ્યું મૂરખ સાથ,
જ્યું મૃગ નયની કામની, પડી નપુષક હાથ.
બે બોલા પ્રેમીનાં સેવીએ, સો ઠેકાણે હોય શ્વાસ,
તાવી તાવીને તાવીએ, આખર પીત્તળનો પાસ.

અરેરે નાથ મારૂ મન હવે સ્થિર રહેતું નથી. બગીચામાં મને તીરસ્કારના કટુ વચનોથી વધાવતા હતા, એવા તીક્ષણ વચનોના પણ મને શાં શાં પડે છે. એવા તીક્ષણ વચનોને હું અત્યારે અમૃત જેવા માની લઇશ, વાંચક મહાશયો—

જ્ઞાનીના હૃદય આવા ભેદીકને મામીક વચનોથી વીંધાઇ જાય એ તો સ્વભાવીક છે. પણ આ મૂર્ખનું મન આઘાતમાં પડી જાય છે.

આમ પ્રેમની પ્યારી જેજેવતી ધુતારાને ઓળખિતા વજીર માની વિનવી રહી છે કે ને ધુતારાની પીઠ ઉપર પોતાના સકોમળ હાથ ફેરવતી કહેતી જાય છે કે—

દોહરાઃ—પાણીમાં પાષાણ, ભીંજે પણ સીજે નહિ,
મૂરખના કરો વખાણ, રીઝે પણ બુઝે નહિ,

મન સ્થિર મારૂ રહે નહિ, ચિત ચડે ચકડોળ,
નવ નેજા પાણી ચઢે, પથ્થર ન ભીંજે કોર.

આવી ગુણ વાણીએ વીનવતાં ધુતારાની પીઠના બાલ બાવળના કાંટા જેવા હાથમાં ભોકાવા લાગ્યા. જેથી વધારે ફાળ પડી કે પુલસંગ વજીરનું શરીર કોમળ, ને આતો બાવળની શુળુ જેવા વાળ ને પથ્થર જેવી પીઠ આ સરખામણી કરતાં રાજકન્યાની ધૈર્યતા છુટી ગઇ, ને બંને નાટકના પાત્રોમાં આ પાત્ર મારા મનને ભૂલ ખવરાવે છે કે શું ? આવા ભેદભાવની શંકા સચોટ બેસી ગઇ. આ તરફ ઉષાકાળનો સમય નજરે જોવામાં આવ્યો જંગલમાં પક્ષીઓ કલોલ કરવા માંડયા. માણુસ માણુસને ઓળખી શકે એ પ્રભાવ નજરે દેખાયો. રાજકન્યા હીબકવા લાગી. તે ધુતારો સાંભળી ગયો. એટલે પાછળ મુખ કરી ધીરજ આપવા જાય છે. ત્યાં દ્રષ્ટીમાં ફેર જોવામાં આવ્યો. જેથી એકદમ સાંઢ ઉપરથી રાજકન્યા નીચે કૂદી પડી, ધુતારો સાંઢને ઝુકારી ઉતરી પડયો; રાજકન્યાએ કાછોટો વાળી એક બાજુ પોતાના વટમાં ઉભી કહેવા લાગી—એલા તું કોણ છો ? ધુતારો સાંઢને ઝુકારી સામે રહી કહેવા લાગ્યો રાજકુંવરી હું જાતનો ધુતારો છું. તું શું કહેવા માગે છે. જેજે-વંતી કરે, મેં કહ્યું કે પુલસંગ વજીર ચાલો તે વારે તું કેમ બોલ્યો નહિ. ધુતારો કહે રાજકન્યા હું તો બોલ્યો નહિ પણ એ વખતે મારી જગ્યાએ બીજો કોઇ નર 'હોત તો, તે પણ બોલે નહિ, આવો સંજોગ કે જે સ્વપ્નામાં બનવા સંભવ હોય નહી એ સમય કોણુ જાતો કરે ! અને જો કરે, તો તે મૂર્ખ ગણાય. તેમ,

હું તો બોતેર વરસને ઘેર ગયો, તેમાં મારા ઘરમાં રાતા લુગડાનો શ્રાપ જેથી તારા જેવી રાજકન્યા મલી તે કેમ મૂકી પોષાય. રાજકન્યા ધુતારાના વચનોથી વિસ્મય પામી કે આ તો મને સંતાપ નડયો—એટલે કહેવા લાગી કે તને જે કાંઇ નાણું જોઇયે તે હું આપવા તૈયાર છું. પણ, મને પુલસંગ સાથે મેળવી આપ. ધુતારો કહે એવો હું મુરખ નહિ કેમકે મારે તો તમારી સાથે લગન કરવા છે—રાજકન્યા એ સાંભળી કહેવા લાગી કે, વાહ પરમાત્મા ! તારી ગહન ગતી છે. અવસ્થાને છાજતું બનવા અશક્ત દેખાય એવી લાલચમાં લપટાવું એ આવા મૂર્ખ કેમ નહિ સમજતા હોય શું એ પણ ભાવીને હાથ હશે, એમ કરી વિલાપ કરવા લાગી કે—

દોહરા— શીવરા મંડપ માળીયા સજ થઇ બેઠા નાથ,
તે મૂકયા મેં પરહરી હું ગઇ ધુતારે હાથ;
માત તાત મેં મુકીયા તજ્યો સહીયરનો સાથ,
એ પણ મેલ્યા પરહરી હું ગઇ ધુતારે હાથ;
આશા અમર મારી હતી, તે પણ થઇ નીરાશ,
એ હાથેથી હળી પડી ગઇ ત્રીજાને હાથ;
હવે શીયળ કેમ સાચવું, નીરાધાર હું. નાર.
બહુ નામી બેલપ કરો તુજ વીન નહિ આધાર.

ઉપરના સુત્રો બોલતાં અશ્રુપાત વડે પરમાત્માની સ્તુતી કરવા લાગી કે હે દીન દયાલ આ વખતે મારૂં શીયળ રહેવા સંભવ નથી તો નાથ તમે વાહાર કરો, દ્રૌપદીની ભરી સભામાં તમે

લાજ રાખી હતી માટે દાસીને સહાય કરવા હે પ્રભુ પધારો આ દુષ્ટના પંજામાંથી ઉગારો. એમ સ્તવન કરવા લાગી.

ધુતારો કહે—રાજકન્યા બીજી વાતો ન કરતાં મારા પ્રેમને વશ થાઓ. એમ કહી પાલવને અડકવા જાય છે. ત્યાં જેજેવંતી આઘી ખસી ઉભી રહી અને મનમાં કહેવા લાગી, કે આ વખતે બીહવું એ પણ ઠીક નહિ, આત્મબળ અને સ્ત્રી ચરીત્ર એ ઉગરવાના બે સાધનો છે. એમ કહી ધુતારાને હસતે વદને કહેવા લાગી કે ધુતારા હું તો તમારી પરીક્ષા જોઉં છું કે તમે કેટલાકમાં છો આજ તો શું પણ તમારી યુવાઅવસ્થા હતી તે વખતે તમે દરરોજ મારા રાજમોહોલ નીચે થઇ ઘોડો નચાવતા જતા હતા તે વખતે મારૂં મન તમારામાં લાગેલું હતું પણ લાચાર કે તમારી અને મારી જાતનો પ્રતિબંધ મને આડો આવ્યો પાછી મારા ઉપર મારા પિતાજીએ ચોકી બેસાડી જેથી મેં તમારૂં મુખ જોયું નહિ પણ જે આશાના અંકુરો હૃદયમાં ફુટયા હતા તેજ અત્યારે નવપલ્લવ થયા જોવામાં આવે છે.

દોહરો—આશાના અમર ઝાડ તે કાપ્યા કોધથી કપાય નહિ
દિલાસે સીંચન થાય કોટે કોડ પમાય સહી
જલમે વસે કમોદની ચંદા બસે આકાશ
જો જીનકે મન બસે સો તીનુકે પાસ

આમ હર્ષની મૃદુ વાણીએ ધુતારાને રાજી રાખવા કહેવા લાગી કે મારે તમનેજ વરવું ને પરણવું છે. આવા વચન રાજકન્યાના સાંભળી ધુતારો મલકાતો મલકાતો કહેવા લાગ્યો હે સુંદરી

મારા જેવો પુરૂષ રાજરજવાડામાં તો છેજ નહિ અત્યારે જંગલમાં ચાર જણ આવી ચડે તો એને જમણી ને એને ડાબી બગલમાં ભીડી મારી નાખું. વળી તમારે હિમતમાં રહેવું કે મારા બધા દાંત પડી ગયા નથી. હજુ આગલા બે દાંત મોજુદ છે. તેમ તમને કોઇ શહેર પાટણમાં જઇ ચોરામાં બેસાડી ગામમાં એક આંટો આપી આવું તો, એકવીસ રોટલા માગીને લાવી આપું એવો છું તમારે વખતે રસોઇ પણ કરવાની જરૂર પડશે નહિ. રાજકન્યા હૃદયમાં ખેદ પામી, ઉપલક મને ખડખડ હસવા લાગી અને કહેવા લાગી કે હવે ધુતારા આપણે અહીંથી આગળ ચાલીએ. અને કોઇ શહેરમાં જઇ બ્રાહ્મણને તેડાવી આપણા બેના લગ્ન પુછીએ, કેમ કે હવે મારે સારા લગ્ન જોવરાવી તમને વરઘોડે ચડાવીને પરણવું છે. એ વચનોથી ધુતારાના શરીરમાં પુલકાવળીઓ વળવા લાગી અને ઘણોજ રાજી થયો. રાજકન્યા કહે એક વાત છે કે હવે આજથી તમારા ને મારા શરીરનો પરસ્પરસ થાશે નહિ. કારણ કે વિવાહ થયા નથી, જેથી જો તમે સાંઢ ઉપર બેસો. તો હું દોરીને ચાલી આવું. અને હું સાંઢ ઉપર બેસું તો તમે દોરીને ચાલ્યા આવો. બંનેથી સાથે બેસાશે નહિ, મને કુંવારે કલંક ચડે. ધુતારો આ સાંભળી મન સાથે કહેવા લાગ્યો કે, કેવી હુશિયાર છે. ડાહી છે. જો એ દોરી ઝાલી ચાલી આવે તો તે રાજપુત્રી છે. તેણે ટાઢ તડકો જોયો નથી. વળી પંથ કરેલો નથી જેથી ભલે તે સ્વાર થાય અને હું સાંઢની દોરી ઝાલી ચાલ્યો આવું. મેં પગપાળા ઘણોએ પંથ કર્યો છે. એ બીચારીથી પંથ વેઠી શકાશે નહિ. એવા

વિચારથી રાજકન્યા જેજેવંતીને સાંઢે બેસાડી પોતે હાથમાં દોરી લઇ આગળ ચાલ્યો. જેજેવંતી રસ્તામાં સાંઢ ઉપર બેઠી બેઠી ફુલસંગ વજીરનું સ્મરણ કરી નેત્રમાં અશ્રુ ભરવા મંડી અને મન સાથે કહેવા લાગી કે અજાણ્યા વિદેશી પુરૂષથી પ્રેમ કરી જીંદગીનો નીકટ સબંધ બાંધ્યો એમાં આટલી ખુવારી થઇ છે. વળી કહેવા લાગી કે–

દોહરા––જો મેં એસો જાનતી પ્રીત કરે દુઃખ હોય
નગર પડો વગડાવતી કે પ્રીત ન કરશો કોય
પ્રીત કરી સુખ લેન કું ઉલટી ભઇ દુઃખ દેન
પહેલે આગ લગાય કે, પીછે ગયે જલ લેન
ચોરી આંટા ચાર, પ્રીતેથી ફરીજ નહિ
હૈદર વરણો હાથ મીઢોળ બંધ ભાળ્યો નહિ

સાંઢ ઉપર રૂદન કરતા ધુતારો જેજેવંતીને જોઇ ગયો એટલે પુછવા લાગ્યો કે કેમ રાજકન્યા રૂદન કરો છો, તમે રોવા માંડો છો તો મને પણ રોવું આવી જાય છે. રાજકન્યા કહે ધુતારા રોતી નથી, તારા સામે નજર કરતાં પ્રેમના આંસુ પડી જાય છે, ધુતારો કહે હું રોઉં તો એ પણ પ્રેમના પાણી કહેવાય કે? જેજેવંતી કહે હા એમ રસ્તો કાપતાં મધ્ય વન આવી ગયું ત્યાં ત્રણ રસ્તા ફુટતા હતા જેથી જેજેવંતીએ જાણ્યું કે વજીર નક્કી મારી પાછળ શોધ કરવા આવ્યા વિના રહેશે નહિ. તો આ ત્રણ માર્ગમાં તે મુંઝાઇ જશે; માટે તેને સમસ્યા દેતી જાઉં એમ કરી સાંઢ નીચે ઉતરી પડી ધુતારે સાંઢ ઝુકાવી, ત્રણ રસ્તા ઊપર ત્રણ પત્થર ખોડેલા હતા

એટલે ગણુ રાજના સીમાડાની યાદી હતી, એ વખતે જેજેવંતીએ સાંઢ ઉપરના બેસવાના કાંઠા સાથે ટચલી આંગળી ઘસી તેમાંથી લોહી કાઢી પત્થર ઉપર ધાવ લખ્યો કે હે નાથ—

દોહરા—બે મુકીને પરવરો, વચલો મારગ હાથ
સુંદરી સ્વાર અહીં લગી, સાક્ષી જગનો નાથ
ખેતર પાકાને પોંક થીયા, મન બેઠો ચડી માળે
વહેલાં વળજો વહાલથી, મને રોઝડા રંજાડે
એકથી બે ભલા હતા, એહ પરીયાણે નાથ
સાંઢે કૂદી જે ઘડી, પડી ધુતારે હાથ
ચુંદડીઉં રંગ ચોળ, અંગ માથે અડાડેલ નહિ
રંગ માથે પડયો રોળ, મીંઢોળબંધ ભાંગ્યો નહિ

પ્રાણનાથ વીપતના સમયમાં મારી શું દશા થશે હજુ લગે હું શીયળ સંભાળી રહી છું. આ પ્રમાણે પત્થરમાં ધાવ લખતાં રૂદન આવી જાય છે. ધુતારો કહે સ્ત્રી એ શું કરોં છો. જેજેવંતી કહે ધુતારા તમે કાંઇ આ અક્ષર ઉકેલી જાણો કે નહિ. ધુતારો કહે અરેરે હું તો ઠીક પણ મારી સાત પેઢીથી કાળા અક્ષરને વેર ચાલ્યું આવે છે. ત્યારે ધુતારા આ પત્થરમાં તારી ને મારી યાદી લખું છું કેમકે આ શરીર તો નાશવંત છે, કોઇક પણ વખતે પડી જાશે જેથી કોઇ વાંચી આપણુ બંનેને યાદ કરશે. કેમ, ધુતારા એ ઠીક કે નહિ ધુતારો કહે વાહવાહ એ કામ તો ભારી કર્યું એમ કહી રાજકન્યા સાંઢે સ્વાર થઇ આગળ અરણ્યમાં ચાલવા માંડયું, વનમાં વાઘ વરૂ ને દીપડા ભયંકર જાનવરોના નાદ થવા લાગ્યા.

એવા ભયંકર જંગલમાં સુરજ વખતે દેખાય અને વખતે દેખાય પણ નહિ, એવા પર્વતોના ઊંચા શીખરોને આકાશ લગી પહોંચેલા જોવામાં આવે છે. ધુતારાને રાજકન્યા રસ્તામાં કહેતી આવે છે કે જેમ બને તેમ શહેર પાટણ નજરે પડે તો ત્યાં જઇ વેળાસર લગ્ન કરીએ. એમ મનસુબા કરતા જાય છે ત્યાં એકાદ જણ ઝાડ ઉપર ઉંચે ચઢી જંગલમાં ચારેબાજુ નજર ફેરવ્યા કરે છે. અને બે જણ નીચે ઉભા ઉભા ઝાડ ઉપરના જણને પુછ્યા કરે છે કે કોઇ આવે છે કે, પેલો કહે હા સાંઢ ઊપર એક સ્ત્રી બેઠી છે અને એક જણ સાંઢની દોરી ઝાલી દોર્યો આવે છે. જો વિચાર હોય તો આડા ફરી જઇયે બે જણા કહે હા નીચે ઉતરી આવ નીચે આવ્યા પછી ત્રણ જણા રસ્તો રોકી ઉભા છે, ત્યાં સાંઢની દોરી પકડી ધુતારો નિર્ભયતાથી ચાલ્યો આવે છે, એવામાં ત્રણે જણા આડા ફરી સાંઢની દોરી ઝોંટી લીધી આવો અકસ્માત જોઇ જેજેવંતી ઠેક મારી નીચે ઉતરી પડી. સાંઢને જુંકારી ધુતારો ધ્રુજતો ધ્રુજતો છેટે જઇ ઉભો રાજકન્યાએ ધુતારાને સાન કરી કે ચાર જણને તું મારી નાખતો હતો માટે ત્રણ આંગળી ઉંચી કરી બતાવી. ધુતારે માથું હલાવ્યું કે હું પહોચી શકું નહિ. આ વસમીને વીકટ વેળાએ જેજેવંતીએ આત્મબળના જોસથી હિમત પકડી લીધી કે વાહ પરમાત્મા ! આ ત્રણ જમદંડ જેવા મલ્યા, આમાં મારૂં બીરદ રહેવું મુસ્કેલ છે. પ્રભુ તારો આશરો છે. જેનો કોઇ નથી તેનો તું બેલી છો. એમ દ્રઢતા પકડી પુછવા લાગી કે ભાઇ તમે કોણ છો ? અને કેમ અમને રોકી રાખો છો? શીકારી કહે અમે જંગલના શીકારી છીએ,

આ જંગલ અમારૂં છે આમાંથી કોઇ પણ કુશલતાથી બચીને ગયેલ નથી. જેથી આ પુરૂષને મારી નાખશું, સાંઢ લઇ લેશું, તમને અમે ત્રણે જણા પરણશું. આ સાંભળી ધુતારાના ગળાથલ ગળી ગયા કે થઇ રહ્યું. હું ઘણી ઉમેદથી લઇ જતો હતો ત્યાં આ કાળના છરા જેવા ત્રણ આડા પડયા હવે આમાંથી પરણવું તો ગયું પણ મને મારી નાખશે. વળી જેજેવંતી શિકારીના વચનોથી ખેદ પામવા લાગી ને કહેવા લાગી કે તમે ત્રણ જણ પરણશો કે ત્રણ-માંથી એકાદ જણ પરણશો. શિકારી બોલ્યા અમે તો ત્રણ સાથે પરણીશું. સ્ત્રી કહે ભાઇ એક સ્ત્રીને ત્રણ પતિ હોય નહિ. એવું મેં કયાંયે સાંભળ્યું નથી પણ એક પતિને ત્રણ કે બે સ્ત્રી હોય છે. માટે જો તમે ત્રણ પરણવા ધારતા હો તો આ બિચારા ચોથા જણે શું અપરાધ કર્યો છે. જેમ તમે ત્રણ તેમ આ ચોથો ધુતારો પણ ભલે સાથે રહ્યો. જેમ ત્રણ તેમ ચાર પતિ થાઓ. ત્રણે જણ કહે ત્યારે એમ કરીએ. બિચારો લઇને જતો હતો માટે તેની પણ તેમાં આશા બંધાણી હોય. ધુતારો ત્રણ સામે જોઇ કહે છે કે ભાઇ એટલી મહેરબાની કરો, વળી મારો તો ચોથો નંબર છે. તમે ત્રણ પહેલાં ને હું તો છેલે નંબર છું, શિકારી કહે ત્યારે લે તેમ કરશું. એમ કહી ધુતારાને રાજી કર્યો. જેજેવંતી કહે હવે એમ કરો તમારા ચાર જણમાંથી જે પરાક્રમી નર હોય તેને વરૂં તો કેમ ? ચારે જણે કહ્યું કે અમે બધાએ પરાક્રમી છીએ એટલે રાજકન્યા નિરાશ થઇ રહી કે હવે શું કરવું, હે દીન દયાલ અનાથના નાથ બુધ્ધિદાતા તમે છો એવું સ્મરણ કરી તર્કવિતર્ક કરવા માંડી. તેવામાં પ્રભુ

પ્રેરક થયા ને હૃદય ખુલ્યું એટલે જેજેવંતી શિકારીને કહેવા લાગી કે તમારૂં નામ શું છે અને તમે આવાજ વેશમાં છો કે કેમ ? શિકારી કહે મારૂ નામ ખાપરો, બીજો કહે હું કોડીયો છું ને ત્રીજો કહે મારૂ નામ કાળીયો છે, અમારી પાસે લાખુંના માલ છે. અમે ત્રણે આ જંગલમાં લુટફાટનું કામ કરીએ છીએ, ત્યારે રાજકન્યા કહે તમારો માલ કયાં છે. આ પાસેની ઝાળીમાં છે. ઠીક ત્યારે તમે ચારે જણા લઇ આવો કેમકે હું પરણીશ એટલે તમારાથી જવાશે નહિ. એ સાંભળી ચારે જણા ને લુંટનો લાખુંની કીમતનો માલ લઇ આવી ઢગલો કર્યો. રાજકન્યા મન સાથે કહે છે કે ગરજ એ કેવી છે, કે ચારે જણા આધીન ઉભા છે વળી તમો ચારે જણા લુટના માલનો એકજ ગાંઠડો કરી બાંધી તૈયાર રાખો. ત્યાં હવે હું એમ કહી કણેરના ઝાડમાંથી એક ડાળ કાપી લઇ તેના તીરકામઠાં બનાવ્યા અને કહ્યું કે હું ભગવાનની પુજા કરી લઉં તેટલી વારમાં મારા તરફ તમે ચારે જણા પૂંઠ વાળી ઉભી તમારા બધાએ પહેરેલા કપડાં ઉતારી ઢગલો કરજો ને જેવા માતાના ઉદરમાંથી જન્મ લેતી વખતે જેવા હતા તેવા થઇ રહેજો. જ્યારે એક દોરડું આપુ તે કમરમાં બાંધી કપડાનો કટકો આપું તેની લંગોટી વાળી પછી મારી સનમૂખ ઉભા રહેજો. આવી નિશાળ ભણાવી રાજકન્યાએ પોટલીયામાંથી પાણી હથેલીમાં લઇ માનસીક પૂજનથી સૂર્ય નારાયણને અર્ઘ આપ્યો તેમાં કહેવા લાગી કે હે સવિતા દેવતા શ્રી નર્મદા કીનારે અત્રીઋષીની અર્ધાંગના સતિ અનુસૂયા પાસે ત્રણદેવ બ્રહ્મા, વીષ્ણુ ને શંકર અત્રીના આશ્રમમાં પધારી ઋષીપત્નિ પાસે નગ્ન સ્વરૂપમાં ભિક્ષા લેવા અતિથીઓ થઇ ભિક્ષા માગી

હતી. સતિ અનસૂયા પતિભક્તિ ને સેવામાં પારંગત હતા જેથી ત્રણ દેવને ઓળખી ગયા તેથી ત્રણે દેવને બાલક બનાવી દીધા–કેમકે બાલ અવસ્થા અસાધ્ય હોય છે જેથી બીનભાવ દેખાતો નથી. તેમજ આ ચારે દુષ્ટોના શરીર કપડાં ઉતારતી વખતે બાલસ્વરૂપ મારા જોવામાં આવે આવી પ્રભૂપ્રાર્થનાએ એક અર્ઘ આપ્યો, બીજો અર્ઘ આપતી વખતે કહ્યું કે હે નારાયણ ભગવાન ઉગ્યા આથમ્યાના સાક્ષી તમે છો માટે મારી બાળવય કેજે સમજ શકિતમાં આવ્યા પછી જો પુલસંગ વજીર સાથે મારો આંત્રીક પતિભાવ હોય તો મારૂ બીરદ નીભાવી દેજો. ત્રીજો અર્ઘ દેતી વખતે કહે છે કે હે રંનાદે પતિ સવિતા ભગવાન ઉપરની બે ભાવના મારા હૃદયમાં સચોટ હોય, શિયળ વૃત્ત આજ દહાડા લાગી અડગ રાખ્યું હોય તો અનાથના નાથ, નોધારીના આધાર મારૂં તીરકામઠું મારા બળથી વધારે વેગવાળુ બની એક મજલ ઉપર પડજો. અસ્તુ અસ્તુ.

આ તરફ ચારે જણાના કપડા કઢાવી સૌ સૌની પછેડીમાંથી દોરડું કાઢી ને દોઢ દોઢ હાથનો લુગડાંનો કટકો ફેંકી આપ્યો ચારે જણાએ લંગોટી વાળી લીધી એ વખતે ત્રણ જણા તો મૌન રહ્યા પણ ધુતારો કહેવા માંડયો કે રાજકન્યા મારો દુપ્પટો નીચે પડયો છે તે ઉપાડી હું ભેઠ વાળી લઉં કે ? વળી દુપ્પટો નવોજ છે અને તે અઢી રૂપિઆનો લીધો છે એક વારજ બાંધ્યો છે, કાપડીઆના નાણા પણ હજુ મેં આપ્યા નથી. ધુતારાના વચનથી જેજેવંતી કહે દુપટો ભલે આંહી પડયો, લંગોટી વિના બીજુ વસ્ત્ર સાથે લેવાય નહિ. ત્રણ જણા કહે વાહ ? તું ભારી લાગે છે તારા દુપ્પટાથી અમારો માલ લાખુંની કીમતનો છે. એમ કહી ધુતારાને બોલતાં બંધ કર્યો.

જેજેવતી રાજકન્યાએ ચારે પુરૂષોને કહ્યું કે લ્યો હવે તમે બે જણ મારી જમણી બાજુમાં ઉભા રહો, બીજા બે જણ ડાબી બાજુમાં ઉભી જાઓ, તમને વસ્ત્રથી રહીત કર્યા છે તેનું કારણ કહું છું મારો એવો વિચાર છે કે તમારા ચાર જણામાંથી જે દોડ કરવામાં વધારે વેગ કરી બતાવશે ને હું જે આ તીર કામઠું ફેંકીશ તે પહેલાં આવી મારા હાથમાં આપશે તેને હું પરણીશ. જેથી તમારે તીર કામઠા સામે નજર રાખવી તેમાં હડી કાઢો તો કોઇની પાઘડી છૂટી જાય કોઇનું ધોતીયું નીકળી પડે અને પગમાં અટવાઇ જતા પડી જવાનો વખત આવે જેથી લંગોટીમાં કાંઇ પણ આડું આવે નહિ તો મનમાની દોડ નીકળે. ચારે જણા ખુશી થયા કે રાજકન્યા કેવી ચતુર છે. ઉપરની કબુલત ઉપર ચારે જણા તીર સામે તાકી રહી જોયા કરે છે; જેજે-વતી મનમાં કહેવા લાગી કે પુરૂષ નામ કે જેને પર સ્ત્રી ઉપર કેવો પ્રેમ રહે છે; જેમ દીવા ઉપર પતંગીઆં ઉડી પડે છે તેમાં આખરે પ્રાણ જાતા કરે છે, એક કવિ કહે છે કે—

કુંડલીઓ—નારી દીપક દેખકે પરતહી પુરૂષ પતંગ
અતિ આતુર બસ હોઇકે, આપ જલાવત અંગ
આપ જલાવત અંગ. કછુનાં હાંસલ હોવે
દેખ સુદ્ધ અસુદ્ધ સુધમંમેં કમાઇ ખોવે
હરિ ગુરૂ બીન હરિદાસ અનુભવ આપ બીચારી
પરતહી પુરૂષ પતંગ- દેખકે દીપક નારી.—

આવી ખોટી લાલસામાં લપટાઇ જનારની બુરી દશા થાય છે જેનો ચિતાર આ ચારે જણા ઉભા રહી બતાવી આપે છે.

શ્રી પરમાત્માની પ્રાર્થનાએ રાજકન્યા એ તીર ફેંકી આપ્યું તે એક મજલ ઉપર પડ્યું તેવાજ ચારે જણ દોડી નીકળ્યા જાણે ભાદરવો ચરી ભીમનાથના ખુટીયા ઠેકતા હોય તેમ એક બીજાને આગળ વધી ન જવા માર્ગમાં પછાડે છે મારે છે ધુતારો કહે ભાઇ તમે ત્રણ જણ દોડી શકતા નથી ને મને આગળ વધવા દેતા નથી ને નાહક મને પટકાવી પાડો છો, હું જેજેવતી પાસે કહી આપીશ. આવા વાદવિવાદ કરતા દોડી નીકળ્યા છે ત્યાં કોઇ તીર ઉપર સુતો, કોનો પગ તીરને અડગ્યો, કોઇ કહે ભાઇ મારો હાથ પહેલો અડકયો છે, પણ મારો પગ લપટી ગયો એટલે હું પડી ગયો છું. આવી રકઝક કરવા મંડ્યા ને ચારે જણાએ તીરને પકડી બે બે હાથે ઝાલીને ચાલ્યા આવે છે ને કહેતા આવે છે કે આપણો ન્યાય રાજકન્યા જેજેવતી કરશે તમે ત્રણ એકા છો એમ અરસ પરસ બોલતા તીરને ચોંટી રહી માર્ગે ચાલ્યા આવે છે.

આ તરફ જેજેવતીએ લુંટનો માલ ધુતારાનો દુપટો, અને કપડા સર્વે લઇ એક ગાંઠડો બાંધી સાંઢ ઉપર નાંખી માર્ગ મુકી આડે માર્ગે સાંઢ ઉપર સ્વાર થઇ ચાલી નીકળી, રસ્તામાં વિચાર કરતી કહેવા લાગી કે ચારે જણા કેવા મૂર્ખા બન્યા કે ગાંઠ ગુમાવી લંગોટી ભર થયા; વળી ચારેનું જુદાપણું શ્રી દેવકૃપાથી થઇ ગયું, અત્યારે પરમાત્માએ મને નિશ્ચીંત કરી.

અરસ પરસ વાટાઘાટ કરતાં ચારે જણા ચાલ્યા આવે છે તેમાં ધુતારાની નજર મૂળ સ્થાનક ઉપર પડી એટલે તરતજ હાથ મુકાઇ ગયો એટલે ત્રણ જણ કહેવા મંડ્યા કે કેમ ધુતારા તેં હાથ ખસેડી

લીધો, ધુતારો કહે આઇ તમારા પાપમાં મેં મારો અઢી રૂપીઆનો દુપટો ખોયો. હવે શું કરવું તીર કામઠાંનાં બટકાં ભરો. આંખો તો ઉઘાડો આ જગ્યાએ આપણા કપડાં ને લૂટનો માલ, વળી મારો દુપ્પટો પડયો હતો તે બધુ ઉપાડી સંકેલી ગઇ. ખાપરા કોડીયા, કળીઆના હાથ પણ આપોજ ખસી ગયા. ધુતારો કહે તીર પકડો, કેમ મુકી દયો છો ત્રણજણા તો પાષાણ જેવા થઇ ગયા કે એલા ધુતારાનું બોલ્યો નહિ કે ? આ ધુતારી છે. મુર્ખા તારા પાપ અમને લાગ્યા ઘણી મહેનતનો ઘણા વર્ષનો માલ અમારો ઉપાડી ગઇ. ધુતારો કહે હું સુખે લઇ જતો હતો ત્યાં તમારા બાપનું દાટયું હતું તે તમે આડા ફરી ગયા, જેજેવતીને પરણવા તૈયાર થયા. લ્યો કાઢો સ્વાદ બીજું તો કાંઇ નહિં મને મારો દુપટો અઢી રૂપીઆનો સાવ નવો ગયો, તે ખટકે છે. આમ એક બીજાને ઠપકો દેવા લાગ્યા, ધુતારો કહે આપણે કલપાંત કરી રોઇ મરશું તો પણ દેખીશું નહિ. માટે મારૂં કહ્યુ કરશો તો હજી ફાવશો તેમ એણે કરવાનું હતું તે તો બધુ કરી બતાવ્યું એક વાત એ પણ ભુલી ગઇ છે તો હું કહુ તેમ કરો એટલે પુરી થઇ જાય. જુઓ આપણ ચારેને લંગોટી તો વળાવી દીધી હવે જંગલમાં રાખ એણે દીઠી નહિ હોય માટે વગડાની ધુળ લઇ ચારે જણા શરીરૂ ઉપર ચોળી લીઓ. એટલે ચોખ્ખા બાવાના રૂપમાં થઇ રહીએ. એ સાંભળી ધુતારાના કહેવા મુજબ ચારે જણાએ ધુળ ચોળી લીધી. ધુતારો કહે—

ચોપાઇ—ચોળી ભભૂતી અંગે ચાર
પુંઠે પડયા મલવાને ચાર

## લખ્યા લેખ તે કોથી ન ટળે
## સાંઢને પગલે, જોવા સંચરે

ને ચારે જણા બાવા બની ત્યાંથી સાંઢના પગલા જોતા રસ્તે પડયા ધુતારો માર્ગમાં કહેવા લાગ્યો કે,

દોહરા—પરનારીના પ્યારમાં, ખોયા ધનને માલ
વસ્ત્ર વિનાના થૈ રહ્યા, બાવા બન્યા બેહાલ

દોહરા—જલકા ડુબ્યા નીકળે જો કછુ તાર હોય
નેન સ્નેહકી પ્રીતમે બુડયા નીકળે ન કોય
પરનારીની પ્રીતડી, જેવી બાવળથી બાથ
જલમાં નાંખો મુઠડી ઠાલા આવે હાથ.

આવી રીતે અરસ પરસ કહેતા જાય છે ને જ્યાં રાજકન્યાએ સાંઢ ઝુકારી હતી ત્યાં તેઓ પણ મુકામ કરતા જોતા જાય છે કે જ્યાં સાંઢ જાશે ત્યાં આપણે જાશું. ધુતારો કહે ભાઈઓ આપણાથી ઉતાવળો પંથ થશે નહિ કેમકે સાંઢ તો ઘડીયા જોજન છે તેના વેગને પહોંચી શકશું નહિ. લાંબી મુદ્દતે પોહોંચવા હીમત રાખી ચાલવા મંડયા.

સાંઢના પગલા ઉપર ઘોડાને ચલાવતાં વજીર જંગલમાં ભટકવા લાગ્યો કે બીચારી અબળાની શી દશા હશે, લઈ જનાર કોણ હશે. એવી કલ્પનાઓ કરતાં કરતાં જગલમાં ત્રણ રાજના સિમાડા ભેળા થાય છે તેમની યાદીના પથ્થર ત્રણ સૌ સૌની હદમાં ખોડી નિશાની રૂપે ખુતેલા છે. ત્યાં વજીર આવી ચડયો વળી ત્યાં માર્ગો પણ ત્રણ

ફુટયા એટલે વજીર વિચારમાં પડયો એવામાં વજીરની નજર પેલા પથ્થર ઉપર પડી, જેમાં રાતા અક્ષર જોયા એટલે વાંચવા લાગ્યો, ત્યાં સમજી ગયો કે આ અક્ષર જેજેવંતીના જોવામાં આવે છે હકીકત સર્વે વાંચી જોઇ ભાવાર્થનું મનન કરવા મંડયો કે આ લેખ કહી આપે છે કે હજી લગી રાજકન્યા પોતાના અડગ બીરદમાં છે તે બીજા બોલમાં એવું સમજાય છે કે જેજેવંતીની સાથે કોઇ પુરૂષ હોવો જોઇએ એ પુરૂષને રોઝની ઉપમાં આપી છે તેમ જમીન સામે નજર કરતાં પણ પુરૂષના પગલા દીઠામાં આવે છે. નક્કી આ પુરૂષનાજ પંજામાં રખે સપડાઇ ગઇ હશે એમ કલ્પનાઓ પથ્થર માંહેલા સંદેશા વાંચી કરવા લાગ્યો, અને થોડો શ્રમ ગાળી જંગલમાં ચાલવા મંડયો.

રાજકન્યા જેજેવંતી રસ્તે ચાલતાં વજીરના પ્રેમને યાદ કરી કલ્પાંત કરતી જાય છે.

દુહા—દીવો દેવળની માંય એ જણુ થઇ બાળ્યો નહિ
હામું હૈયાની માંય, મીઢોળબંધ ભાળ્યો નહિ.

ત્યાં ઉષાકાળની વેળાએ સુનતાપૂરને દરવાજે આવી ચડી સવારમાં દરવાણીએ દરવાજો ઉઘાડયો ત્યાં સાંઢની દોરી હાથમાં લઇ નવીન સ્રી દરવાજામાં થઇ ગામમાં જવા પૂછવા લાગી કે આ શેહેરમાં ઉતારો કરવાની ધર્મશાળા કે જગ્યા છે કે નહિ, દરવાણી કહે બેન ઘણીએ છે, દરવાણીએ રાજકન્યાને આવરણો ઉપરથી જાણ્યું કે કોઇ ખાનદાનના ઘરના હોય એવું દેખાય છે, હાથ જોડી કહે બેન આ ગામ જોઇ અનુભવ લેવા જેવું છે વળી એ કરતાં અમારા ગામના

પાણીના આરા પનઘટની પનીઆરીણી એતો ખચીત તમારે જોવીજ જોઇએ. તેમ અત્યારે તે સમય છે તમો બરાબર જોવાના ટાઇમ ઉપરજ આવી ચડયા છો દરવાણીના વચનથી જેજેવંતીએ જાણ્યું કે ચાલ જોતી જાઊં, એમ કહી સાંઢને દોરી નદીના ઘાટ તરફ વાળી, વળી જ્યાં સરીતાના જલ ગંગાજી જેવા નિર્મળ ભર્યા છે નદીના ઘાટ બાંધેલ કાંઠે કાંઠે વૃક્ષોના જુથ જુકી રહ્યા છે. ત્યાં આવી ઘાટ ઉપર નજર પડે એટલે છેટે સાંઢને ઝાડ સાથે બાંધી પડથડીઆ પાથરી માથાના કેશ છૂટા કરી આડી ગલીએ રાજકન્યા ક્રોધમૂખી સિંહણની માફક કટાક્ષ રૂપમાં થઇ દેખાવા લાગી નગરની નારીયો નવ નવા શ્રંગારો સજી સરખે સરખી બની ઠણી પાણી ભરવાને જાય છે બીજી સામે પાણી ભરીને આવે છે રસ્તામાં માર્ગને કાંઠે જેજેવતી આડી ગલીએ કેશ છૂટા મેલી પડી છે તેને સૌ જોવાને પગ થોભી આગળ વધવા અટકી પડી. એક બીજી સામે આંગળી ને નેત્રના ઇસારા કરી બતાવવા લાગી કે જોયું બેન આ એક સ્ત્રી, કે જેના રૂપ. ને આપણા ગામમાં કોઇ પણ લાગે નહિ બીજી કહે બાઇ આની પાસે આપણે દાસી થઇ રહીએ તો પણ દેખાઇએ નહિ ત્રીજી કહે આપણા શેહેરની સ્ત્રીઓને ગર્વ બહુ થઇ ગયો હતો કે આપણા ગામ જેવું રૂપ નથી. માટે તે ગર્વ ઉતરવા શ્રી પરમાત્માએ આને મોકલી છે. વળી આપણે ગૌરવ ધરાવતી કે મૃત્યુલોકની અપ્સરાઓ જેવી કે ઉર્વશી, રંભા, મેનકાની બરોબરી માની લીધેલું હતું, ચોથી સ્ત્રી કહે હા બેન હા હવે આપણે ઠરીને સીતલ થઇઊં. આમ કહેતાં જેજેવતી સામે ટગર ટગર એકી નજરે જોવા માંડી ન બોલે રાજ-કન્યા તેમ સ્ત્રીઓથી પણ બોલાતું નથી એટલામાં દાતલપૂરના

નગર શેઠ દંતન શેઠ વહાણુ લઇ જાવા બંદર જાતા હતા ત્યાં સુનતાપૂર બંદર જોઇ ત્યાં નાંગર નાંખ્યું, શેઠના પુત્રો કહે બાપા આ શેહેરમાં અમો જઇ વેપારનો તપાસ કરીએ. નગરશેઠ કહે અજાણ્યા શેહેરમાં જાવું તેમાં તમારૂ કામ નથી, હું જઇ આવું, ગામના વેપારીને રૂક કેવી છે તેતો તપાસ કરી આવું ત્યાર પછી માલના સાટા સોદા કરવા તે તમારૂ કામ છે. એમ કહી દંતન શેઠ કપડાં પહેરી હાથમાં વેઢ વીંટી. કડાં સાંકળાં કંદોરા હીરા સાંકળી વિગેરે દાગીનાઓ અંગમાં પેહેરી ધુપ છત્રી સતમીના ચોપડા સાથે લઇ મછવામાં બેસી કાંઠે ઉતર્યાં, ને શેહેરને દરવાજે આવી દરવાણીને ગામની હકીકત પૂછી. દરવાણીએ હકીકતથી શેઠને વાકેફ કર્યા, અને કહેવા લાગ્યો કે શેઠજી આ શેહેર વેપારના બરનું નથી આંહી તો ફકત મોજ મજા એસ આરામ લૂટવો હોય તો આ ગામ તમારા જેવા શ્રીમાનો માટે છે, વળી અમારા ગામનો પાણીઆરો આપ જેવાને જોવા જેવો છે. એમ કહી પનઘટના વખાણ કરવા લાગ્યો.

કવિત—હેરંભના આલી રૂપ અથાગન
હીરન ચીર રહે લલના
હીરન ચીર લટુંબન ઝુંબન
ભેલન હેલ ભરે ઘટના
શૃંગાર અપાર સજે જયુ નવેશત,
દેખત ભાન રહ્યો થંભના
ડોલર ભવાન ભને પેહી બીધ
હે સુનતાપૂરકી રંભના.

કવિત.—ભ્રગુટી નેનકો બાન, કામકો કટક ચઢાવન,
ઘુંઘટપટકી ઢાલ, ચાલ ગજ ગતિ સુહાવન
કંચુકી કવચ પેનાય, કીએ કુચ પેદલ આગે
બાજે બીછુવા નિશાન, કામ રતિ પતિકો જાગે
હોંકાર કરત નેપૂર નવલ, રણુ ખેત કુસમ સજ્યાવળી
ડોલર ભવાન યેહી બીધ સુંદર પીયુ કાજ ઝુંઝન ચલી

આવા વખાણુ સુનતાપૂરની સનારીઓનાં સાભળી શેઠ તો દીગજ થઇ ગયો કે ચાલને નદીનો આરો જોતો જાઉ એમ કહી પનઘટને આરે જવા શેઠ ચાલ્યા. પનઘટની નજીક જાય છે ત્યાં સ્ત્રીઓના જુથ કોઇ ભરે બેઢે કોઇ ઠાલે બેઢે રાજકન્યાને ગઢની માફક વીંટી વળેલીઓ જોવામાં આવી તેથી શેઠ જરા છેટે ઉભા રહ્યા. ગામની નારીઓ શેઠને જોઇ અરસ પરસ કહેવા માંડી કે હ્યો આ એનો ભાઇ આવ્યો લાગે છે, રખે પસલી દેવા આવ્યો હોય તે ઓછા વધુમાં એનનું મન ન માન્યુ હોય તો ભાઇને મનાવી સંતોષ આપવોજ જોઇએ. બીજી કહે નારે બા ના એતો એનો બાપ લાગે છે દીકરી મોઢે ચડાવી છે તેમાં કોઇ કારણે રીસાણી છે, તો બાપને મનાવી જોઇએ, બીચારો કયાં જાય. ત્રીજી કહે મને તો એનો ધણી લાગે છે કેમકે આ સ્ત્રી છટકલ સ્વભાવની હશે તેમાં પાછી મનાવવી પડે છે. સમુદાયની સ્ત્રીઓ કહેવા લાગી કે બાઇ ગમે તે હોય પણ હવે આંહી ઉભવા આપણું કામ નથી એમ કહી ચાલી નીકળીઊ, ત્યાં માર્ગ પડી ગયો ને નગર શેઠ ધીરે ધીરે જેજેવંતી પાસે આવી મૌન રૂપે જોવા લાગ્યો ને મન સાથે કહે કે વાહ સંસારમાં

જો આ નામ કહે છે તે આજ છે. ઓહો આવી મેં મારી જીંદગી ભરમાં ક્યાંય જોઇ નથી. દીઠામાં ઉમર મોટી લાગે છે કે શું ? કુળવાન ઘરની હોય ખાવા પીવામાં સુખ હોય તો શરીરની આરોગ્યતા ઉમર મોટી બતાવી દે છે, જો કુંવારી હોય તો સારૂ–

એમ કહી નગરશેઠે નિશ્વાસ નાંખ્યો એ નિશ્વાસ સાંભળી જેજેવંતીએ ઉંચું જોયું ત્યાં તો કોઇ શાહુકાર જેવો લાગ્યો પણ પાષાણમય ઉભેલો જોયો એટલે રાજકન્યા શેઠ સામે કટાક્ષ નેત્રે જોવા લાગી ને પૂછ્યું કે શેઠ તમે કોણ છો, ક્યાં રહો છો અત્રે આગમન કેમ થયું છે. શેઠવાણી સાંભળી હસતો હસતો કહે હું દાતલપૂરનો શાહુકાર છું જાતે વણીક છું, ને જાવાબંદર વેપાર અર્થે નીકળ્યો છું સાથે ત્રણ દીકરા ચાર મુનીમ ને તુરીયા જમાલીયા ખલાસી સાથે છે. મારૂ નામ દંતન શેઠ છે એમ કહી મૌન રહ્યો. જરાવાર રહી કહે તમે કોણ છો, તમારૂ નામ શું છે. રાજકન્યા કહે મારૂ નામ જેજેવંતી છે. મારૂ સબંધ જોડવા મારા પીતાશ્રી સારા વૈભવવાળુ ઘર જોયું પણ વર જોયો નહિ એમને ખબર થાતાં પીતા સાથે અણગમો બતાવી હું ચાલી નીકળી છું શેઠજી પૂત્રીને સબંધમાં જોડવી એ માતા પીતાનો ધર્મ વળી તેમની ફરજ છે, એમ કહીએ તો પણ કહેવાય. પરંતુ સબંધ કેવો જોડવો એ દયાળુ માબાપને વિચારવું જોઇએ. જ્ઞાતાઓ કહી ગયા છે કે વરમાંથી ઘર થાય, પણ ઘરમાંથી વર કોઇ દહાડો થાયજ નહિ. એ સુત્ર મને યાદ આવ્યું હવે હું મારી મરજી મૂજબ મને અનુકુળ પડશે. તેનાથી સબંધ બાંધીશ. જેથી સ્વતંત્ર રૂપે ફરૂં છું, મારે કુળ ને ધન એ જોવાની જરૂર નથી.

નગર શેઠ રાજકન્યાની વાણી સાંભળી છકજ થઇ ગયો કે વાહ વાહ આનું નામ સ્ત્રી.

દોહરા—ચંદ્ર બદન મૃગલોચની, ચોટલો નાગ ફણાય,
ઘરની સંપત વેચીએ, નારી લાવ્ય ઘરાંય.
પગપે પેની પાતળી ચોટલો નાગ ફણાય,
ઘર સંપતને વેચીએ નારી લાવ્ય ઘરાંય.

આવી સ્ત્રીને લાવતાં ઘરની સંપતિ ગુમાવવી પડે તો પણ બેહેતર છે પણ જો જરા મને વરવા મરજી બતાવે તો કામ થાય—તેમ અત્યારે મુનીમ, વાણોતર, દીકરા કોઇ પાસે નથી તેમાં તરત લગ્ન કરી લઊં નહિતર મને લગ્ન કરવા દેશે નહિ. તેમ બોલવાને પણ દેશે નહિ જરા મન પસંદગી બતાવે તો હે, પરમાત્મા મારા ભાગ્ય ઉદય થઇ જાય. એવા વિચારોમાં સામે જોયા કરે છે ત્યાં રાજકન્યા બોલી કે કેમ ? શેઠજી તમારે કાંઇ વિચાર છે. શેઠ કહે મરજી તો હોય પણ. કહી બોલતો બંધ થયો, સ્ત્રી કહે કેમ મૌન થયા જે ઇચ્છા હોય તે જણાવો તે તમારી હુશિયારી વિગેરે મને ગુણ બતાવી આપો કે તમે કેવા બાહોશ છો. એટલું સાંભળતાં શેઠે સતમાનો ચોપડો જેજેવંતીની નજર આગળ મૂકી દીધો કે જુઓ આ ચોપડીમાં મારી હુશીયારી છે. મોઢે પુછો તો સો સુધી ગણી જાઊં કે પંચોળા કરી સો ગણી બતાવું, હીસાબમાં તો એકદમ આંગળીના વેઢા ગણી તરત જવાબ આપું છું. જેજેવંતી કહે આ ચોપડામાં નામું તમારા એકલાના હાથનું છે ? શેઠ કહે ના બે લીટી મારી છે બે ચાર મારા દીકરાની લખેલી છે. વળી પાંચ સાત મુનીમની પણ હોય એમ પંચકણુકીના અક્ષર છે.

તમારા બોલવામાં તો મને બહુજ સારા લાગો છો અને, લગન કરવાની પણ તમને ઉમેદ દેખું છું ત્યારે હ્યો આ મારી સાંઢ છે તેને આ શહેરમાં વેચી આવો જેની કીંમત સાડા ત્રણુસો સોના મહોર છે. તે બરોબર ઉપજાવી આવો તેમાં ત્રણુસો ઓગણુપચાસ ઉપજાવશો તો મારે લગન કરવા નથી. પુરેપુરી ત્રણુસો પચાસ લાવી આપશો તે વારે લગન વિવાહનું નક્કી થાશે. માટે ધ્યાન રાખી વેચજો. એમ કહી શેઠને ગામમાં જવા વિદાય કર્યા. શેઠે સતમીના ચોપડા, ને ધુપ છત્રી વાગેરે પોતાના સાહીત્યો રાજકન્યા પાસે રાખી દીધા. જેજેવતીએ સાંઢ ઉપરનો સામાન સર્વત્ર એકઠો કરી મોટો ગાંઠડો બાંધી તૈયાર રાખ્યો. કેમકે કે શેઠની વૃતી પરણુવામાં જોઇ હતી જેથી કોઇ પણ રીતે શેઠ સાંઢને વેચી આવશે આણી તરફ સાંઢ લઇ સુનતાપુરમાં આવ્યા અને માણેકચોકનો વિશાળ સ્થળ જોઇ સાંઢની દોરી હાથમાં ઝાલી ઉભા છે પુરવાસી ગરીબ તવંગરો, અમીર ઉમરાવો, ત્યાંથી નીકળવા લાગ્યા. તેઓ સાંઢને જોઇ પુછવા લાગ્યા કે આ સાંઢ વેચવી છે. શેઠ કહે હા. શું કીંમત લેશો. દંતન શેઠ કહે સાડા ત્રણુસો સોના મહોર લઇશ. બજારના માણુસો પૈકી કોઇએ બસોની માગણી કરી કોઇએ ત્રણુસોની માગણી કરી. અને એક ઉમરાવ રાજકચેરીના તેમણે સવા ત્રણુસોની માંગણી કરી. આ માંગણી આટલાથી અટકી રહી. શેઠે વિચાર્યું મોઢે માંગ્યા નાણાં કયાંએ આવતા નથી, જેથી આપી દઉં. બાકી પચીશ ઓછી રહેશે તે ગજવામાંથી ગાંઠની મેલવી સાડા ત્રણુસો પુરી કરી લઇ જઇશ. આવા મનસુબાથી સવા ત્રણુસોમાં સાંઢ વેચી નાખી અને મહોરો ગણી લીધી તેમાં પોતા પાસેથી પચીસ કાઢી મેલવી, ઉતાવળો ઉતાવળો

આશ્ચર્યો જેજેવંતી પાસે આવ્યો ને કહ્યું કે લ્યો, આ તમારા કહેવા પ્રમાણે કીંમત લાવ્યો છું. રાજકન્યાએ સોના મહોર ગણી તો સાડા ત્રણશો થઇ. એટલે વિસ્મય થઇ બોલી કે શેઠજી આ મહોરમાં તમે તમારા ગજવામાંથી પદરની કેટલી મેલવી છે ? હું જાણી ગઇ છું.

શાહુકાર મુખ મલકાવી કહેવા લાગ્યો કે તમે ભારી હો ? મારા મનની વાત તમે જાણી લીધી. બરાબર પચીસ મેં મારી નાખી, પુરી કરી છે. જેજેવતીએ શાહુકારનો જેફ ઉંમરે પ્રેમ પરણવામાં કેટલો છે. એ જોઇ ખેદ પામવા લાગી. આ અવસ્થા પરમાત્માના ગુણાનુવાદ ગાવા, પ્રભુ સેવા કરવી, જો, ઇશ્વરે આપ્યું હોય તો પાંચ આંગળીએ પુન્ય કરવું. નહિતર જાત મહેનતનો ભોગ આપી, પરમાર્થના કામોમાં જોડાઇ જવું જોઇએ, તેના બદલામાં વિષય વાસનામાં અંધ બની ગયેલા શાહુકારને જોયો, તે વારે કહેવા લાગી કે જુવો શેઠજી અમારા કુળનો પરાપુર્વનો એવો રીવાજ છે કે જેનાથી લગનનું જોડાણ કરવું હોય તે જ્યાં સુધી કુંવારૂ સબંધ રહે ત્યાં સુધી એક પાશેરના બોજાથી ખાંડીના બોજા લગી જે કાંઇ હોય તે પુરૂષને ઉપાડવું પડે છે. પરણ્યા પછી સ્ત્રી ઉપાડે છે. માટે પોટલો તમે તમારા માથા ઉપર ઉપાડી લીઓ. તેમાં હું ગાંઠડાને અડકીશ નહિ. તમારે હાથેજ માથા ઉપર ઉપાડવો પડશે. આટલો રીવાજ છે. દેખાવમાં અણગમો આવે એવો રીવાજ લાગશે. પરંતુ પરાપૂર્વનો છે. જેથી અમલમાં લેવા વિના છુટકો નથી. આ વાત સાંભળી શેઠ સ્તબ્ધ થઇ ગયો. મન સાથે કહેવા લાગ્યો કે- આવડો પોટલો મારાથી કેમ ઉપડશે ? કદી જબરાઇથી ઉપાડીશ તો ખરો પણ માથે કેમ ચડશે ? એવો વિચાર કરતાં

હિંમતમાં આવી ગયો કે, આંબાના ઝાડના થડની સાથે અડકાળી ધીરે ધીરે ઉંચો કરી માથા ઉપર લઇ લઉં. નહિતર પરણવાની ના પાડશે જેથી પોટલાને આંબાના થડની નજીક ખસેડી લઇ મહેનતે માથા ઉપર તો લીધો ત્યાં પોટલાનો બોજો વધારે જેથી માથામાંથી ચરકા નીકળવા માંડયા એટલે કહેવા લાગ્યો કે, ભલે પાંચ દિવસ માથું દુઃખે પણ જલદી લગ્ન થઇ જાય તો સારૂ. સ્ત્રી કહે—શેઠજી ચાલો શહેર તરફ આપણે સારૂ મકાન ભાડે લઇ ત્યાં બ્રાહ્મણને બોલાવી શુભ મુહુર્ત જોવરાવી મંડપ રચાવી તમારી વરઘોડી ફેરવીને વિવાહ કરવો છે.

આ વાત સાંભળી શેઠ તો મનમાં હસવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, સ્ત્રીનો પ્રેમ કેવો છે! હજુ તો એ મને ફૂલેકે ચડાવશે. ભલે હું ફૂલેકામાં ઘોડા ઉપર એવો શોભીશ કે પુરવાસી લોકો મને જોવા આવશે, વળી, જેજેવંતીને કહે કે વરઘોડીને હું લાયક છું કેમકે આગલા બે દાંત પડી ગયા નથી. બીજા બત્રીસી તો ગામતરૂં કરી ગઇ છે. પણ શોભામાં ખામી નહિ આવે, હવે શાહુકારને બોજો બહુ લાગવાથી ઉતાવળો ચાલવા મંડયો, અને જાણ્યું કે માર્ગમાં વિસામો પણ ખાવા દેશે નહિ માટે આગળ ચાલી દરવાણીને કહું કે આ પોટલામાં જગાતી માલ છે. એટલે દરવાણી પોટલો નીચે ઉતરાવી તપાસ કરશે, ત્યાં હું વિસામો ખાઇ લઇશ. એવા વિચારથી વધારે વેગપુર ચાલવા લાગ્યો, ત્યાં રાજકન્યા પાછળથી પોકાર કરી બોલાવે છે કે એ બીગારી ખડા રહો! આવા બોલ સાંભળી શેઠ ઉભો રહયો અને કહેવા લાગ્યો કે તમે બીગારી કોને કહો છો? રાજકન્યા કહે

અમારામાં એવો રીવાજ છે કે, પોતાનો પતિ આગલ ચાલ્યો જતો હોય અને સ્ત્રી પાછળ હોય તે વારે પતિને કોઇ કારણુસર બોલાવવા જરૂર પડે તો પતિ કરીને ન બોલાવાય પણ, બેગારી કહી સ્ત્રી બોલાવે છે. એ રિવાજ કુવારા સબંધનો છે. પરણ્યા પછીનો નથી. શેઠ વિચારમાં પડયો બીગારી થવું એ તો ઠીક નહિ, પણ ફીકર નહિ આજનો દિવસ ભલે બોલાવે. કાલે પરણ્યા પછી તો નહિ કહે. તેમ, અહીં મને કોણ ઓળખે છે, આવી સંકેત કરતો દરવાજે આવી પહોંચ્યો. ને દરવાણીને કહેવા લાગ્યો કે દરવાણી ! આ પોટલામાં જગાતી માલ છે. તે તમારે જોવો જોઇએ. દરવાણીએ શેઠને ઉભો રાખ્યો ત્યાં, જેજેવંતી પહોંચી આવી. અને કહેવા લાગી કે કેમ ! બેગારી ઉભો છો ? ચાલવા માંડો. દરવાણી કહે બાઇ જગાતી માલ પોટલામાં છે. તે અમારે જોવો પડશે. રાજકન્યાએ દરવાણીને એક મોહોર હાથમાં આપી એટલે દરવાણી કહે જાઓ બીગારી પોટલામાં કાંઇ નથી. નીચે ઉતારશો નહિ. શેઠે જાણ્યું કે જેજેવંતી કેવી પહોંચેલી છે. દરવાણીને મુંઝારાની ગાંઠનો ડામ દીધો. મારો દીકરો દરવાણી કંઇ બોલ્યો નહિ, ઠીક છે. એમ કહી ઉભી બજાર શેઠ ચાલવા મંડયો બજારમાં માણેકચોકમાં રાજકન્યા ઉભી રહીને કહેવા લાગી કે, બીગારી ખડા રહો. શેઠ પોટલા સહિત નીચુ જોઇ ઉભો રહયો. આ સ્ત્રી મને વારે વારે બીગારીથી બોલાવે છે એટલામાં દુકાનદારો ચાર પાંચ નવીન મુસાફરો જાણી, દુકાન ઉપરથી નીચે ઉતરી જેજેવંતી પાસે આવી પુછવા લાગ્યા કે. કેમ બેન તમે ક્યાં રહો છો ? અત્રે શું કામે આવ્યા છો ? રાજકન્યા કહે અમે પરદેશી મુસાફર છીએ. અમારે અત્રે રહેવું છે. જેથી કોઇ સારૂ મકાન હોય

તો હું ભાડું આપીશ. દુકાનદારો પૈકી એક માણુસ કહે આ સામેની મેડી અમારી છે, અને તે ભાડે આપવાની છે. જેનું ભાડું તમને પાંચ રૂપીઆ પડશે. જેજેવંતી કહે ઠીક, ત્યારે લ્યો પાંચ રૂપીઆ હવે પછી બીજો મહીનો બેસે તે વારે તમે ભાડું માગજો. હુ એક મહીનો રહીસ યાને આજની રાત્રી પણુ રહીને ચાલી જાઉં તે વાત મારી મરજીની છે. તમારૂં મકાન ખાલી જોવામાં આવે તે વારે તાંળુ વાસી તમારે સાંભળી લેવાનું છે. મારો જવાનો ટાઇમ હું તમને બતાવી શકતી નથી. દુકાનદાર કહે ફીકર નહિ. જેવી તમારી ઇચ્છા હોય તે પ્રમાણે કરજો. મને અગાઉ ભાડું આપી દીધું છે. જેથી પડપુછની મારે જરૂર નથી. એમ કહી ચાવી લઇ મેડીના ત્રણુ મજલા ઉઘાડી આપ્યા. જેજેવંતી બીગારીને કહે બીગારી જાઓ આ મેડીના ત્રીજા મજલા ઊપર સામાન રાખો. દાદરે કયાંય પણુ પોટલો ઉતારશે નહિ શાહુકાર દંતન શેઠ ત્રાસ પામ્યો કે પોટલા સહીત ત્રણુ મજલા કેમ ચઢાશે ? અને ચઢયા વિના છુટકો નથી કેમ કે પરણુવાની બીક બતાવી છે. જેથી શેઠ આશાનો માર્યો ત્રીજે મજલે ચઢી ગયો. ત્યાં જઇ પોટલો પછાડી બે હાથ ખોડી શ્વાસ ભર્યો, બેસી ગયો. બોલવાની શુદ્ધ ન હોતી. જેજેવંતી ત્રીજે માળે શેઠને બેભાન પડેલો જોયો થોડી વાર પછી શુદ્ધીમાં આવતાં બોલી કે શેઠજી ભાર તો નથી લાગ્યો કે ?

જવાબમાં શેઠ કહેવા લાગ્યા કે કાંઇ નથી, દીઠામાં પોટલો બોજા વાળો લાગેલો પણુ મસ્તક ઉપર ઉપાડી ચાલ્યો ત્યાં તો જાણે ફુલનો દડો હોયની એની માફક લાગ્યો. જેથી થાક પણુ લાગેલો જણુાતો

નથી. જેજેવંતી કહે ત્યારે નીર્માલ્ય કેમ બની ગયા છો ! કડાકાથી વાતો કરો. શેઠ કહે જરા બારીમાંથી પવન આવે છે, તે શરીરને આનંદ આપે છે. જેથી આડી ગલીએ પડયો છું. રાજકન્યા કહે ત્યારે તો લ્યો હવે રાત્રીનો ટાઇમ થવા આવ્યો છે. જેથી અત્યારે અજાણ્યા ગામમાં બ્રાહ્મણને શોધવા જવાશે નહિ માટે સવાર ઉપર રાખીએ. પણ શેઠજી તમને ભૂખ લાગી હશે, શેઠજી કહે નારે ના અમે અમારા પચોસણમાં બે ચાર લાંઘણ કરીએ છીએ, જેથી જણાય નહિ રાજકન્યા મનમાં કહેવા લાગી કે બિચારો પરણવાની લાલચમાં ખાવાનું પણ બોલતો નથી, તો પણ મારે એની દેહનો વટાળ ન કરતાં બજારમાંથી દુધ સાકર અને પૌવા મંગાવી એને ખવરાવું એમ ધારી કહેવા લાગી કે લ્યો પૈસા તમે બજારમાં જાઓ અને કહેલી વસ્તુ પૈકી દુધ સાકર, પૌવા, એ ચીજો લેતા આવો. હું તૈયાર બનાવી આપું તેનો જરા આધાર થાય કાલે તો પરણવાનું છે. જેથી તમારે અને મારે બને જણને અપવાસ કરવો પડશે. શેઠ બજારમાં જઇ સર્વે ચીજો લઇ આવ્યો. રાજકન્યાએ દુધ ઉનુ મૂકી સાકર નાંખી પૌવા નાંખી પાંચ કટોરા મસાલાથી ભરપુર કરી શેઠની પાસે મુકયા અને કહેવા લાગી કે લ્યો આ પાંચ પ્યાલામાં દુધ ભર્યું છે પ્યાલા રંગ બેરંગી છે. જે રંગના પ્યાલાનું દુધ પીઓ તેનો સ્વાદ કેવો છે ? તે મને કહેજો. શેઠ ભુખ્યો હતો જેથી દુધના એ પ્યાલા તો એમજ પી ગયો. રાજકન્યા ! કહે શેઠજી સ્વાદ કેમ કહેતા નથી. શેઠ સ્વાદ જાણતો નથી અને કહેવા લાગ્યો કે ગોળથી જરા મીઠો સ્વાદ છે, જેજેવંતીએ જાણ્યું કે આ માણસ મોટી ઉમરનો છે. પણ અક્કલનો છાંટો નથી એમ જાણી પોતાની બગલીમાંથી કમરે

કાઢી માજમ પાક, ભાંગ બુરકીનો બનાવેલો ઉપર રૂપેરી સુનેરી વરખ ચડાવેલ બરફીના ચોસલા જેવો કાઢયો ને તેમાંથી ચુંડી ભરી જીભ ઉપર મેલી બતાવ્યું શેઠ કહે તમે શું ખાઓ છો એ મારાથી ખવાય કે નહિ ખવાય ? જો ખવાય તો આપો. જેજેવંતીએ એક કટકો આપ્યો તે દુધ સાથે ખાઇ ગયો, ત્યાં બીજો માગ્યો એમ કરતાં ચાર કટકા ઉકેલી ગયો. અને તેનો કેફ શરીરમાં ચડવા મંડયો. બગાસા આવવા મંડયા. ત્યારે સ્ત્રી કહે શેઠજી કાલે આપણા લગન થાશે તો તમે જે દાગીના, કડાં કંદોરા, વેઢ, વીંટી, વીગેરે પહેર્યાં છે તે દાગીના છ મહીના દીવસના પહેરો અને એક રાત પહેરી રાખો તો તેમાં છ મહીનાના પહેરવા જેટલો ઘસારો લાગે છે જેથી તે ઉતારી નાંખો, એ નુકશાની અને પાલવશે નહિ. રાજકન્યાના આવા વચન સાંભળી શેઠ તો ઘણોજ ખુશી થઇ ગયો કે હજી વિવાહ તો થયા નથી ત્યાં જેજેવંતી હાની ને લાભ મારા ઘરમાં થાશે આવી સમજણવાળી છે. આવી સમજ મારા પરણેતર સ્ત્રીની કોઇ દીવસ મેં જાણી સાંભળી નથી. આતો સ્ત્રી ઘરવલી છે. એમ હસતાં શેઠે બધાએ લુગડાંને દાગીના ઉતારી નાખ્યાં, એક પોતીયું ગોઠણથી ચાર તસુ ઉંચુ પહેરી લીધું. સ્ત્રીને પોતાના વમળમાં શેઠને ચડાવી દીધો, નીશામાં ચકચુર થયેલો દંતન શેઠ નેત્રને ઉઘાડ મીચ કરવા લાગ્યો, બોલવાનું પણ ભાન નથી. એવી સ્થિતિમાં જોઇ જેજેવંતી સાદ કરી બોલાવવા લાગી શેઠથી જવાબ અપાયો નહિ. એટલે ફરીથી શેઠના કપડાં દાગીના અને સાંઢ ઉપરનો સામાન એકઠો કરી મોટો પોટલો બાંધી પાણીયારા ઉપર એક ઘડો માટીનો અને માટીનો લોટકો પાણી પીવા માટે રાખી ત્રીજે માલથી નીચે ઉતરી બજારના મોખરા આગળ ઉભી ત્યાં એક

મજુર મજુરીના પૈસા લઇ પોતાને ઘેર જતો હતો તેને પૂછ્યું તમે કોણ છો ? મજુર કહે હું બીગારી છું. રાજકન્યા કહે મારે જરા બોજો ઉપડાવવો છે. તે ઉપાડશો ? તમને તમારા કહેવા મુજબ મજુરી આપીશ. મજુરે પૈસા કહ્યા તે પ્રમાણે આપવા કબુલત આપીને માળ ઉપરથી ગાંસડો ઉપડાવ્યો દરવાણીને ઓળખાણ આપી દરવાજો ઉઘડાવીને બહાર નીકળી, ને દરીયા કાંઠે પોટલો મુકાવ્યો. મજુર મજુરી લઇ ચાલતો થયો.

રાજકન્યાએ સાંઢ ઉપરના સાહીત્યોમાં વજીરનો જે મરદાનો પોષાક હતો તે પહેરી લીધો, કમર કશી ગડબ ગેંડાની ઢાલ, માનાશાહી તલવાર, ગળામાં હંએળ ધારણ કરી સતમીના ચોપડા વાંચી જોયા હતા જેથી ખલાસીના નામ લઇ, ઓ, નુરીયા, જમાલીયા, મછવો લઇ આંહી આવો, એમ કહી બોલાવા લાગી. વહાણમાં ખલાસીઓ સાંભળી ગયા ને નાની હોડી લઇ કાંઠે આવ્યા, ત્યાં મરદના રૂપથી કહેવા લાગી કે આ સામાન ઉપાડી હોડીમાં નાંખો ને હોડીને હંકારો. હોડીમાં ખલાસી રાજવંશી પોષાક જોઇ વિસ્મય પામ્યા કે રખે શેઠ પાછળ હોય ને આ કોઇ ઓળખીતો સ્નેહી હશે. મછવો વહાણને સોડે લીધો સામાન ઉતાર્યો, રાજકન્યા ઠેક મારી વહાણમાં કૂદી પડી, ત્યાં મુનીમ વાણોતર, શેઠના દીકરા સર્વે બાપા આવ્યા એમ જાણી મળવા પાસે આવી કહે છે કે બા એટલું કહેતાં નવીન પુરૂષ જોઇ પા બોલાયું નહીં ને એક બીજા સામે ટગર ટગર જોઇ રહ્યા.

વાંચક માન્યવરો

ચોપાઇ—એ વાત એટલેથી રહી ચારે જણાની શી ગત થઇ
આભાપૂરી એભલસીંહ રાય જેજેવતીના હરણ થાય

સુનતાપૂર શેહેરમાં પ્રાતઃકાળ થવા આવ્યો કુકડાઓ બોલવા મંડયા, મંદિરોમાં ઘંટનાદ થવા લાગ્યા. ભાવીક સજ્જનો મંગળાના દર્શન કરવા પ્રભાતીઆ બોલતા નીકળ્યા, એ અરસામાં ત્રીજે માળે દંતન શેઠ નીદ્રામાંથી આંખો ચોળતો ઉઠયો ને ચારે બાજુ નજર ફેરવી જોયું તો પોટલો પોતાના ઘરેણાં કપડાં કે જેજેવતી કશું જોવામાં આવ્યું નહિ. એટલે ગાભરો બની ગયો, કે આ શું સાહીત્યો કે સ્ત્રી એમાનું કશુંએ નથી, માથુ તપાવનારો જમ જેવો પોટલોએ નથી એ કલ્પના કરતાં જરા ખામીર ખાઇ મન સાથે કહેવા લાગ્યો કે, હા. રખે હવેલીએ મંગળાના દર્શન કરવા ગઇ હોય તો હોય. કેમકે હૃદયની ભાવીક લાગતી હતી, વળી એણે જાણ્યું હશે કે પતિ નીદ્રાળવા છે. જેથી સરાજામ કોઇક ઉપાડી જાય એમ ધારી બીજે કયાંક વેપારીની દુકાને મૂકી આવી હશે. પાણીઆરા તરફ નજર કરે છે ત્યાં પાણી પીવાનો કળશીઓ પણ જોયો નહિ. લ્યો એક કળસીઓ પણ સાથે મૂકી આવી લાગે છે અત્યારમાં એને મારા ઊપર પ્રેમ ગૃહસ્થાશ્રમના વૈભવ ઉપર લાગણી કેવી ઉત્તમ દેખાય છે. નહિ? છે તો ચાલાક પણ આ શેહેરની અજાણી છે. તેમ મોટા શહેરની ગલીગુંચીના રસ્તા એના જાણવામાં નથી જેથી વખતે ભૂલી પડી જાશે ને રળવા માંડશે માટે ચાલ હું સામે જાઉં હું તો માર્ગ પૂછતો ધોળે દહાડે એકલો બજારમાં ચાલ્યો જાઉં તેમાં ભૂલો પડું નહિ, અને એ તો રાંકડી છે. જેથી હું દરીએ પણ જાતો આવું ને એની તપાસ કરતો જાઉં બંને કામ સાથે થઇ જાય એ આવશે ત્યારે તો લગ્નની તૈયારી કરવી પડશે–

એમ વિચાર કરી પાણીનો લોટકો ભરી હવેલીનો માર્ગ પૂછી

આગળ ચાલવા લાગ્યો, ત્યાં રસ્તામાં દર્શન કરી સ્ત્રી પુરૂષોના જુથ આમા મળ્યા એટલે આડો થઇ પુછવા લાગ્યો કે ભાઇ તમે ક્યાં ગયા હતા, પૂર જનો કહે તારે શું કામ છે હટ આડેથી અમને જવા દે અમને અડી જઇશ. ત્યારે શેઠ કહે ના, ના, મને કહો તો ખરા. લોકો કહે હવેલીએ દર્શન કરવા ગયા હતા, લે તારે શું કામ છે. શેઠ કહે તમને મારા ઘરવાલી મલી હતી ? પુરૂષો કહે—તારી ઘરવાલી તે કોણ, જા જા મૂર્ખા ચાલ્યો જા. મારાથી નામ ન લેવાય, તે તમને મલી હતી ? લોકો કહેવા લાગ્યા કે તારાથી નામ કેમ ન લેવાય ? એમ એક બીજાને કહેવા લાગ્યા કે આ તો કોઇ ગાંડો છે એમ કહી છેટા ખસી ચાલવા માંડયું. ત્યાં સ્ત્રીઓના ટોળેટોળા પ્રભાતીયા બોલતા બોલતાં સામે મલ્યાં. તેને શેઠ આડો ફર્યો ને કહેવા લાગ્યો કે બ્હેનો મારા ઘરવાળીને દીઠી. મારાથી નામ ન લેવાય તેને જોઇ હતી; મારી અલી તમને મલી હતી ? સ્ત્રીઓ કહેવા લાગી કે આઘો જા, મારા રોયા, તારે વળી અલી કેવી, નાની વહુવારૂઓ પ્રાછળ ચાલી આવતી પોતાની સાસુને બોલાવા કહેવા લાગી કે બાઇજી, આ તો જુઓ, મારો પીટયો ગાંડો આડો આવી ઉભો છે, મોટી ઉમરની સ્ત્રીઓ કહેવા લાગી કે એલા તું કોણ છે ? આડેથી ખસી જા, અમને અડી જઇશ તો અમારે નાહવું પડશે. એમ કહી પડખામાં થઇ આગળ ચાલી દોડવા લાગી અને કહેવા મડીઉં કે પીટયો ગાંડા જેવો છે. એવાથી છેટા ચાલીએ. શેઠ હવેલીએ પ્હોંચ્યો. ત્યાં હવેલીના જલભરીયા પાણીના હાંડા લઇ શણના કોથળા કેડે બાંધી પાણી ભરવા જાતા હતા તેને પૂછવા લાગ્યો તેઓ કહે—જા, જા, દર્શન તો થઇ ગયા હવેલી બંધ થઇ. આહીં કોઇ પણ તારી અલીબલી છે નહિ. આમ સાંભળી શેઠ વિચારમાં પડયો

કે કદી ગલીગુચીના ટુંકા માર્ગે થઇ બેર ગઇ હોય તો કહેવાય નહિ. આણી તરફ ગામના શેઠ ત્રીજે માળ સુધી તપાસ કરી કે રખે મહેમાન કહેતા હતા કે હું એક રાત્રીમાં પણ ચાલી જાઉં. તેમ ભાડુ આખા મહીનાનું આપી ગઇ છે માટે આ જગ્યાને મારૂં તાળું વાસી દઉં એમ તાળું વાસીને દાતણ ને પાણીનો લોટો લઇ દુકાનના ઓટલા ઉપર દાતણ કરવા બેસી ગયા. ત્યાં દંતન શેઠ આવી જગ્યાને તાળું વાસેલું જોયું. એટલે દુકાનદાર શેઠને પુછવા લાગ્યો કે શેઠજી આ તાળું તમે વાસ્યું છે. શેઠ કહે હા કેમ પુછવું પડે છે. દંતન શેઠ કહે મારી ઘરવાળી ક્યાં ગઇ છે, મારાથી નામ ન લેવાય. એ મારી અલી આ ઘર અમે ભાડે રાખ્યું છે, હું એનો વર થાઉં છું. શેઠ કહે જાને મુર્ખા તું કોણ, એ બાઇ કોણ, ભાગી જા. શેઠ ઊભા થઇ દંતન શેઠને ધકકો મારવા જાય છે. ત્યાં મુનીમ આવી ચડયો ને કહેવા લાગ્યો કે શેઠ આ કોણ છે ? કોને અડો છો ? શેઠ કહે અરે આ ગલે પડે છે ને કહે છે કે મારી અલી મારી ઘરવાલી. આવી બકવાદ કરે છે. મુનીમ કહે મુકી દીઓ શેઠ એ પાગલ માણુસ છે. અમને હવેલીના રસ્તા ઉપર આડો ફર્યો હતો. આવી પુરવાર સાંભળી શેઠ દુકાનમાં આવી બેઠા. દંતન શેઠે જાણ્યું કે, હવે શું કરવું ? શું થાશે. ચાલને કળશીયે તો જાતો આવું. એમ કહી દરિયા કીનારે જ્યાં વહાણુ નાંગરેલ હતાં ત્યાં આવ્યો. અને જોયું તો વહાણુ નજરે પડયા નહિ. એટલે વિસ્મય થઇ ગયો કે મને કોઇક ધુતારી મળી ને ધુતવિદ્યા કરી ધુતી ગઇ. વહાણુ મારા નજરે પડતા નથી માટે મારૂં તો સર્વસ્વ ગયું. વાહ ! પરમાત્મા છેલ્લી જીંદગીમાં

વિષય વાસનાએ મને દુઃખી કર્યો. આ વાત કોઇની પાસે થાય નહિ અને જો થાય તો મારી કદર અંકાય ને મૂખમાં ગણાઇ જાણી અચી પણ રહી નહિ એક પોતીયાભર થઇ રહયો છું. એક કવિ કહી ગયા છે કે—

સવૈયા—ચંચળ નારી કી પ્રીત ન કીજે, પ્રીત કરે દુઃખ હોત હે ભારી
કછુ કાલ પડે કછુ આન બને નારીકી પ્રીત હે પ્રેમ કટારી
લોહકો ઘાવ દારૂસે મીટે અરૂ દીલકો ઘાવ ન જાય બીસારી
ગંગ કહે સુન શાહ અકબર નારીકી પ્રીત અંગારસે ભારી

દોહરા—નારી કોની થઇ નહિ નહિ કોની થાનાર
નારી વશ જે નાવલો, જીવન ને ધીકાર
અથ ગુમાવે ગાંઠનું લાજ ગુમાવે લોક
પાગલ થઇ પૃથ્વી ફરે રહે શોક ને શોક
ઘર નારી વ્હાલી નહિ પરદારા પર પ્યાર
એને પણ એક જાણવો મુરખનો સરદાર
પરનારી ઝેરી છૂરી મત લગાવો અંગ
દશ શીશ રાવણકે ગયે પર નારી કે સંગ

હે પરમાત્મા અત્યારે હું આખા શહેરમાં ગાંડા જેવો ગણાયો છું. મને જે નગરશેઠની પદવી હતી તેં ખુંચવી લીધી છે. મને સારા સ્ત્રીંગ સારા અનોદક, સારા ભુવન રહેવાને તેં આપ્યા હતા અને એક કપડાથી અન્ન ધન ને આબરૂ વિના ભમવું પડે છે, એ પણ નજરે જોવાનો સમય આવી ચડયો ખરેખર કર્મની ગહનગતી છે. જેવાં

કર્મ કર્યાં, હોય તેવાં દુઃખને આ દેહથી ભોગવવા પડે છે. મહાન વકતાઓના વચન છે કે–

દોહરો--જેની ગાંઠે દોકડા તે ડાહયામાંજ જણાય
ડાહયો પણ વીણ દોકડે ગાંડો થઇ ગણાય

ઉપરના સુત્રોનું સ્મરણ કરતાં જે નાનું ધોતીયું પહેર્યું હતું તેમાંથી અર્ધુ વીંટી રહયું અને અર્ધુ તેનો છેડો માથા ઉપર નાંખી પોક મુકી રડવા લાગ્યો મૂળચંદ કાકારે, આ સુકન યાદ કરી પાછો શહેરમાં આવતો રહયો. શેરી, ગલ્લી, ચૌટા, પોળમાં અલી, અલી, કહેતો જાય ને ફરવા માંડયો. વળી સાંજ પડે ત્યારે દરીયા કાંઠે ઉપરના સુત્રને યાદ કરી પોક મુકી શહેરમાં આવે, આવી રીતે બે વખતનો નીયમ રાખ્યો. સવાર સાંજ સમુદ્ર કાંઠે નિત્ય નીયમ કરી ગામમાં આવે. અલી, અલીના ઉચારે ભટકવા લાગ્યો બેથી ત્રણ દીવસ થયા ત્યાં શહેરના માણસો ઓળખી ગયા કે પેલો અલીવાળો છે.

પોતપોતાના માળા ઉપર બારી કે અગાસી ઉપર, સ્ત્રીઓ ચઢી પેલા અલીવાળાને બોલાવવા લાગી કે, એ અલીવાળા ! તારે ખાવું છે ? આ લે, એમ કહી રાંધ્યા અનાજ ઉપરથી ફેંકયા કરે છે. તો દંતન શેઠ કહે બાઇ હું રાંધ્યું અનાજ ખાતો નથી. મને કોરૂં આપો. એટલે સ્ત્રીઓ દાણાની મુઠી ખોબા ભરી ઉપરથી નાખે છે તે શેઠ પોતાના ખોબામાં ઝીલી લે છે, કંઇક ઢોળાઇ પણ જાય છે જે હાથમાં આવે તે તરતજ મોઢામાં નાખી ચાવી જાય છે અને હ્રદયમાં નિશ્વાસ મુકવા લાગ્યો કે આવો વખત મારે ભોગવવો

પડશે, એવું મને સ્વપ્નું પણ ન હતું, તે મારાજ અનુભવમાં આવી ચડયું છે. કહેવતમાં છે કે—

દોહરો—સુખીયા માણસને દુઃખ પડે દુઃખના ઉગે ડાભ
ઉદધી અવની સંધરે નહિ, કદી ત્રુટયો હોય આભ

જેને ત્યાં માગણના જુથ ઉભા રહી માગતા હતા; તેજ નર માંગણ રૂપે થઇ ઘર ઘર દાણા ફાકવા મંડી ગયો. જીંદગી ભર એકને એકજ સ્થિતિ રહેશે, એમ જો કોઇએ માન્યું હોય, તો, તે, વૃથા સમજ કહેવાય છે. એક દિવસના ત્રણ રંગ બદલ્યા દેખાય છે; સહવાર, મધ્યાન, અને સંધ્યા, થયાજ કરે છે; આવી નબળી સ્થિતીમાં શેઠ દંતનશાહ સુનતાપુર શેહેરમાં ફર્યા કરે છે. ત્યાં પાંચ મહીના થયા એવામાં ચારે જણા બાવાના રૂપમાં શેહેરના પાદરમાં દરવાજે આવી પહોંચ્યા, દરવાણીને પુછવા લાગ્યા કે આ શેહેરમાં સાંઢ આવી છે. દરવાણી કહે હા. સાંઢ તો શેહેરમાં છે તે ભાગી જાય તેમ નથી. પણ અમારા ગામમાં એક નવું કૌતક આવ્યું છે. અને તે હમણાંજ દરીયાકાંઠે ગયેલ છે. માટે તમે ત્યાં જઇ જોઇ આવો, એ રમત તમે કોઇ દીવસ જોઇ નહિ હોય; ચારે જણા કહેવા મંડયા કે ચાલો ત્યારે આપણે જોઇ આવીએ. એમ કહી દરીયા કાંઠે ગયા અને જોએ છે તો અધું ધોતીયુ પહેરેલુ હતું અને અધું ઓઢેલું હતું અને પોક મુકવા મંડયો. મૂળચંદ કાકારે ! આ બનાવ જોઇ ચારે જણા પાસે આવ્યા, અને કહેવા લાગ્યા કે ભાઇ છાના રહો, માણસ માથે બને છે, પ્રભુના ઘર આગળ કોઇનું જોર બળ નથી.

તુટીની બુટી ન હોય. આ વચનો સાંભળી દંતન શેઠ બોલ્યા કે શું છે? જોરબળ નથી, તૂટીની બુટી નથી તે શું? કોઇ મરી ગયું છે. ના ના, તેમ નથી? મારે ઘેરથી દીઠી? મારાથી નામ ન લેવાય તેને દીઠી? મારી અલીને દીઠી? મારા સાત વહાણુ દીઠા? આવા બોલ સાંભળી ચારે જણુ સમજી ગયા, ને ધુતારો બોલ્યો, બાપો, બાપો, અરે આતો આપણા માંહેલો લાગે છે. ભાઇ કોણુ? જેજેવંતી કે? શેઠ કહે હા. ધુતારો કહે મારો પણ અઢી રૂપીઆનો દુપટો લઇ ગઇ છે. ખાપરો, કોડીઓ, કાળીઓ, કહેવા લાગ્યા કે અમારો લૂંટનો માલ લઇ ગઇ છે. બાપો, બાપો. આપણે બધા એકજ થયા છીએ શેઠજી અમને ચારે જણાને બાવા બનાવી ગઇ છે. તમે કોણુ છો? શેઠ કહે—હું વહાણુવટી વાણીઓ છું ચારે જણા કહે ઠીક ત્યારે હવે તમારે અમારા ચારે ભેળા ભળવું છે કે, અમો ચારે તમારા સાથે ભળીએ. શેઠ કહે ના હું તમારી સાથે ભળું છું. ધુતારો કહે સારૂં ત્યારે લ્યો તમે તમારૂં એક ધોતીયું છે તેમાંથી કટકો ફાડી બરાબર લંગોટી વાળી લ્યો. ને બાકી કટકો વધારે વધે તેને દરીયામાં ફેંકી દયો, શેઠે તેમ કરવા કબુલ કર્યું ને લંગોટી વાળી લીધી. ને ચારેને કહેવા લાગ્યા કે હું તમારા જેવો થઇ ગયો, જુવો શરીર ઉપર ધુળનો લેપ કરી લીધો છે. હવે તમારે હું કહું તેમ કરવું પડશે. ચારે જણા કહે કબુલ છે. બોલ, શું કરવું છે? શેઠ કહે તમે આવ્યા તે વારે મારૂં નીત્ય નીયમ અધુરૂ રહી ગયું છે. તો હું જ્યારે માથે બે હાથ મુકીને મૂળચંદ કાકા રે કહું તે વારે તમારે એના બાપરે એમ કહેવું આવો દરરોજ મારો સાંજ સહવારનો નીયમ છે. એમ કહી સેઠે પોકાર કર્યો ત્યાં ચારે જણા પોકાર કરવા મંડયા ત્યાં દરી-

ચાના કાઠ પુરવાસી લોકો આવ્યા હતા તેમણે બહોળા માણસોનો પોકાર સાંભળ્યો એટલે દોડી આવ્યા અને છાના રહો એમ કહેવા લાગ્યા. એટલે ગામ લોકોને ધુતારો કહેવા મંડયો કે શું છે? છાના ચાના કહો છો તે મારો અઢી રૂપીઆનો દુપટો દીઠો? આમ વાણી સાંભળી સૌ એક બીજાને કહેવા લાગ્યા, કે અરેરે, આતો અલીવાળા લાગે છે, જુઓ! એક બે ત્રણ ચાર, અને પાંચ થયા આ તો રાફડો રાટયો છે. બધા આ ગામમાંજ ભેગા થયા જણાય છે. એમ કહી શહેરમાં ગયા. અને પાંચે જણા પણ શેહેરમાં શેરી, ગલીઓમાં અલી અલી, કરતા ફરવા લાગ્યા.

દોહરા—પાંચના વીધી પ્રાણ બાવા બનાવી ગય

રાખના કરી એંધાણ રણ વગડે રોળ્યા લઇ

પાંચે જણા શહેરમાં ટેલીયાની માફક ફરવા લાગ્યા. અગાસી ઊપરથી સ્રીઓ પોતાની સાસુને કહેવા લાગી કે, બાઇજી ખડકીના દ્વાર વાસી લેજો. ઓલા અલીવાળા જુઓને એકના પાંચ થઇ ગયા ને ઘરમાં ચાલ્યા આવે નહિ. એમ કહી ઉપરથી દાણાની મુઠીઓ નીચે નાખવા લાગી. પાંચે જણા અધરથી ઝીલી મોઢામાં ફાકવા મંડયા. આવી દુર્દશામાં પાંચે જણા રાત ને દીવસ બેગાનાની માફક ભટકવા લાગ્યા. તેમની ગામના સ્રી પુરૂષો સાથે ઓળખાણ થઇ ગઇ છોકરાઓ રાત્રે કજીયો કરે તે વારે બચ્ચાઓની મા કહે ઉભો રહે અલીવાળાને બોલાવું છું ત્યાં નાના બચ્ચાં રોતા રહ જાના મંડયા. એવી પાંચે જણાની ગામમાં હાક બોલવા લાગી.

એમ કરતાં પુરા સાત મહીના થયા. ત્યાં સંધ્યાકાળે વજીર ઘોડેસ્વાર રૂપે દરવાજે આવી ચડયો, દરવાણી કહે-દરબાર ક્યાં રહો છો. દરબાર કહે-અમે આભાપુરી નગરીમાં રહીએ છીએ. આ ગામમાં સાંઢ આવી છે. દરવાણી કહે હા, આવી છે, પરંતુ ઠાકોર અમારા ગામમાં દરરોજ સમુદ્ર કીનારે ટીખડ થાય છે. તે જોવા જેવું છે. માટે તમારે જોવું હોય તો જાઓ. હમણાંજ જોવામાં આવશે. ફુલસંગ વજીરે જાણ્યું કે ચાલને જોતો જાઉં, એમ કહી કીનારે આવી પહોંચ્યો, ત્યાં પાંચે જણા પોતાનું નિત્ય નિયમ કરતા જોયા. પાંચેનો પોકાર સાંભળી, વજીર પાસે આવ્યો, ને કહેવા લાગ્યો કે ભાઇ છાનાં રહો. પ્રભુ ઇચ્છા બળવાન છે. તે વારે ધુતારો બોલ્યો, એમાં પ્રભુ ઇચ્છા શું કરે, શું કોઇ મરણ પામ્યું છે? વજીર કહે ત્યારે તમે કેમ રડો છો? ધુતારો કહે મારો અઢી રૂપીયાનો દુપટો દીઠો? લુટનો માલ જોયો? શેઠ કહે મારી અલી દીકી? સાત વહાણ દીઠા? એમ કહેવા લાગ્યા ત્યારે વજીર કહે બાપો, બાપો, રખે આતો મારા જેવા લાગે છે. જેજેવંતીએ આવા કેટલાક કર્યા હશે? શું ભાઇ જેજેવંતી તો નહિ કે? મને એ લુટી ગઇ છે, ધુતારો ને શેઠ કહેવા મંડયા કે તમને કયાં લુટયા છે તમારી પાસે તો ચડવાને ઘોડો છે પેહેરવા કપડાં છે. ભાઇ અમારા હાલ જુઓ, લંગોટીભર કરી ગઇ છે. વજીર કહે એમાં શું છે તમે કાંઇ વધારે પડતા લુટાયા લાગતા નથી મારી તો જીવનદોરી લઇ ગઇ છે કે જેની કીંમત કોઇથી અંકાય એમ નથી. ધુતારો કહે તમારી જીવનદોરીની કીમત મારા અઢી રૂપિઆના દુપ્પટાથી વધારે છે. ઠાકોર કહે હા ભાઇ દુપ્પટો કે લાખુનો માલ હોય તો પણ તે લેખામાં નથી, જીવનદોરી એટલે,

બધી વસ્તુઓ દેશપરદેશ શોધતાં મલી શકે છે જીવનદોરી ક્યાંય મળતી નથી, જે નથી મળતી તેનીજ કીમત કહેવાય છે. પાંચેજણાનો મોહ ઉતરી ગયો કે આ ઠાકોરને તો ઘણું લૂટી ગઈ છે. પાંચેજણા પૂછવા લાગ્યા કે તમારૂ નામ શું છે. વજીર કહે મને સૌ ઠાકોર ઠાકોર કહે છે. ત્યારે લ્યો ઠાકોર તમે અમારા સાથે મળશો કે અમે તમારા સાથે મળીએ. વજીર કહે હું તમારા ભેળો ભળીશ. ધુતારો કહે જો તમારે અમારી સંગાથે ભળવું હોય તો તમારો ઘોડો ને કપડાં ઉતારી આ સમુદ્ર કિનારે બ્રાહ્મણને આપી દયો, ને પછેડીમાંથી દોઢ હાથનો કટકો કાઢી તેની લંગોટી વાળી લ્યો, આવા વચન સાંભળ્યા એટલે વજીર વિચારમાં પડયો કે લંગોટી વાળવી બાકી હતી તે પણ વખત નજર આગળ આવી ચઢયો એમ કહી બ્રાહ્મણને સર્વસ્વ આપી દીધુ ને પોતે લંગોટી વાળી લીધી. ધુતારો કહે લ્યો હવે અમે સૌ પોકાર કરીએ તે વારે તમારે એના બાપરે એમ કહી અમારી સાથે સાદ પૂરાવી દેજો. વજીર કહે વાહ? વાહ? આટલું બાકી રહી ગયું હશે તે પૂરૂ કરવું પડશે, હે પરમાત્મા જે કાંઇ બાકી રહ્યું હોય તે આપી દેજો હું રાજબીજ છું એને આવે વખત આવશે એમ મેં જાણ્યુ નહોતું ઇશ્વર જે દહાડા આપે તે માથે ચઢાવવા પડે છે. એક સ્ત્રી માટે છ જણા બાવા બની ગયા. એ બનાવ આજે નજરે જોયો છે મને ગંજેરીની સોબત આડી આવી. જેથી સંગતના દોષ લાગ્યા વિના રહે નહિ. વળી મેં અનીતિ કરી કે જેના નીમક ખાધા તેની કન્યા સાથે સબંધમાં જોડાયો, તો તેનું ફળ આજે જોવું પડે છે. કવિ કહે છે કે-

કવિત—નીતિ વિના રાવણનું રાજ ગયું નીમીષમાં
નીતિ વિના ગયું રાજ કૌરવ ધૂળધાણીનું
નીતિ વિના કંસતણો વંશ ગયો વસુધાથી
નીતિ વિના રાજ ગયું, વેન અભીમાનીનું
કહે જદુનાથ વળી જાહેર બન્યો છે જોગ
જુઓ થીબી ભૂપતિનું થયું રાજ રાણીનું
વાજસ અલીશાહ કહે પ્રગટ પૂરાવો દેખો
તાડી જેતું થયું લખનોર તુકં તાનીનું.

ઉપરના સુત્રોને આધારે નીતિ વિના વર્ત્તન કરવાથી ફળના ભોકતા થવું પડે છે. એ છ જણાનો પોકાર સાંભળી ગામના લોકો સમુદ્ર કીનારે આવ્યા હતા તે વિસ્મય થયા. આ શું હશે, તેમાંથી એકાદ જણ કહેવા લાગ્યો કે કાંઇ નથી એ તો પેલા અલીવાળા લાગે છે. એમ કહી ગણવા લાગ્યા કે એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ અરેરે આ તો છ જણા થયા લાગે છે બેચાર મહિને એકાદ જણ એમાં ભળતો જાય છે બીજો કહે એમણે આપણુંજ ગામ દીઠું છે. ત્રીજો કહે આપણા ગામમાં સ્રીયારાજ છે એટલે એમને પોષણનું સાધન મળે છે. ગામની સ્રીઓને ગમત થઇ છે બપોર વેળાયે શેરીએ શેરીએ ફરે છે ત્યાં સ્રીઓ તેમને ખાવાનું આપે છે આ લોકો કાલુ કાલુ બોલે એટલે સૌને ગમત લાગે છે, લોક અપવાદમાં કહેવાય છે કે "પાખંડે પૂજતે લોકા" ધર્મ કે દાન પાત્રે થતાજ નથી પોરસમાં થાય છે, પોરશને માન એ જમાનામાં મહતાના પદ છે. આમ કહેતાં ગામવાસી જનો ગામમાં ગયા. આવા ટીખળી

લોકોના ટીખળથી બાલકો દેખીને ભાગી જાય છે. એમ છએ જણા શેરીઓમાં ફરવા લાગ્યા સ્ત્રીઓ અગાસી ઊપરથી કાચા દાણા દે છે ને આ લોકો ખાતા જાય છે, અણસોર્યા વણઝાટક્યા એ પુરૂષોને પાચન થઇ જાય છે આ નાટક સમયની બલીહારી ને કર્મના ફળ બતાવી આપે છે.

આવું સેતાની ફારસ ગામમાં ચાલ્યા કરે છે ત્યાં પેલી રાજકન્યા પુરૂષના વેશમાં બની છે. તેની શી ગતિ થઇ તે ઉપર જરા લક્ષ આપીએ.

વહાણમાં રાજકન્યા પુરૂષના વેશમાં શાહુકારના દીકરા, મુનીમ વાણોતર સર્વે તેની સામે જોઇ રહ્યા છે. જરાવાર પછી પૂછવા લાગ્યા કે, બાપૂ અમારા શેઠ કયાં છે, એ કહેવા અડચણ ન હોય તો કહેશો. જેજેવંતી મર્દના રૂપમાં ખોખારો મારી કહે છે કે, હું રાજ-બીજ છું આભાપુરીના એભલસીંહ રાજાનો કુંવર જયસિંહ મારૂ નામ છે, મારાથી જરાપણ ભય પામશો નહિ, તમારા શેઠ મારી સાથે જુગાર રમ્યા તેમાં પેહેલી રમતમાં વહાણમાં જે માલ હતો, તે હારી ગયા, બીજી રમતમાં વહાણ હાર્યા ને ત્રીજી રમતમાં તમોને તથા વહાણના માણસો ખલાસી આદેને હારી ગયા છે, જેમ જેમ હાર થવા માંડી તેમ તેમ રમતની ગરમી વધવા લાગી, ચોથી રમતમાં એવી શરત કરી કે જો હારી જાઊ તો નવ મહિના જેલમાં જાઊં ને મારી જીત થાય તો સર્વે હારી ગએલી બાજી પાછી મેળવી લઊં, આવી શરતે ચોથીવાર હારી ગયા તેથી તેઓ જેલમાં ગયા છે. મને મારો કબજો સંભાળવા કહ્યું જેથી હું આ રીયાસતનો

માલીક થયો છું તમારે રહેવું હોય તો મારા નોકર થઈ રહો, જાવું હોય તો તમને રસ્તાની ખરચી આપું તે લઈને જાઓ. તમારે જે બંદરે ઉતરવું હશે ત્યાં ઉતારી આપીશ. ખલાસીને મારી સાથે રાખીશ આગળ ઉપર એમને પણ રજા આપી દઈશ. શેઠના પુત્રો નોકરો વિગેરે કહેવા લાગ્યા કે જુઓ જુગારનું આવું પરિણામ આવ્યું. છેલ્લી ઉમરે પોહોચ્યા વણ વ્યસન જે પડયું છે તે ગયું નહિ. કેમકે કહેવત છે કે "હાર્યો જુગારી બમણું રમે" આ સુત્રાનુસાર બાપાને સંતોષ વળ્યો નહિ મહાન પુરૂષોના વચનોમાં કહ્યું છે કે—

દોહરા—જુગારી હાથે કડાં, મકંટ કોટે હાર
ઘેલી માથે બેડલાં, છાજે કેટલીક વાર
ભંગી વ્યસની ને આળશુ, લંપટ જુગારી આપ
એવો નર નારીને મલ્યો, પૂરણ મળીયા પાપ
નળ જેવા નર હારીયા, પાંડવ ગયા પત ખોઈ
લક્ષ્મીવંત લાયક હતા, ગયા બળ કળ ખોઇ
પતીત નહિ પાડોશીએ, કુલ કલંકીત થાય
લાજ રાજ ગુમાવતા, ભીખ માગીને ખાય.

શેઠના મોટા મુનીમ કહે છે કે આસુરી સંપત્તિનો વ્યય જુગાર, વિષય, ને ચોરીમાં થઇ જાય છે, એ મહાન પુરૂષોનું સુત્ર છે. આ તરફ જયસિંહે ખલાસીને હુકમ કર્યો કે વહાણનાં નાંગર ઊપાડી ચાલતા કરો, જયસિંહ કહે જ્યાં સુધી તમે મારી સાથે રહો ને તમારે મારી પાસે આવવા જરૂર પડે તે વારે તમારે મારાથી દશ કદમ દુર રહી ઉભી વાતચીત કરવી, એમ કહી, જેજેવતી પુરૂષના

સ્વાંગથી વહાણના નીચેના ભંડકમાં ઉતરી ગઇ, ને ત્યાં અળગુ રહેવા નક્કી કર્યું ને બીજાઓ વહાણના ઉપલા ભાગમાં રહેવા લાગ્યા, રાજકન્યાને જ્યારે જ્યારે વજીરનું સ્મરણ થાય તે વારે રાજકન્યાને રડવું આવી જતું તે બીજાઓના જાણવામાં આવતું નહીં જેથી અળગી રહેવા માંડી, વહાણો બંદરની સફર કરતાં કેરળપુર પાટણ આવ્યા ને ત્યાં નાંગર નાંખી દીધું. ત્યાં ખલાસી સિવાય મુનીમ, શેઠના દીકરા વિગેરે માગની ખરચી લઇ ચાલી નીકળ્યા, રાજકન્યા મર્દના રૂપમાં દરબારશ્રીની કચારીમાં જવા માટે દરવાજે દરવાણીને પુછ્યું કે તમારા દરબારશ્રીનું નામ શું છે ને તેમનું કચારીમાં પધારવું ક્યારે થાય છે. દરવાણી કહે આપ પધારશો ત્યાં કચારીમાં દરબારશ્રીનું આગમન થઇ ગયું હશે એ અમારા રાજાનું નામ અજીતસિંહ છે. દરવાણીના વચન સાંભળી પુરૂષના વેશવાળી રાજકન્યા ડોઢી પાસે આવી ત્યાં પેહેરેગીરો ટેલતા હતા તેને રામ રામ કરી જવા રજા માંગી, પેહેરેગીરોએ રાજનો સ્વાંગ જોઇ જવાને રજા આપી જયસિંહ રાજકચારીમાં બેઠેલા માણસોથી દશ કદમ દૂર જઇ ઉભી, રાજને તાજમ કે નમન કર્યું નહિ ત્યાં કચારીના બેસનારા અમીર ઉમરાઓએ માથુ નમાવ્યું. અજીતસિંહ રાજા અડગ રૂપનો દેખાવ જોઇ રહ્યા. જરાવાર પછી પોતાના સચીવને કહ્યું આ કોઇ બાહોશ વીરપુરૂષ લાગે છે મારે એને નમન કરવું ઘટે કે નહિ. દીવાન કહે ના સાહેબ એ વીરપુરૂષના વેષમાં છે, ખરૂ સ્વરૂપ સ્ત્રીનું છે જેથી નમન થાય નહિ. દરબારશ્રી સ્ત્રી પુરૂષની પરિક્ષા ડાબા જમણા પગ ઉપરથી પડે છે, માટે ઉભથી આવકાર આપો તો અપાય.

અજીતસિંહ કહે કારભારી એ શું બોલે છે, પુરૂષને સ્ત્રી કહેવાય નહિ. જો કહીએ તો દુષણ લાગે, સ્ત્રીને પુરુષ કહેવાથી દુષણ લાગતું નથી. સચીવ તને આ પુરુષની ઓળખાણ પડી નહિ, આ વીરપુરૂષનો સત્કાર નહિ કરીએ તો તે વખતે યુદ્ધની માગણી કરશે, એનું લોહી ક્ષત્રીપુત્રના જેમ ઉછળેલું લાગે છે, વળી તે ગમે તેવો હોય તો પણ ક્ષત્રીપુત્રને માન આપવું જ જોઇએ.

એમ કહી દરબારશ્રી કહે આપ કોણ છો, કયા દેશના છો, અત્રે આગમન થવાનું કારણ કહેશો. જેજેવતી કહે હું આભાપુરીનો જયસિંહ રાજકુમાર છું મારામાં નાની વયથી જુગાર રમવાનું વ્યસન થઇ ગયું જેથી મારા પીતાશ્રીએ મારો બહિષ્કાર કર્યો છે. એમાં મારૂં વતન મુકયા પછી હું સાત વહાણ માલના ભરેલા જીત્યો છઉં તે વહાણને આપના ગામના વેપારીઓને ત્રીટમ કરી વેચી આપી દેવા છે. વળી વહાણ માલ વેચી નાંખ્યા પછી મારે માટે આપનાં શેહેરમાંથી દરરોજ દશ દશ શીરબંધી સારા કદાવર મજબૂત બાંધાના ચુંટી ચુંટી પગારદાર ઠરાવી મને કરી આપશો, એ એક માસમાં ત્રણસોની સંખ્યા કરી દેવા મારી માગણી છે ઉપરાંત આપના કારભારી અને રાજના દસોંદી બારોટ એ મને આપવા જરૂર છે. રાજા અજીતસિંહ ખુશી થયો ને જયસિંહ માટે દરીયાકાંઠે પોતાનો તંબુ મોકલ્યો રાજમાંથી આઠ શીરબંદીઓ ચોકી માટે ને તંબુ પાસે મોદીખાનું ગોઠવી આપ્યું, વહાણની વ્યવસ્થા કરી આપવા કારભારીને ભલામણ કરી, કારભારી કહેવા પ્રમાણે વેપારીઓને વહાણ. માલ હરાજીના રૂપમાં ત્રીટમ બોલાવી આપી દીધાં, દરરોજના સૈનીકો ગામમાંથી

શોધી કાઢી ભરતી કરવા લાગ્યા. રાજકન્યાનું પુરૂષ વેષમાં દરરોજ કચારીમાં આગમન થવા લાગ્યું જેથી પ્રધાન ચતુર છે એવો ભાસ પડયો. એટલે તેની માગણી કરી. રાજની મદદથી પોતાના કામમાં ફત્તેમંદ થવાની ખુશાલી અજીતસિંહને બતાવી પોતાને સમીયાણે જવા રજા માગી રાજકન્યા રાજવંશી વેષમાં સીડીના પગથીયા ઉતરે છે ત્યાં સામે રાણીવાસ હતો રાજમોહોબતની બારીઓમાં અબરખના પડદા નાંખેલા હતા, તેમાંથી રાજમાતા, દાસીઓ, સૌ એ પુરૂષના સ્વાંગને જોઇ એક બીજી પ્રત્યે કહેવા માંડી કે દાસી આ વીરનર કોઇ રાજદ્વારી પુરૂષ છે, એ એમની મુખમુદ્રા ને ફાંકડો ચેહેરો કહી આપે છે, એટલે રાજકન્યા વિમળા તરત આવી માતાની પાસે બોલ્યા વિના બેસી ગઇ, ને નવીન પુરૂષના વેષને જોઇ મન સાથે કહેવા લાગી કે, રખે મારા પીતાશ્રીએ મારા માટેજ આ રાજવીર પુરૂષને બોલાવ્યો હોય એમ લાગે છે; અને જો એમ હોય તો મારા ભાગ્યનો ઉદયકાળ પાસે હોય એમ જણાય છે. વળી મારા નેકીટેકી-વૃતને પૂજનના પ્રયોગોની આજે પુર્ણાહુતી થવા સંભવ રહે છે. એવા તર્ક વિતર્કો કરતા કરતા નિશ્વાસ નાખતી જાય છે, રાજમાતા પુત્રીના નિશ્વાસ સાંભળી ગઇ ને કહેવા લાગી કે બેન કેમ જરા વારે નિશ્વાસ નંખાઇ જવાય છે ને આનંદનો આચ્છાદન પણ દેખાય છે એમ કહી પુત્રીને પોતાની ગોદમાં લીધી, પુત્રી મુખ મરડી હશી પડીને કહેવા માંડી કે માજી કાંઇ નહિ, માતાએ પૂત્રીના હાસ્ય વદનપર પુલકાવળીઓ વળેલી જોઇ બીજીવાર હાસ્યનું કારણ પૂછ્યું, તે વારે વીમળાએ ખોળામાં મસ્તક નમાવી નીચું જોઇ બોલી, કે રાજમાતા મારા પીતાશ્રીને કહો જે આપની પાસે જે વિદેશી મીજમાન આવ્યા છે જેની આપ ખ્યાવજત

કરો છો, તેની સાથે મારા સબંધનું જોડાણુ કરે. આ જોડાણુ દુનીઆદારીના રીવાજ મૂજબ તેમને કરવા ફરજ છે, પરંતુ મેં તો મારા હૃદયમાં સબંધ જોડી રાખ્યો છે, જેના સાક્ષી શ્રી સવીતા ભગવાન છે સંસારીક સાક્ષીની જરૂર માટે મારા પીતાશ્રીને વચમાં કર્તારૂપ આપવાની જરૂર રહે છે પુત્રીની મૃદુવાણીની વીનયભાવના જોઇ રાણી ઘણી હર્ષીત થઇ, પણ દરબાર શ્રી સંમતિ આપશે કે નહિ, એ ઉપર રહ્યું, રાજા સાહેબ રાણીવાસમાં પધાર્યા ત્યાં રાણીએ પુત્રીના પ્રતિજ્ઞાયુક્ત નીકળેલા સુવાકયથી શંગારેલા પતિની પાસે નિવેદન કર્યા.

રાજા અજીતસિંહ કહે પ્રીયા તમારૂં કહેવું સત્ય છે પુત્રી યોગ્ય ઉમરની થઇ છે જેથી તેને જીંદગીના નીકટ સબંધમાં જોડવાની મારી પણ મરજી છે આ વાતમાં ને પુરૂષ વિદેશી છે. તેની મુખમુદ્રા મોટા રાજવંશી હોય એવી છાપ પાડે છે, તો પણ વાતચિત સિવાય મારો તેની સાથે ઘણો પરિચય નથી વળી તે અડગ નર છે રૂબરૂમાં આવે છે તે વારે દશ કદમના અંતરે રહે છે ઘણો વખત પોતાનાં તંબુમાંજ રહે છે તેમ એના વિષે મને આપણા કારભારી તો જુદીજ અસર બતાવે છે તો વધારે તપાસ કરવા જરૂર છે ત્યારબાદ હું જવાબ આપીશ. એમ કહી પોતાના વિચારભુવનમાં પધાર્યા, ત્યાં સચીવે પોતાને સોંપેલા કામ પૂરા થઇ ગયાની વધામણી આપી, રાજાએ ખુશી બતાવીને કહેવા લાગ્યા કે શાણા સચીવ, મારી પુત્રી વિમળા આવનાર મીજમાનને વરવા ઇચ્છા બતાવે છે. તો શું કરવું, સચીવ સાંભળીને છકજ થઇ ગયો, ને

માથુ ધૂણાવા મંડયો કે ગરીબ પરવર માયાળુ અન્નદાતા, આપને ખમા, પુત્રીની માગણી વિચિત્ર છે કે નેવાના પાણી મોભે ચઢવા જેવું છે આપને આગળ ઉપર કહેલ છે કે આ પુરૂષ નથી પણ સ્ત્રી છે અત્યારે જે જોવામાં આવે છે તે નાટકના થીએટરનો પાત્ર છે, જીંદગીભરનો પાત્ર નથી. રાજા સચીવને કહે છે કે પ્રધાનજી આ કામમાં મોટી ભૂલ ખવાય છે, જેનો આગળ પસ્તાવો થાય એ ઉપર મક્કમ રહેવા મારી ભલામણ છે જો ભૂલ ખવાય, તો હંસ ગુમાવાય એમ કહી દરબાર મૌન રહ્યા. સચીવ કહે ખાવીંદ એ જયસિંહને એકાંતમાં બોલાવી તેની ચાલ ઉપર ડાબા જમણા પગના ઉપાડવા પર આપ જરા નજર કરશો એટલે હું એમના મૂખથી પણ ખાત્રી બતાવી આપીશ.

રાજ તરફથી બોલાવા આવેલો દૂત સમુદ્રકિનારેના તંબુના દ્વાર આગળ આવી ઉભો ત્યાં જયસિંહની નજર પડી. દૂતે તાજમ ભરી કહ્યું કે આપને અમારા દરબારશ્રી એકાંત અવાસમાં પધારવા બોલાવ્યા છે રાજકન્યા મર્દના વેશમાં કહે છે કે દરબારશ્રીને મારા વચ્ચે એકાંત રહેવા મારી ઇચ્છા નથી. વળી કહ્યા પછી વિચાર થયો કે કદી મારા જેવુંજ કામ હોય તો તેમ મળવા સંભવ રહે છે, પીકર નહિ. ચાલ જાકો વળી ઘણો વખત એકી સ્થાનકમાં રહેવાથી પરિણામ માટે સારૂ અંકાઇ શકાય નહિ. જેથી દરબારશ્રીને છેવટના મળવાના ટાઇમને આ સાથે મેળવી આપું. આમ એકાંતમાં મળવાના કારણને જેજેવંતી જરા સમજી તો ગઇ કે રખે એમના ડાહ્યા સચીવની પ્રેરણાઓ રચેલી હોય એ પણ મનાય છે.

એમ કહી નિશ્વાસ મૂકતી પુરૂષના સ્વાંગથી દૂત સાથે જયસિંહ વિદાય થયા. જ્યાં રાજા ને સચીવ બંને બેઠેલા હતા એવા એકાંત ભુવનમાં દશ કદમ દુર આવી જયસિંહ કહે કેમ મને બોલાવાની જરૂર પડી દરબાર કહે આપને વહાણુ ને માલના નાણા મળી ગયા હશે, સૈનીકો ત્રણુસોની સંખ્યા પૂરી થઇ છે વારૂ આપ એભલસિંહના કુમાર છો આપના પીતાશ્રી મારા સજ્જન ને સ્નેહી છે. વળી તેમના ઉપર કનોજના રાજકુમારનું દબાણુ છે એ ખબર અને તેની સાથે કદી યુદ્ધ થયાનો સમય આવી જાય તો મદદગાર થઇ રહેવા મને તેમના તરફથી પત્ર પણુ છે મારા ને એભલસિંહ બંનેના સ્નેહના અનુભવમાં તેમને ત્યાં એકજ રાજપુત્રી છે. એમ પણુ મારે કહેવું પડશે. જેથી ખરી હકીકત જાહેરમાં આવવા મારી વિનંતી છે.

રાજા અજીતસિંહના મૂખથી ખરો ઇતિહાસ સાંભળતાં રાજકન્યા નીચું જોઇ ગઇ ને ઝાંખી પડી ગઇ ને જમીન તરફ દ્રષ્ટી રહી ગઇ. કારભારી કહે બેન મ્હારો અપરાધ ક્ષમા કરશો. આ વાત પૂછી આપને શરમાવવાનું કારણુ અમારા રાજાને શા માટે પડયું હશે ? જવાબમાં તેમની પુત્રી વિમળા નામની, આપના પુરૂષના વેશને જોઇ સબંધ જોડવાની માગણી કરી તે વારે અગાઉ મેં દરબાર શ્રીને કહેલ કે, વેશ બદલાવી નાંખવાનું કારણુ કોઇપણુ પ્રકારની આપતી હોય અથવા સ્ત્રીને શીયળ સંભાળવા વેશ બદલવાની અવશ્ય જરૂર પડે છે. જેથી વીર બાળાએ પુરૂષનો સ્વાંગ પહેર્યો છે. સચીવની વાત સાંભળી જેજેવંતીથી કાંઇપણુ ઉત્તર અપાયો નહિ. થોડીવારે કહેવા લાગી કે ધન્ય છે સચીવ તારી બુદ્ધિને. બધી વાતો

સાચે સાચી છે. અજીતસિંહ સામે રાજકન્યા શરમાઇ ગઇ એટલે સ્વાગત કરી શાન્તવના આપી. બેન ફીકર કરશો નહિ. જેજેવંતી કહે દરબાર શ્રી મારા સંચીતની વાત છે. હું મારા પતિ માટે કોઇ રાજ શોધવા નીકળી છું, હું ફુલસંગ નામના વજીરને વરી છું. તેને ઘેર રાજપદ મારા સ્વહસ્તથી કરી તેને ચક્રવતીપદ આપીશ તે વારે મારા લગ્ન થાશે એ મારી પ્રતીજ્ઞા છે. આપની રાજકન્યા વિમળા જેના મનમાં મારા વીષે જે કલ્પનાઓ થઇ હોય તે વૃથા છે. તેમ જે કુદરતના નીમાએલા જે કાયદાઓ આ દુનીયામાં ચિરસ્થાઇ અમલમાં આવી રહ્યા છે, તેથી વિમળાના વીચારો ઉલટા છે. તો તે બાધ કરતા નથી જે નથી થવાનું તે નહિ થાય તો તે વિષે ફરી અનુકરણ કરી કોઇ રાજવંશીને વરવા ખબર આપો. સ્રીને સ્રી સાથે સબંધ જોડાતો નથી. મન અસ્થીર છે. જેથી જરા જરા વારે ચલીત થાય છે. ત્યાં વિમળાની દાસી આવી વધામણી લેવાની રાજા પાસે માંગણી કરે છે. અજીતસિંહે પુત્રીને બોલાવી જેજેવંતી સબંધી વાતનું નિરૂપણ કરી બતાવ્યું. રાજકન્યા વિમળા કહે હે તાત ! મારા મનની પ્રતિજ્ઞા લેવાઇ ગઇ છે કદી પુરૂષ ન હોય ને સ્રી હોય, તો પણ તેના સબંધના જોડાણમાં મારૂં પણ જોડાણ થવા મારી મરજી છે જો તેઓ કુંવારા હોય તો જ્યાં સબંધ જોડે ત્યાં મને દાસીનું પદ આપે હું તેમની કીંકરી રૂપે રહીશ. બાકી બીજી કોઇપણ વાતે બીજા રસ્તા ઉપર દોરાઇશ નહિ.

પિતાએ બહુ સમજાવી સચીવ વિનવવા લાગ્યા, જેજેવંતી કહે બાઇ પિતાના વચનને માની લ્યો. પણ વિમળાએ માન્યું નહિ.

છેવટ જેજેવંતીએ કબુલાત આપી કે હું ફુલસંગ નામના વજીરને વરી ચૂકી છું. માટે વિમળા તું પણ મારી સાથે વરજે, મારો ને તારો એકજ પતિ છે. તારૂં લગન હું મારા લગન પહેલાં કરી આપીશ. હું તારી શોક એટલે દાસીના રૂપમાં છું, પછી લગન કરીશ. એમ કહી વચન આપ્યું. લે, બેન મારૂ વચન કદીપણ ફરશે નહિ, એવી ચોકસ ધારણા આપી વિમળા ખુશી થઇ. બંને બેનો એકાંતમાં મલી દ્રઢતામાં રહેવા વિશ્વાસને પાત્ર થઇઉં. એક માસ પુરો થતાં ખલાસીને વાટ ખરચી આપી શીરપાવ આપી અને સેનીકો ત્રણસો નોંધાયા હતા તેને લડાઇની કવાયત દેવા લાગી. સૈનીકો અને સચીવ તથા બારોટને સાથે રાજ તરફથી સમીયાણો લઇ રસ્તે પડયા, જ્યાં પડાવ પડતો જાય ત્યાં લડાઇની વ્યુહરચના રાજકન્યા કરવા લાગી. રાજકારભારી સિવાય કોઇપણ સાથેના માણસોને સ્રી છે એમ ખબર પડવા દીધી નહિ. તેમ કરતાં જંગલે જંગલ ફરતાં ઘણો વખત નીકળી ગયો અને અઘોર વનમાં આવી ચડયા કે જ્યાં મનુષ્યનાં પગલાં પણ નજરે આવે નહિ ત્યાં પડાવ નાખ્યો. શીરબંદીઓ રાજકન્યાના તંબુને ફરતા દશ દશ કદમ ચોકી ઊપર રહી ગયા અને પાસેની રાવટી કારભારીની હતી ત્યાંથી સચીવને બોલાવી કહયું કે હું રાત્રીએ જંગલમાં મૃગ્યા રમવા જાઉં છું મારી સાથે કોઇપણ માણસની જરૂર નથી રાત્રી વીતીત થઇ જાય, ને ચાર ઘટીકા દિવસ ચઢતાં લગી મારી રાહ જોવી જો હું ન આવું ત્યારે મારા ઘોડાના ડાબલા લઇ વીસ સૈનીકો મારી તપાસ માટે મોકલવા એવી ભલામણ કરી. રાજકન્યા મીણવાટના ફાનસ

-લઇ ઘોડેસ્વાર થઇ ચાલી નીકળી, પોતાના પડાવથી અરધા માઇલ ઉપર મોટું આમ્રવૃક્ષ હતું તેને ફેલાવનારા ચોગાનમાં ઘોડો બાંધી મીણુવાટનું ફાનસ નીચે મુકી એકાંત જોઇ રૂદન કરવા લાગી. કે હે પ્રાણુનાથ, મારી કુમળીવયમાં આવું સંકટ મેં જોયું ન હતું. તેની હું દીન પરદીન ભોકતા થઇ રહી છું, છતાં આપનો મેલાપ થયો નહિ. હવે મને ધૈર્યતા રહેતી નથી. એમ પ્રેમને યાદ કરી રૂદન કરવા લાગી કે હે નાથ—

દોહરા—દિવો દેવળની માંય બે જણુ થઇ બાળ્યો નહિ
હામું હૈયાની માંહ્ય મેં મીઢોળબંધ ભાળ્યો નહિ
સાર લીયોને સુલક્ષણુા, વાર કરો મુજ નાથ
ગળતી ગળથલ પાણીયે પકડો મારો હાથ
છેલ છબીલા છેતરી નાથ થયા જ નઠોર
ઉતારી મુજ કુપમાં, કાપી હીરની દોર
સળું ત્રુટીઉં સખા નવાણુ નોધારા થયા
વાયો વા કવા, અળસી જળ ઉંડાં ગીયા

ઉપરના રદય ભેદક રૂદન કરવા લાગી એવામાં આંબ્રવૃક્ષ ઉપર ગરૂડ પક્ષીનો માળો હતો, આ માળામાં પક્ષિણી પક્ષીને કહેવા લાગી કે આ રૂદન મનુષ્યા દેહનાં છે, શ્રવણુ કર્યા થકી આપણું હ્રદય ભેદાઇ જાય છે. આ સ્થળે આપણો ગૃહસ્થાશ્રમ છે. ગૃહસ્થાશ્રમ ધર્મ પ્રાણી માત્રને સરખોજ છે તેમાં મનુષ્ય દેહ તો ઉત્તમ ગણાય છે. પરંતુ આપણે પક્ષીના રાજા છીએ. તો આવનાર અતિથીનો પ્રાણીએ અગર જાત મહેનતે સત્કાર થવો જોઇએ. તમે તો

પરમાત્માના વાહન છો. એટલે અતીથીની ઓળખાણુ રહેવી જોઇએ. મહાન વક્તા કહી ગયા છે.

દોહરો–અતિથી વિના આંગણું સતિ વિન ગૃહસ્થાશ્રમ
શુર વીન પુર ન શોભતું, આસન વિનાનો બ્રમ.

પક્ષિણીના વચન સાંભળી ગરૂડ કહેવા લાગ્યો કે એ દુઃખી સ્ત્રી છે. એનો સ્વર સ્ત્રી જેવો છે. એમ કહી માળામાંથી નીચે ઉતરી જેજેવંતી પાસે આવી પક્ષી કહેવા લાગ્યો કે બ્હેન તમે કોણુ છો ? કેમ રડો છો ? જે કાંઇ ઉપાધી હોય તે મને કહો તમે મારા મીજમાન છો. જેજેવંતીએ આવું પક્ષીનું રૂપ કોઇ દિવસે દીઠેલ ન હોતું જેથી મનમાં બીહવા લાગી પણુ આત્મબળની દ્રઢતાએ કહેવા લાગી કે ભાઇ પક્ષીરાજ તમે કોણુ છો. પક્ષી કહે હું ગરૂડ પક્ષી છું અને તમારી અંતર અભિલાષા પુરી પાડી આપીશ. માટે નીડર રહી મને વૃતાંત કહી સંભળાવો. રાજકન્યા કહે હું દુરભાગીણી સ્ત્રી છું. મને મારા પતિનો મેળાપ થાવા ઇચ્છું છું. નાનપણુમાં વિદેશી પુરૂષથી મેં સંબંધ જોડયો છે અને વિવાહના પ્રથમ આરંભમાં હું વિખુટી પડી ગઇ છું મારા ઉપર અતિશય વિપતો પડી છે હવે હું થાકી ગઇ છું કે મારાથી શીયળ કેમ જળવાશે. હું ગમે તેટલી ચાલાકી ચતુરાઇ કરૂં છું તો પણુ "અજવાળી તોયે રાત" એ સૂત્રથી નિરાધાર થઇ જાઉં છું. ગરૂડ પક્ષી કહે બ્હેન ધીરજ રાખો, તમારો આંત્રીક વિચાર પરમાત્મા પાર પાડશે. આટલી વાતો કરે છે ત્યાં પહેલો પહોરનો વખત વિતી જતાં બચ્ચું ચારો લેવા ગયેલ તે આવી પિતાને નમન કરી બોલ્યો કે હું ચારો લેવા જતો હતો ત્યાં માર્ગમાં આભાપૂરી

નામનું નગ્ર આવ્યું. તેમાં શહેર આખામાં કલ્પાંત જોયો રાણીવાસ સુન્ય રાજ કચારીના અવાસોમાં અંધારૂ એવો પશ્ચાતાપ એક પુત્રીનું હરણુ થાતાં સૌને આદર્શ થઇ રહયો મારા જોવામાં આવ્યો છે. રાજા એમલસિંહ લડાઇની તૈયારી કરતા હતા. કનોજના રાજા એકની બે દીકરી પરણાવી દે એવા કરારની માંગણી કરી રહ્યા હતા, એ જોઇ મને શોક થયો જેથી ચારો લેવા જવું સુઝયું નહિ, કે પક્ષી કરતાં મનુષ્ય દેહને આધી વ્યાધી ઉપાધીઓ, ઘણી જોવાય છે. તો પક્ષીનો અવતાર કેટલે દરજે સારો ગણાય એમ નીરાસ થઇ પાછો વળી આવ્યો છું. જેજેવંતીને પીયરના સમાચાર કાને આવ્યા જેથી હર્ષ ને શોક બંને પેદા થયા કે મારા પિતાજી બે કન્યા કયાંથી પરણાવશે, અને નહિ પરણાવશે તો એની શી દશા થશે! વાહ પરમાત્મા! મારા પિતા કહેતા હતા કે તું એક દીકરી થઇ છો પણ બે ચાર હોત તો આરૂ રાજ કે જે વાટકીનું શીરામણુ છે તે રહેવા મુશીબત થાત. આવા ખબરથી નેત્રમાં વધારે પાણી પડવા લાગ્યા. એમ બીજો પહોર વ્યતીત થયો. ત્યાં બીજો પક્ષી આવ્યો તે પિતાને નમન કરી બોલ્યો કે તાત હું ચારો લેવા ગયો હતો ત્યાં સુનતાપુર નામનું નગ્ર જેમાં એક સ્રીને ખાતર છ જણા બાવા બની અલી અલી કરતા ભટકતા જોયા.

આવડો પ્યાર પરસ્રીમાં લગાડનારાઓના જાનમાલની નુકસાની ભોગવી અંતે દુર્દશામાં ભટકી રહેવું પડે છે આ બનાવ નજરે-જોઇ ખેદ ઉત્પન થયો જેથી ચારો લેવો મુકી પાછો વળી આવ્યો. રાજ કન્યા બીજા પહોરના બચ્ચાના લાવેલા સમાચારમાં નક્કી કર્યું કે,

છ જણા જે બાવા થયા છે તેમાં પાંચ તો મારા હાથના કરેલા અને છઠ્ઠો કદી વજીર હોય તો હોય. આ ખબર મારા ઉપયોગના આવ્યા છે એવા વિચારમાં છે, ત્યાં ત્રીજા પહોરનો પક્ષી આવ્યો તેણે તો ઉતર પંથ જે અકળ કહેવાય છે તેની હકીકત કરી કે ઉતર પંથનો પાર ન મળ્યો, જેથી પાછો આવ્યો છું. ગરૂડ પક્ષી કહે બાપ, દેવની ગતીને ઉતરનો પંથ કોઇથી કળી શકાયો નથી. ત્યાં ચોથા પહોરની આખર વેળા થઇ ત્યાં ચોથું બચ્ચું આવી ચડયું ને પિતાને કહેવા લાગ્યું કે પિતાજી મેં એવો વિચાર કર્યો કે ચારો તો દરરોજ લેવા જાવુ પડે છે પણ મનુષ્ય અવતારમાં ગંગાજીનું સ્નાન કરવું એ ઉતમ છે તો આપણે પક્ષી કે જેથી દિવસે ગંગાજીના જલ પાન કે સ્નાન આપણાથી થાય નહિ. જેથી હું કાશી ક્ષેત્રમાં ગયો અને છેલ્લો પહોર ઉષાકાળનો જાણી મણીકર્ણીકાના ઘાટે જઇ માણસો આવ્યા પહેલાં જલપાન ને સ્નાન કરવા ધારી, ગયો. ત્યાં શહેરમાંથી નગરપડો વાગતો વાગતો ગંગાના ઘાટ ઉપર આવ્યો અને નગરપડાવાળો કહેવા લાગ્યો કે કાશીરાજાને ગળત કોઢ થયો છે તે છેલ્લી સ્થિતીએ પહોંચ્યો છે. જેથી કોઇ ઉસ્તાદ હોય ને કાશીરાજાનું દરદ મટાડે તેને કાશીરાજા પોતાનું રાજ આપે છે. ને બે દિકરીઉં જયા ને વિજયાના તેની સાથે લગ્ન કરી આપવા બંધાય છે, આ વચન સાંભળ્યા ત્યારે મને વિચાર થયો કે આપણા પાસે કોઢ મટાડવાની દવા છે ને રાજાનું પદ મેળવીએ તો શું ! જેથી તમને પૂછવા આવ્યો છું, ગરૂડ પક્ષી કહે હેં બચ્ચા આપણે પક્ષી છીએ જેથી રાજનું પદ ભોગવવા અશકત કહેવાઇએ.

એ કામ મનુષ્ય અવતારનું છે, આ બધી વાતો સાંભળી ત્યાં તો દિવસ ઉગવાનો સમય નજરે પડયો. રાજકન્યા જેજેવંતી પક્ષીરાજને કહેવા લાગી લ્યો ગરૂડ પક્ષી હવે હું ચાલી જાઉં છું તમોએ મને વાતોથી અને બચ્ચાઓના આગમનના સંદેશાથી જોઇતી માહિતી આપી છે તેથી હું તમારો આભાર માનું છું. કેમકે હું મોટાના આશ્રમમાં આશ્રય લેવા આવી, તો મારા મુળ વૃતાંતના ખબર મળ્યા કે જે મળવા કઠીન હતા. તે આજે નવેસર મને મારી નજર આગળ દેખાયા. પક્ષીરાજ હું એકલી દુખી છું એમ નથી. પરંતુ મારા જન્મદાતા માતાપિતા અને જન્મભૂમીના પ્રજાજન એ સર્વને દુઃખના સાધનરૂપ હું થઇ છું જો તમને મારા ઉપર દયા આવતી હોય તો હું અતિથી છું માટે મારા હવે પછીના જીવનનો સત્કાર કરશો એ માંગણી છે. પક્ષીરાજ ખુશી થયા અને કહેવા લાગ્યા કે બેન હું પણ એજ વિચારમાં છું, કેમકે મોટાના આશ્રયમાં આવવાથી જીવનનો સત્કાર ન થાય તો આશ્રમ લજ્જાપાત્ર ગણાય છે માટે આ વૃક્ષતળે અમારી વીષ્ટા પડી છે. તે ભેળી કરી બગલ થેલામાં નાખી લ્યો અને એ વીષ્ટાને ખરલમાં નાખી વાટી તેનો લેપ કાશી રાજાના શરીર ઉપર લગાડવો. એવા સાત દીવસ લગાડશો ત્યાં તો કાશી રાજાનું શરીર સોના જેવું નિરોગી થઇ જશે જેમાં તારી મનની વાંચ્છનાઓ પૂરી થશે. બીજાના હાથથી લેપ કરવા દેવો નહિ. આવા વચન સાંભળી વીષ્ટા ભેળી કરી બગલ થેલામાં નાખી ઘોડેસ્વાર થઇ પોતે માર્ગે જવા નીકળી ત્યાં રસ્તામાં સેનીકો સામા મળ્યા, તાજમ ભરી સાથે મલી ગયા જ્યાં પડાવ હતો ત્યાં આવી પહોંચ્યા. રાજકન્યા

પુરૂષના વેશથી પડાવ ઉપાડી કાશી નગર તરફ વિદાય થઇ. ઘણે દિવસે કાશી નગર પહોંચ્યા. ગંગાના ઘાટ ઉપર તંબુ ડેરા નાખ્યા. નગરપડો તો વાગ્યા જ કરતો હતો. તંબુ પાસે નગર પડાવાળો હકીકત બોલી પડો વગાડવા મંડયો જેજેવંતીએ કારભારીને કહ્યું કે આ પડાવાળાને કહો કે તમારા કાશી રાજાના સચીવને ખબર આપો કે હું કાશી નરેંદ્રની દવા કરી તેને વિશ્વનાથની કૃપાથી આરોગ્ય ને કંચન શરીર બનાવવાના ઉપાય જાણું છું. તમારા કરાર મુજબ તમારે વર્તવું પડશે. પડાવાળો દોડતો હરખાતો કારભારી પાસે આવી સર્વ હકીકત જાહેર કરી. કાશીનો સચીવ વાત સાંભળી ઘણોજ ખુશી થયો. અને રાણીવાસની રજા લઇ ગંગાના તટ ઉપર આવ્યો. શીરબંધીઓએ તંબુમાં જવા રજા માગી જેજેવંતી પુરૂષના રૂપમાં સચીવને દશ કદમ દુર ઉભા રાખી કહેવા લાગી કે કેમ કારભારી તમારા રાજાના દર્દને અમે મટાડી શકીએ છીએ તમારે તમારો કરાર પાળવો પડશે. તે વારે સચીવ કહે બહુ સારૂ નાથ, આપ કૃપા કરો સુખેથી દવા શરૂ કરો સાથે મ્યાવજતમાં જે જે સાહિત્યોની જરૂર પડે તે હાજર કરીશ. આપ કયા દેશના રાજકુમાર છો, અને આપનું નામ શું છે. રાજકન્યા કહે હું બેભલસિંહનો રાજકુમાર જયસિંહ નામથી ચિરૂં છું. સચીવ કહે નામદાર આપ હમારા રાજાને આરામ કરી આપો તો, અમો એટલે રાજા સર્વે પ્રજાજન આપના જન્મો જન્મના રૂણી રહીશું. જીવતદાનનો તો બદલો અમો આપવા અશક્ત છીએ. અમારા સર્વેનો આન્ત્રીક આશીર્વાદ આપી આપના રૂણમાંથી છુટવા વિશ્વનાથ પાસે પ્રાર્થના કરીશું, કારણ કે બધી વાતો અને વસ્તુઓના

બદલા શોધતાં મળી શકે છે. પરંતુ જીવતદાન એ મહાદાન કે જેની ગણુના શેષ ભગવાન પણુ કદી નથી આંકી શકયા, તો અમો મૃત્યુ લોકના પામર જીવો છીએ. આવા નીતિ અને વિનયયુક્ત વચનોથી જયસિંહને વધાવી કાશીના સચીવ રાણીવાસમાં તૈયારી કરવા માંડી, રાજકન્યા પોતાના કારભારી તથા ચાર સૈનીક લઇ ઘોડેશ્વાર થઇ રાણીવાસમાં પધાર્યા. ત્યાં એકાંત આવાસમાં ગંગાજળથી સ્નાન કરી પાણીની અંજલી ભરી સૂર્યને અર્ઘ આપ્યો કે હે સવિતા દેવતા, હું સતિ સાધ્વી શિયળવંતીના પદને પામી તેજ પ્રમાણુના વર્તન થી વર્તી હોઉ કે એક વજીર વિના, પુરૂષ નામને ધારણુ કર્યું ન હોય મનોવૃતિ સ્થિર હોય તો કાશી રાજાને પરસાપરસ કરતાં હૃદય-ભાવના પીતા ભ્રાતા તુલ્ય રહેજો. બીજા અર્ઘમાં કહ્યું કે, હે નારાયણુ પરમાત્મા ઉગ્યા આથમ્યાના સાક્ષી તમો છો તેમાં આટલી જીંદગી અતિ સંકટો વેઠી એકજ વ્રત નીભાવી રાખ્યું હોય તો કાશીના રાજા મારા જન્મદાતા પીતાશ્રી સમ દેખાય. એમ કહી ત્રીજો અર્ઘ આપી કહેવા લાગી કે, હે વિશ્વનાથ અનાથના નાથ, હૃદય પ્રેરીક પરમાત્મા મારૂં બીરદ સદાકાળ નિભાવવા સહાનુભૂત થાજો. એમ કહી રાજભુવનમાં આવી, બગલ થેલામાં વીષ્ટાની જુદી જુદી પડી-કીઓ બાંધી હતી. તેમાં થોડી થોડી જુદી પડીકીમાંથી ચપટી ભરી ખરલમાં દવા નાંખી પોતાને હાથે ખરલ કરી તેનો લેપ આખા શરીરમાં કર્યો. એકજ દવા જે પક્ષીની ચરક તેને જુદા જુદા પડીકામાં રાખવાનું કારણુ કે દરદીની શ્રધ્ધા બંધાય છે કે વૈદરાજે જાતજાતની દવાઓને મિશ્રીત કરી દવાના ઉપચારો કર્યા એટલે દરદીને દઢતા બેસી જાય છે કે આવી અકસીર દવાઓથી નિશ્ચય મારૂં દર્દ મટી

જશે. એ પૃથા આજે પણ ચાલુ આપણા જોવામાં આવે છે. રાજ-કન્યા ઉતારે આવી સ્નાન કરી વિશ્વનાથનું પૂજન માનસીક રૂપે કર્યું ને બ્રાહ્મણોને અભિષેક કરવા આમંત્રણ કરી મૃત્યુંજયનો પ્રયોગ શરૂ કરાવ્યો. સાત દિવસ થયા એટલે કાશીરાજાના શરીરમાં ભીંગડા વળવા માંડયા. દરરોજ કાશીરાજાને લેપ કરવા જતાં એકવીશ દીવસ થયા ત્યાં કાશીરાજાની સુવર્ણ જેવી કાયા થઇ ગઇ. એટલે પંડીતોને બોલાવી મૃત્યુંજયના અભિષેકની પૂર્ણાહુતીથી સમાપ્તી કરી સારા ચોઘડીયા મુહૂર્ત લગ્ન, યોગ, કર્ણ વીગેરેના પ્રમાણોથી કચારીમાં જવાનું કર્યું. શહેરની બજાર શણગારી, ધજા પતાકા, વાવટા વિગેરેથી રાજ કચારીની અવનવી શોભા કરી, હાથીઓ સગ્રામો રથ વિગેરેને શણગાર્યાં અગાશીઓને શેરીના નાકા ઉપરથી સ્ત્રીઓ પુષ્પોથી વધાવવા લાગી ને જયધ્વનીના નાદે શહેર ગાજી રહ્યું સૌને જોવામાં આવ્યું, કાશી-રાજા હાથીની અંબાડી ઉપર અને આજુ બાજુ સૈનીકો ઉઘાડી તલવારોથી સ્વામીને સેવા આપી રહ્યા હતા. વરણાગી આખા શહેરમાં ફરી શ્રી વિશ્વનાથના દર્શન કરી કચારીમાં દરબારશ્રી પધાર્યા બ્રાહ્મણો તથા યાચકોને દાન દેવાતા જાય છે. ચારણ, ભાટો, બંદી-જનો રાજયશ ગાવા લાગ્યા. દરબારશ્રીને પંડિતોએ અમૃતાભિષેક કર્યો. સ્વસ્તી વાચકથી વેદવાણીએ રાજને વધાવ્યા.

સહુ કચારીના અમીર ઉમરાવ કારભારીઓ તાજમ ભરી નીચે બેઠા નકીબ પોકાર કરવા લાગ્યા. મહારાજા કાશીરાજાની જય થાઓ આવા માંગલિક ઉત્સવના પ્રસંગને વધાવી ત્યાર પછી જેજેવંતી કે જે પુરૂષના વેશમાં જયસીંહ નામ ધારણ કર્યું હતું. તેને બ્રાહ્મણોદ્વારા રાજ્યભિષેક કરી, રાજતિલક કરાવ્યું અને નકીબ પોકારી રહ્યા કે

કાશીના નવા રાજા જયસિંહની જય થાઓ એમ કહેવા લાગ્યા. શેહેરમાં દુવાઇ ફેરવી અને તરતમાં ઘડીયા લગ્ન કરી આપવા કાશી રાજાએ વિનપ્તી કરી. જયસિંહ કહે મહારાજા હાલ મારે ૭ માસ વિશ્વ-નાથનું પૂજન સ્વહસ્તે કરવું છે જેથી લગ્ન થઇ શકે તેમ નથી. કાશી રાજા કહે ત્યારે ઠીક હું હાલ મણીકર્ણીકાને ઘાટ ઉપર રાણી સહવર્તમાન રહી ઇશ્વર ભજન કરીશ. આપ કહેશો તે વારે લગ્ન કરી આપીશ. કેમકે મારે વાનપ્રસ્થ રૂપમાં રહેવું છે. મહાન જ્ઞાતાઓ કહી ગયા છે કે તપને અંતે રાજ મલે છે, અને રાજને અંતે નર્ક મલે છે, જ્યારે રાજનું પદ મલે છે તેવારે અહંપદ શરીરમાં પેદા થાય છે, રાજાએ નીતિ ન્યાયના વર્તનમાં વર્ત્તી પ્રજા ઉપર સમાન ભાવના રાખવી જોઇએ. વળી અધર્મ અન્યાય મદીરાથી દૂર રહેવું જોઇએ. પરધન, પરસ્ત્રીથી અળગા રહી શિથીળતા બતાવવી જોઇએ, મનુમહારાજના બાંધેલા કાયદાથી ચાલવું જોઇએ, દાન, વીરતા, બ્રહ્મચર્ય એક વચન ને એક પત્ની, જાુઠું બોલવું નહી જે માટે એક કવી કહી ગયેલ છે કેઃ—

છપયચાલ—એહી મતો રજપૂત જાુઠ મૂખ વ્રચન ન બોલે
એહી મતો રજપૂત કાછ પર નાર ન ખોલે
એહી મતો રજપૂત રણસંગ્રામે પૂરે
એહી મતો રજપૂત દાન દેવે ન અધૂરે.
દાન જાુધ સચબોલણા, રણીનતો અબધૂતકો
કીલતાર હાથ તલવાર દે તો એહી મતો રજપૂતકો.

ઉપરના સુત્રો જો રાજામાં હોય તે વારે રાજપદ ધારણ થાય છે કદી તેથી ઉલટ વર્તનમાં વરતાય તો નર્કના પાત્ર થવું પડે છે

જો સદાચારી નૃપતિ હોય તેમાં પરમાત્માની વિભૂતિ રહે છે, જેથી કાશી રાજા કહે મારે ગંગાને ત્રટે જાણે અજાણે થએલા પ્રાયશ્ચિતોથી મુક્ત થવા વાનપ્રસ્થમાં રહી બ્રાહ્મણોદ્વારા ધર્મશાસ્ત્રો શ્રવણ કરવા તથા અધ્યન કરવા આ છેલી જીંદગીને પ્રભુ ભજનમાં ગાળવા વિચાર છે જેથી ત્યાં જાવું છે આપ સુખેથી પ્રૌઢ પ્રતાપી બની પવિત્ર ક્ષેત્રનું રાજ ભોગવો.

કાશી રાજાના વચન શ્રવણ કર્યા પછી જયસિંહ નામ ધારણ કરી રાજની લગામ સંભાળી લીધી, જેજેવતી પુરૂષના વેશથી પ્રજાનું પાલન ને રાજકારોબારીની નીતિ રીતીથી વાકેફ થવા માંડી, કાશી શેહેરમાં પોતે જાતે ફરી સ્થળેસ્થળના અનુભવ લીધા, ગંગાના ત્રટ ઉપરના સ્થાઇ આશ્રમો નજરે જોવા શરૂ કર્યા દરેક આશ્રમમાં જઇ તેનું અનુકરણ કરી વ્યવસ્થા પૂછી તે આશ્રમો પ્રાચીન, અર્વાચીન છે કે નહિ અને તેનો ભોગવટો કોના તરફથી કોણ ખાય છે, એમ પૂછતાં કરવતીઆ પાસે આવી પૂછ્યું, તમે કોણ છો આ આશ્રમ કયા નામથી ઓળખાય છે. કરવતીયા કહે અન્નદાતા આ સ્થળે કરવત અપાય છે અને તે અનાદિકાળનું છે. અમારા વંશજો એ કામ કરે છે, જયસિંહ રાજા કહે કરવત લેવાથી શું થાય છે, શા માટે લેવી પડે તેના જવાબમાં કરવતીયા કહે સાહેબ કોઇએ કોઇનું વિશ્વાસઘાતથી નુકશાન કર્યું હોય, કોઇનું કોઇમાં ચિત લાગી રહ્યું હોય ને તેને મેલાપ થતો ન હોય તો કરવત લીધા પછી બીજે જન્મ તે ધારેલી વસ્તુ મળે છે. એમ આ મૃત્યુ લોકમાં એ નામથી કાશીક્ષેત્ર મહશૂર છે. જયસિંહે જાણ્યું કે અનાદિકાળથી ચાલતી રૂઢીને બંધ ન કરવી, પરંતુ કરવતીયાને કહ્યું

કે, જે કરવત લેવા આવે, તે મારા હાથની ચીઠી લાવે, તે ઉપર મારી મોહોર છાપ જોઇ તમારે આપવી; આ હુકમ પ્રમાણે વર્ત્તન તમારે કરતાં રહેવું. કરવતીયા કહે સાહેબ આવો હુકમ અગાઉ નહોતો. રાજા કહે એ અમારી મરજીનું કામ છે, તમારે તે અમલમાં વર્તવું એ તમારૂં કામ છે.

મહાશયો—સુખ ને દુઃખ આવે ને જાય છે સુખને અંતે દુઃખ ને દુઃખને અંતે સુખ થાય છે. એ ઘટમાળ શ્રી પરમાત્માની ચાલ્યાજ કરે છે. જ્ઞાતા પુરૂષોના વચનમાં કહ્યું છે કેઃ—

દોહરા—સુખ કેડે દુઃખ પામીએ, દુઃખ કેડે સુખ હોય;
સરખા દીન આવે નહિ, હરિ કરે સો હોય.

આ પ્રમાણેમાં શુનતાપૂરમાં રખડતા પેલા છ જણા અલીવાળ ગામમાં ઘણા વખતના સહવાસથી જુના થઇ ગયા એમાં જે ઠાકોરના નામથી ઓળખાતો પુરૂષ કહેવા લાગ્યો કે, ભાઇઓ આપણે આજ ગામમાં ભટકી જીંદગી પૂરી કરીશું કે કેમ ? પાંચે જણ કહે ત્યારે ક્યાં જવું, આપણને જેજેવતી તો મળી નહિ. ઠાકોર કહે એ આપણને આ શેહેરમાં ક્યાંથી મલશે, મને એક આગળની વાત યાદ આવી છે તમે માનો તો થાય, બધાએ કહેવા મંડયા કે તમે કહેશો તેમજ કરશું, બોલો ! ઠાકોર કહે અમારા વડીલો કોઇ કોઇ વખત કહેતા કે "કાશીએ જા કરવત લે" તો ગત વસ્તુ મળે છે. માટે જો આપણે કાશીએ જઇએ ત્યાં જેજેવંતીના નામની કરવત લઇએ, મળે તો ભલા, નહિતર પવિત્રક્ષેત્ર છે, અને મોક્ષનું ધામ કહેવાય છે. કેટલાક લોકો છેલ્લી જીંદગી

એ ક્ષેત્રમાં પાડવી એમ ધારી કાશીમાં નિવાસ કરી રહે છે. દંતન શેઠ કહે હારે હા, મારા બાપા પણ કહેતા હતા માટે ચાલોઃ— એવો મનસુબો બાંધી છએ જણા કાશીને રસ્તે ચાલવા મંડયા. જ્યાં શહેર પાટણ કે ગામ આવે ત્યાં અલી અલી કરતા દાણા માગી આવે ને નિર્વાહ કરવા લાગ્યા જ્યાં જાય છે તે ગામના લોકો ગાંડાનું ટોળું આવ્યું એમ કહી જોવાને મળે છે. એમ કરતાં સાત માસ થયા ત્યાં કાશીક્ષેત્ર આવ્યું ત્યાં ગંગાને કાંઠે જઇ ગામ લોકોને પૂછવા લાગ્યા કે ભાઇ આ શેહેરમાં ઉતારો કરવા ધર્મશાળા છે? પૂરવાસી કહે હા ભાઇ આંહી તો ધર્મશાળાઓ ઘણી છે, ત્યારે ગંગાના કાંઠાને નજીક હોય એવી ધર્મશાળા બતાવશો. સૌ કહેવા લાગ્યા કે તમારી સામે પેલી મોટા ચોગાનમાં લીંબડાના વૃક્ષવાળી દેખાય છે ત્યાં જાઓ, ત્યાં ઉતારાની બધી સગવડ છે. ગંગાસ્નાન પણ નજીક છે. એ સાંભળી છ જણા ધર્મશાળામાં આવી ઉતારો કર્યો, ને અરસ પરસ કહેવા લાગ્યા કે હવે આપણે છએ જણા સાથે કરવત લેવા જાશું તો બખેડો થાશે. જેથી એક એક જણ એક એક દિવસે જઇએ સૌને એ વાત ગમી ને કહેવા મંડયા કે બહુ સારૂ, પણ પેહેલો કોણ જાશે, કેમકે આમાં તો મરવા જાવું છે. બધાએ એકી અવાજે બોલ્યા કે પેહેલો ધુતારો જાય કેમકે તે રાજકન્યા ધુતારા સાથે હતી માટે લે ધુતારા તારો પેહેલો નંબર ઠર્યો છે. ધુતારો કહે ઠીક છે તમે પંચ ઠરાવો તે કબુલ છે. મરવામાં મારો પહેલો નંબર ને જે દિવસે પરણવું હતું તે દિવસે મારો છેલ્લો નંબર રાખ્યો હતો, તો પણ હું તૈયાર છું. ફક્ત તેમાં એટલી વાત છે કે હું મરવા જાઊં છું તેમાં જો મને રાજકન્યા મલશે તો તે મારી થાસે પછી તેમાં ભાગ માગશો

નહિ ને હું આપીશ પણ નહિ. સૌએ કબુલત આપી એટલે ધુતારો કરવત લેવા ગંગાજીને ઘાટે કરવતીયા પાસે આવ્યો ને કહેવા લાગ્યો કે ભાઇ કરવતીઆ કરવત આપો, કરવત દેવાવાળા કહે કોના નામની, ધુતારો કહે જેજેવતીના નામની, ઠીક તમે જાઓ હાલ નવા રાજા જયસિંહ છે તેમના હાથની ચીઠી લઇ આવ, ધુતારો કચારીનો માર્ગ પૂછતો રાજકચેરીએ પોહોંચી આવ્યો, કચારીમાં દરબાર એકડા ઠઠ ભરાએલો જોઇ જમીનને હાથ અડાડી તાજમ ભરીને કહેવા લાગ્યો કે નવા રાજાની ઘણી ખમા. જેજેવતી પુરૂષના સ્વાંગમાં જયસિંહ નામથી તખ્ત ઉપર બેઠેલ તે તરત ઓળખી ગઇ, ને કહેવા લાગી કે કેમ ધુતારા તું આંહી કયાંથી આવ્યો. ધુતારો કહે રાજાસાહેબ મને ઓળખી ગયા એમ જાણી શરમાઇ ગયો, ને બોલ્યો નાથ હું કરવત લેવા આવ્યો છું, માટે આપ ચીઠી આપો. રાજા કહે કોના નામની. ધુતારો બોલ્યો નાથ જેજેવતીના નામની. વળી સાહેબ એ રાજકન્યા મને લૂટી ગઇ છે. મારો અઢી રૂપિઆનો દુપ્પટો લઈ ગઇ છે, વળી મારે તેનાથી લગ્ન કરવા છે. એ સાંભળી જેજેવતી હસવા લાગી કે મૂર્ખા જીવતાં તું શોધી શોધી થાકયો તેમાં મલી નહિ, તો મૂવા પછી મલશે ખરી કે? એલા પાગલ મુવા પછી કોઇ કોઇને મલતુંજ નથી માટે નાહક મરીશ નહિ, તને કાશીરાજા તારો દુપ્પટો આપશે ને તને પરણાવી આપશે, તો કેમ, ધુતારો ઘણો ખુશી થયો, કે તો સાહેબ મારે મરવું નથી. ત્યારે જા દરબારગઢની દોઢીમાં બેસ, તને પોશાક મળશે. બીજી છડી રૂપાની મલશે, જેથી છડીદાર થઇ બેઠો રહેજે. જયસિંહ રાજાએ પોશાગ મંગાવી ધુતારાની લંગોટી કઢાવી પેહેરાવ્યા. ને ડોઢીમાં ઉભો રાખ્યો, બીજે દિવસે, ત્રણ જણા ખાપરો, કોડીયો,

ને કાણીઓ મળી કરવત લેવાને ચાલ્યા. રસ્તામાં કહેવા લાગ્યા આપણે જુદા પડવું નથી, એવા વિચાર કરતા કરવતીયા પાસે આવ્યા, કરવતીઆ કરવત આપો, કરવતીયા કહે કોના નામની, ત્રણ જણા કહે જેજેવતીના નામની, કરવતીઆ વિસ્મય પામ્યા કે એકના નામની કરવત લેવામાં તમે હજી કેટલાક છો. ત્રણ જણા કહે હજુ બે જણ બાકી છે. ઠીક છે ભાઇ તમે નવા રાજાની ચીઠી લાવો. ત્રણે જણા દરબારમાં ચીઠી લેવા ગયા. ત્યાં દરબારગઢની ડોઢીમાં આવ્યા કે ધુતારો આડો ફરી ગયો ને મરોળમાં કહે ઉભા રહો મને સલામ ભરતા જાઓ, ખાપરો કોડીઓ કહે ધુતારા તરતમાં મૂવા પછી જીવતાં થવાય છે? ધુતારો કહે ના, એતો હું જ જીવતો થયો, તમે નહિ થાઓ, બાઇડાને (બંદાને) અઢી રૂપિઆનો દુપ્પટો મલશે ને વળી મારા લગન પણ થાશે, હવે તમને ભાગ નહી આપું. ત્રણ જણા કહે અમારે ભાગ જોતો નથી. ધુતારો કહે મને સલામી ભરી કચારીમાં જાઓ. ખાપરો કહે લેને તને સલામ ભરી, હવે જાવા દેજે, એમ કહી રાજકચારીમાં આવ્યા ને કહેવા લાગ્યા કે જે થાઓ નવા રાજાની જય થાઓ, રાજકન્યા ત્રણને ઓળખી ગઇ ને બોલાવી કહેવા લાગી કે એલા ખાપરા, કોડીયા કેમ છો, ત્રણ જણા શરમાઇ ગયા કે આપણને કયાંથી ઓળખ્યા હશે. રાજકન્યા કહે કેમ આવ્યા છો. ત્રણ જણા કહે કરવતની ચીઠી આપો, રાજા કહે કોના નામની, ત્રણે કહે જેજેવતીના નામની આપો. કાશી રાજા કહે તમારે શા માટે કરવત લેવી પડે છે? ખાપરો કહે અમને ત્રણને લૂટી લાખુનો માલ લઇ બાવા બનાવી ગઇ છે. જેથી સાહેબ આ ભવમાં અમને રખડાવ્યા બીજા ભવમાં મલવા કરવત લેવી પડે છે, જેથી ચીઠી આપવા

કૃપા કરશો. જયસિંહ કહે ભાઇ તમે સમજો છો ખરા કે આ ભવમાં તે તમને ન મલી તો મુવા પછી કોઇ કોઇને મલતુંજ નથી. એવી વાતો ગલત કહેવાય છે. માટે તમારો જેટલો માલ લઇ ગએલ છે તે માલ તમને અમે આપશું. નાહકના શા માટે અમુલ્ય મનુષ્ય દેહ બળાત્કારે ગુમાવી આપો છો. ખાપરો કહે તો અમારે મરવું નથી. એવા વચન કહ્યા. એટલે રાજાએ પોશાક મંગાવી પેહેરાવ્યો ને કહ્યું કે તમે પેલા ધુતારા પાસે જઇ બેસો.

ત્રીજે દહાડે દંતન શેઠ વહાણુવટી આવ્યો, કરવતીઆ પાસે કરવત માગી તેમણે નવા રાજાની ચીઠી લેવા મોકલ્યો. શેઠ ડોઢી આગળ આવ્યો ત્યાં ધુતારો, ખાપરો કોડીઓ જે પોતાના સંગાતી હતા તેને દીઠા. ધુતારો કહે ઉભો રહે મને સલામ લેતો જા. શેઠ કહે એલા તરત મરીને પાછું જીવતુ થવાય છે, આ તો ભારી કહેવાય. ધુતારો કહે અમે જીવતા થયા તમે નહિ થાઓ. શેઠ કહે મારા દીકરા તમે જીવતા થયા ને હું કેમ ન થાઉં. ધુતારો કહે બંદાને તો દુપ્પટો મળશે ને વીવાહ પણ થાશે. શેઠ કહે વીવાહ તો નથી જોતા. ધુતારો કહે મને તાજમ ભરી ઉપર કચારીમાં જા, શેઠ કચારીમાં આવી નવા રાજાની જય થાઓ એમ કહી સાહેબ ચીઠી આપવા કૃપા કરો. શેઠના વચન સાંભળી જેજેવતી કહેવા લાગી કે કેમ દંતન શેઠ તમે ક્યાં હતા, તમે તો વહાણુવટી લાગો છો વખતે શેઠ બની જાઓ ને વખત ઉપર બીગારી પણ બની જાઓ છો, આવા વચન સાંભળી શેઠ ઝાંખો પડી ગયો, કે મને જેજેવતી બીગારી કહેતી હતી ને આ રાજા સાહેબને કોણે કહ્યું હશે, કદી ઓળખાણ ન હોય તો પણ

તેને શેઠ કહેવાય છે. બીગારી નામ હું ને જેજેવતી જાણીએ તે બીજાને માલમ નથી, જેથી શરમાઇ નીચું જોઇ રહ્યો. કાશીરાજા કહે શેઠજી તમારે કોના નામની કરવત લેવી છે. શેઠ કહે જેજેવતીના નામની. રાજા કહે જેજેવતી એ એક રાજકન્યા તેના ઉપર તમે આવડા લુબ્ધ થઇ ગયા છો, શેઠ કહે દરબાર સાહેબ, એ રાજકન્યાને મારે પરણવાની મરજી હતી, તેમાં તેણે મને બોજો ઉપડાવી બેગારી કર્યો. મને કેફી વસ્તુ ખવરાવી રાતમાંજ ભાગી ગઇ, અને મારા સાત વાહાણુ લેતી ગઇ. જેથી હું કાચા દાણા ફાકીને એની પાછળ બાવો બની ગયો છું; માટે કરવતની ચિઠ્ઠી આપવા મહેરબાની કરશો. રાજા કહે, શેઠજી, તમારી અવસ્થા પરણવાની છે નહિ, દુનિયા તમને મૂર્ખ કહેશે. અવસ્થાને જે રૂચતું નથી, જેનો અણગમો થાય છે તેવું અછાજતું કામ તમારા સાહુકારનાં નામને કલંક લગાડે એવું છે. માટે તમારા વહાણુની કિંમત તથા માલની કીંમત કાશીરાજા જયસિંહ તમને આપશે. માટે શા માટે મરવું પડે છે! તમે ભુજગર છો એટલે વિચાર કરો કે મરવા પછી કોઇ કોઇને ભેળું થતું નથી.

કહેવત છે કે "અધબૂરી અધવાલ, ઓધડ ઘર આપે નહિ
મુવા કેડે માર ગોલણુ લઇ ગાડાં ભરે"

ઉપરના સુત્રાનુસાર મરણ પછી શું થાય છે એ કોઇનાં જાણ્યામાં આવતું નથી. માટે જઇફ ઉમરના પુરૂષોની વિષય તૃષ્ણા મટી જતી નથી, તો બીજાનો શો દોષ ગણવો! પરસ્ત્રીના પંજામાં પડેલા કોઇ પણ નર કુશળતા પામ્યા નથી, માટે શેઠજી કપડાં પહેરી લ્યો અને

કચેરીમાં બેસી જાઓ. તમારું સર્વસ્વ રાજા આપી દેશે. એટલે દંતન શેઠ રાજી થયો ને કપડાં પહેરી કચેરીમાં બેસી ગયો.

ચોથો દિવસ થયો તેવારે ફુલસંગ વજીર લંગોટીભર કરવત લેવા આવ્યો. કરવતીઆએ નવા રાજાની ચિઠ્ઠી લેવા કચેરીમાં મોકલ્યો. દોઢીને દરવાજે જ્યાં આવે છે ત્યાં ધુતારો કહે ઠાકોર, ઉભા રહો અને સલામ ભરીને જાઓ. વજીર વિસ્મય થયો કે આ તો બધા જીવતા બેઠા છે.

આમ કરવત લેવાતી હશે કે ! એવા વિચારથી કચેરીમાં આવ્યો. તેની અગાઉ કાશીરાજાએ કારભારીને કહી આપેલ કે હવે પછી જે કરવત લેવા આવે તે માણસને તાજમ ભરવા દેવી નહિ. અને રાજાની જય થાય એમ પણ બોલવા આપશો નહિ એમ કહી મોખરા ઉપર ચોકી બેસાડી દીધી. વજીર આવ્યા કે તરતજ ઉપરની હકીકતથી વાકેફ કરી બોલતા બંધ રાખ્યા. વજીર કહે સાહેબ, મારે કરવતની ચીઠ્ઠી લેવી છે. ચોકીદાર કહે દરબારશ્રી રાણીવાસમાં પધાર્યા છે, માટે તમે મુંગે મોઢે કચેરીમાં ઉભા રહેજો. આ હુકમ સાંભળી વજીર લંગોટીભર કચેરીમાં ઉભો રહ્યો. નીચું જોઇ જમીન ખોતરવા લાગ્યો અને મન સાથે કહેવા લાગ્યો કે વાહ ! પરમાત્મા ! હું રાજબીજ કે જેને લંગોટીભર ઊભવાનો સમય આવ્યો. નસીબજોગે રાજા રાણીવાસમાં પધાર્યા, હવે તો આવે ત્યાં સુધી ઊભા રહેવું પડશે. આ તરફ રાણીવાસમાં રાજકન્યા પુરૂષના પોષાક ઊતારી સ્રીના સ્વાંગ પહેરી લીધા ને દાસીને બોલાવી એક થાળમાં વજીરને પહેરવા માટે કપડાં રાખ્યાં અને બીજા થાળમાં દાગીના અને હમેલ રાખી, ત્રીજા થાળમાં હથિયાર રાખ્યાં જેમાં

કટાર ઉપર રાખી કેમકે કટાર ઉપર ફુલસંગ વજીરનું નામ લખેલું હતું. એમ ત્રણ દાસીઓને થાળ હાથમાં આપી ભલામણ કરી કે કરવત લેવા આવનાર પુરૂષને ખાત્રીબંધ તેનું નામ પૂછી જોજો. તે કહે કે મારૂં નામ ફુલસંગ વજીર છે તો પંડીતનાં હાથથી રાજ-તિલક કરાવી સિંહાસને બેસાડી દેજો. ખરૂં નામ આપ્યા વિના જાવા દેશો નહિ અને કરવતની ચિઠ્ઠી નહિ મળે એમ કહેજો. ઉપરના નામથી કાશીનગરમાં તેની દુહાઇ ફેરવજો. એ ખબર કારભારીને દાસી સાથે મોકલ્યા તેની સાથે તે પુરૂષને આ ચિઠ્ઠી વાંચવા આપજો. ચીઠ્ઠીની સમસ્યા,

દોહરા—પેટવડીયા ચાકર થઇ, ભાગ્યે બન્યા વજીર
સાંઢ ખરીદી સુલક્ષણા, પરવશ કર્યા શરીર
પત્થરપર સમસ્યા લખી, કામની કર્યા કરાર
રાજ્યાસનની શરતથી, મંગલ વર્તુ ચાર
સિંહાસન સ્વીકારવા, વિનવે વનિતા વાણ
કટારી કમરે શોભાવશો, નામના ગણી એંધાણ.

ઉપરની સમસ્યાની ચીઠ્ઠી દાસીના હાથમાં આપી કે આ ચીઠ્ઠી જેને રાજનું તિલક આપે તેને આપજો. આ પ્રમાણે સાહીત્યોથી કચેરીમાં દાસીઓને વિદાય કરી. દાસીએ એકાંતમાં કારભારીને બોલાવી રાજકન્યાનાં વેચનો કહી સંભળાવ્યા. કારભારી વજીરને કહે કે, ભાઇ, તમારૂં નામ શું છે? વજીર કહે "મારૂં નામ ઠાકોર છે" સચીવ કહે, દરબાર, સાચું જે નામ હોય તે કહો નહિતર તમને કરવતની ચિઠ્ઠી નહિ મળે. દાસીના હાથમાં ચીઠ્ઠી દીઠી એટલે વજીરે જાણ્યું,

કે કરવતની ચીઠ્ઠી તો આપી છે પણ ખરૂં નામ દઇશ ત્યારેજ આપશે, માટે નામ આપવું પડશે. તેમ કરવતની ચીઠ્ઠી પણ લેવી પડશે. મરી ગયા પછી આંહી કોણ મને ઓળખે છે; એમ જાણી વજીર કહે કારભારી સાહેબ, મારૂં ખરૂં નામ ફુલસંગ વજીર છે. સચીવે પંડીતને તૈયાર રાખ્યા હતા એટલે તરતજ પંડીતજીએ આવી રાજતિલક કર્યું અને નકીબને ભલામણ આપી કે ફુલસંગજીની જયધ્વની બોલાવો. નકીબ પોકારવા લાગ્યા. વજીરને સચીવ કહે કે તમને કાશીનું રાજ્ય આપીયે છીએ માટે આ કપડાં પહેરી લ્યો, હથીયાર સજી લ્યો. અને તખ્ત ઉપર પધારો. વજીરે રાજનાં પોષાક પહેરી, હથીયાર ધારણ કરી કટારમાં પોતાનું નામ વાંચ્યું, ત્યાં દાસીએ ચીઠ્ઠી હાથમાં આપી, તે ચીઠ્ઠીની સમસ્યા વાંચી વજીર વિસ્મય થયો કે આ શું ? આ ચીઠ્ઠી રાજકન્યા જેજેવંતીના હાથની લાગે છે આ નગર કાશીરાજા જયસીંગનું છે. આમ શંકાશીલ થાતાં રાજપદને સ્વીકારી તખ્ત ઉપર બીરાજ્યા. સૌ ઉમરાવો તાજમ ભરીને બેસી ગયા, ત્યાં ધુતારો તાજમ ભરવા આવ્યો, એટલે ઓળખ્યો કે આ કોણ, અમારા સાથે ઠાકોર હતો તે રાજા થયો ! ત્યાં નકીબનો પોકાર સાંભળી ધુતારાનું શરિર ધ્રુજવા લાગ્યું, કે જે વખતે રાજકન્યા પોતાના મોહોલ પરથી સાંઢ પર આવી તે વખતે બોલી હતી કે ફુલસંગ વજીર તાકીદ કરો. માટે આજ પુરૂષ અને એની સંગાતે જાવા જેજેવંતી તૈયાર હતી માટે હવે શું થાશે ? ખાપરા, કોડીયા, કાળીયાને કહેવા લાગ્યો કે આપણે બધા મૂવા છીએ. આ માણસ જે આપણા ભેળો ઠાકોર હતો તેજ આ રાજા થયો છે અને જેજેવંતી એની સ્ત્રી હતી માટે આપણા બૂરા હાલ થશે. એમ કહી હોઢીમાં ચારે જણા કંપવા લાગ્યા. ત્યાં દંતન શેઠ આવ્યો. અને તેને

પણ હકીકત કહી સંભાળી. એ પણ વિસ્મય પામ્યો. હવે આપણે પાંચે જણાને ઊગરવાનો એક પણ ઉપાય નથી આપણા કર્મો આપણેજ ભોગવવા પડશે.

આણી તરફ કચેરી બરખાસ્તનો સમય થયો. અને રાણીવાસમાંથી રાજા ફુલસંગ વજીરને દાસી બોલાવવા આવી. દરબારશ્રી રાણીવાસમાં પધાર્યા ત્યાં રસોઇ તૈયાર હતી. ભોજનનાં થાળ પીરસાણા સુવર્ણનાં બાજોટ ઢાળ્યાં. ગંગોદક જલની ઝારીઓ પાસે ભરી રાખી. દરબારશ્રી બાજોટ પર બીરાજ્યા. ત્યાં વઘાર્યાં, ધૂંગાર્યાં, ખારાં ખાટાં, તીખાં તમતમાં, મોળા મીઠા, જાતજાતનાં પકવાનો અને શાકભાજીઓ પીરસવાને રાજકન્યા જેજેવંતી નવાનવા શણગારોથી પીરસવાને આવી. ઘડીઘડીનાં શણગારો બદલાવવા માંડી. આ તમાસો વિચિત્ર ભરેલો જોવામાં આવ્યો કે રાણીવાસમાં આટલી બધી રાણીઓ હશે કે શું ? એક એક સ્ત્રી એક એક વસ્તુ પીરસી જાય છે. આવા વિચારમાં પડયો. અજાણ્યો જેથી પૂછવા હિંમત ચાલી નહિ. પૂરણ બત્રીશ ખાજલીઆળો થાળ પીરસાઇ ગયો એટલે દાસીઓ આવી પંખો કરવા મંડી, સાથે કહેતી જાય છે કે ગરીબ પરવર, ખમ્મા અન્નદાતા, પ્રસાદ લ્યો. તે વારે રાજા કહે છે કે દાસી, આ ભોજન મને કોણ જમાડે છે ? તમે જાણતી હો, તો તે મને કહો કે મારાથી આ ભોજન થઇ શકે તેમ નથી. કેમકે મારે બીરદ છે, તે એ કે મને તે જેજેવંતી નામની રાજકન્યા પોતાના સ્વહસ્તે પાંચ ગ્રાસ મૂખમાં આપે ત્યારેજ મારાથી જમણ જમાય, વળી હું વનવાસી છું જેથી અન્નનો આહાર કરતો નથી, ફળફળાદિકથી ગુજરાન કરી પેટને પોષણ આપું છું. દાસીએ આ બીના રાણીવાસમાં કહી સંભળાવી.

દરબારશ્રીના સ્નેહાધિન વચનો દાસીના મુખથી સાંભળી જેજે-વંતીનાં નેત્રમાંથી અશ્રુની ધારા પડવા લાગી. ને ગળગળી થઇ ગઇ. અને નવિન શણગારથી સામે આવી નમન કરી કહેવા લાગી, કે નાથ, ભોજન કરો. હું પોતે જેજેવંતી છું તમને કાશીનું રાજ્ય મેં આપ્યું છે. મારો તમારા સાથે સગપણનાં જોડાણ વખતે કરાર હતો કે આપને રાજ્યપદ આપી છત્રપતિ કરીશ, ત્યારેજ ચાર મંગલ વર્તીશ. આ પ્રસંગ આજે પરમાત્માએ મેળવી આપ્યો છે.

દોહરાઃ—હસત થંભા થંભલી, ખેલણ લગી ખાટ,
સોહી સાજન ઘર આવીયા, જેની જોતા વાટ,
ફુલે સેજું બીછાવીએ, અત્તર છાંટી ઠાઠ,
સોહી વાલમ ઘર પધારીયા, જેની જોતા વાટ.

આ સૂત્રનાં આનંદથી મારી લીધેલી પ્રતિજ્ઞાના રૂણમાંથી પરમાત્માએ આજે મને મૂકત કરી છે. આપનાં જીવ અને પ્રેમને ખાતર વળી સંબંધના જોડાણ વખતે આપના મોઢામાંથી નીકળેલા નિર્માલ્ય વચનોને લીધે મેં આપની સાથેનાં સંગતીઓને બાવા બનાવી તેમની આલાદ લઇ લીધી એ ફકત આપના નીકટ સંબંધ ખાતર. તમારા નીકળેલા વચનો પૈકી "હું સાંતીનો જમીદાર છું રાજ વૈભવના રંગ નથી ભાઇયોનાં જુથ નથી" એવાં વચનો સાંભળી હું મારા આન્ત્રીક હૃદયમાં બંધાણી હતી. આવા બીરદશાળી વિનય વચનોથી ફુલસંગનાં નેત્રમાં અશ્રુ પડવા લાગ્યાં. કે ધન્ય છે વીરબાળા, તેં તારી જનુનીના ઉદરને દીપાવી જંગલનાં અપાર દુઃખોની ભોકતા બની, છેવટે મને તખ્તસિન કરી ભાગ્ય-

આળી બનાવ્યો. આ તમારા સદ્દકૃત્યોથી હું જનમો જનમનો રૂણી છું. કેમકે તમારા જેવી કૂળવંતી શીયળવંતી અને વચનપાળક આવી રાજકન્યા બીરદ નીભાવવાવાળી આપણા ક્ષત્રી રાજકૂળોમાં તો તમે એકજ છો. એમ મારૂ મન પોકારી કહેવા ખાત્રી આપે છે.

આવા અરસપરસનાં પ્રેમનાં વાકયોથી ફુલસંગ વજીરને જેજેવંતી મળ્યા. અને એકાંત આવાસમાં જઇ બન્નેએ ફળાહાર કર્યો. એક બીજા ઉપર વીતેલી વાતોને જાહેરમાં મૂકી ખબર અંતર પૂછી. એમ બન્ને જણા સાંત્વનામાં આવ્યા. એટલે રાજકન્યા કહે દાસી તું જા. આપણા કારભારીને ખબર આપી આવ કે પેલા પાંચ જણા જે કરવત લેવા આવેલા છે તેને અહિંથી રજા વિના જવા દેશો નહિ. અને તેના ઉપર દેખરેખને માટે ખાનગી ચોકી રાખજો, કે ક્યાંય પણ ભાગી જવા પામે નહિ. જેજેવંતી કહે, પ્રાણનાથ, હજી મારા ને તમારા લગ્ન થયેલા નથી. તેમ તમારા માટે કેરલપુર પાટણનાં રાજા અજીતસીંગની કુંવરી વિમળાએ મને વરવા પ્રતિજ્ઞા લીધી કેમકે તે વખતે મેં પુરૂષનો વેષ લીધો હતો જેથી મેં તે રાજકન્યાને વચન આપ્યું છે કે મારા પતિની સાથે તારા લગ્ન કરી આપીશ અને ત્યાર પછીજ હું પરણીશ માટે આપણા શીરબંધીઓને મોકલી પાટણથી રાણીવાસ સહિત અજીતસીંગને બોલાવી લ્યો. બીજી તરફ મારા માવિત્ર આભાપુરીનાં એભલસીંગ, તથા તેની રાજકચેરી, રાણીવાસ સર્વેને બોલાવી આવવા સચીવને મોકલી આપો. અને પાંચ શીરબંધી, એક બારોટ, તૈયાર કરી કનોજપતિ સમરસિંગને ખબર આપો કે જેજેવંતી આભાપૂરી રાજાની કુંવરી કાશી નગરમાં છે માટે આ ચીઠ્ઠી વાંચી આપની સ્વારીનું આગમન અત્રે થવા જીજ્ઞાસા

બતાવે છે. વળી પ્રાણનાથ કનોજના રાજકુંવર અત્રે આવશે. એ વિશે જરા પણ શંકા ભેદ રાખશો નહિ. પરંતુ એ રાજકુમાર શુદ્ધ રાજબીજ હશે તો મારે શરણે થાશે. તેમ કુકર્મનાં કરનાર આપણને આ દરજ્જે પહોંચાડનાર બારોટ વિષેની મારી પ્રતિજ્ઞા પૂરી પાડવી છે. જેથી આપ કશી પણ ભ્રાંતિ રાખશો નહિ. આની તરફ જેજેવંતીને ફુલસંગ વજીર એકાંત ભુવનમાં પોતાના ખાનગી મંડળને બોલાવી પહેલા પાંચ જણાને તેડાવ્યા, પાંચ જણા આવ્યા, કે જેજેવંતીને ઓળખી ગયા. અને એક બીજા સામે જોઇ કહેવા લાગ્યા કે અરેરે! આતો આપણને બાવા બનાવી દીધા હતા તેજ રાજકન્યા? ધુતારો થરથર ધ્રુજતો કહે, સાહેબ, આ છડી લઇ લ્યો મારે મારા દેશમાં જવું છે. મેં તમને કહ્યું નહોતું પણ તમે આપે બોલાવી કહ્યું કે ચાલો તે વારે મેં સાંઢ ચલાવી દીધી એમાં મારી કસુર કાંઇ નથી. ખાપરો, કોડીયો, અને કાળીયો કહેવા લાગ્યા કે અમારો વાંક નથી. આ ધૂતારો તમને લઇ જાતો હતો અમે તો જેમ જંગલમાં લૂંટફાટ કરતા હતા તેમજ ધૂતારાને લૂંટી લેવા વિચાર કર્યો હતો. શેઠ કહે છે કે મને તમે પોટલો ઉપડાવ્યો હતો ને મને બેગારી કહેતા હતા. હવે મને તમે રજા આપો મારા વહાણ ગયા નથી. મારે જરૂરનું કામ છે એમ કહી કાલો થતો જેજેવંતીને પગે લાગવા માંડયો. ધુતારો કહે મારો દુપટો ગયો નથી. તેમ મારે પરણવું પણ નથી જેથી મને રજા આપો મારે ઘેર જાવું છે. અહા પાંચે જણા કાંગારોળ કરવા મંડયા. રાજકન્યા કહે ઉભા રહો, ખબરદાર, તમોને એકને રજા નથી પોતાના ખાનગી ખજાનચીને બોલાવી લુંટનો માલ અને તેની કિંમતનું જે વ્યાજ થાય તે

ગણાવી હિસાબ પ્રમાણે નાણા આપી દીધા. કહ્યું કે એલા તમે લુંટ કરો છો તે કોના માટે? અનર્થનું પાપ ક્યારે છુટી જશે. ભલા આદમી, પોતાની બાહુબળને પસીનાની કમાણી ભલી થાય છે. પારકી થાપણ કે નાણાં વિગેરે પચાવી પાડનારને દશ વર્ષ ભોકતાનું પદ મળે છે. બાર વર્ષે જીંદગી સમૂળું ધન ચાલ્યું જાય છે. માટે પરધન, પરસ્ત્રી, અને પરનીંદા એ મનુષ્યની જીંદગીને બરબાદ કરી રૈરવ નર્કમાં લઇ જાય છે એવીજ રીતે દંતન શેઠના વહાણની કીંમત તેમાં ભરેલા માલનાં નાણા તથા જેટલા વર્ષો થયાં તેનું બ્યાજ એ સર્વે હિસાબ કરાવી આપી દીધા. અને નગરશેઠને જેજેવંતી કહેવા લાગી કે શેઠજી, તમે તો વૃદ્ધ માણસ છો તો પણ મારે તમને કહેવું પડે છે કે છેલ્લી ઉમરનાં પુરૂષને વિષયનો સ્વાદ તજી પરમાત્મામાં ચીત્ત જોડવું જોઇયે વિષય એ નર્કની ખાણ છે. પરમેશ્વરે તમને પુત્ર પરીવાર, ધન, આબરૂ, અને આરોગ્યતા વિગેરે પાંચ જાતના સુખો બક્ષીસ આપ્યાં છે તે છતાં તેનો ઉપયોગ ન કરતાં ગેરરસ્તે વર્તન કરવા લાગ્યા.

જેનું પરિણામ તમે નજરે જોયું છે અને ભોગવ્યું છે. જેથી શિક્ષણ તમને આપું છુ કે હવે પછી આવા દુષ્ટ આચરણોથી ન્યારા રહેવા મારી ખાસ ભલામણ છે તમારા પુત્રોને પણ ઉપરની વાતોનું દરરોજ શિક્ષણ આપતા રહેજો એમ કહી ચારે જણાને રાજકન્યાએ નમન કરી રસ્તાની ખર્ચી આપી પોષાક પહેરવા વિદાય કર્યા. ધુતારાને છડીદારનું પદ આપી દોઢીમાં રહેવાનું ફરમાન કરી ખાનગી કચેરી વસર્જન કરી.

હવે કેરલપુરથી અજીતસીંગ રાણીવાસ સાથે લઇ કાશી નગર આવી પહોંચ્યા અને ત્યાં વાજતે ગાજતે માંગલીક ઉત્સવ ફુલસંગ અને વિમળા બન્નેનાં લગ્ન કરી આપ્યા. અજીતસીંગ પોતાની સ્વારી સહીત ગંગા કાંઠે પડાવ કરી વિશ્વનાથનાં દર્શન કરવા રોકાઇ રહયા. કેમકે જેજેવંતીએ કનોજનાં રાજકુંવરને તેડાવ્યા હતા. તેમાં કદી કનોજપતિ કોઇ પણ વાતે ન માને ને લડાઇની માગણી કરે તો અજીતસીંગ મદદમાં રહે. એટલા માટે રોકી રાખ્યા હતા. થોડા દીવસ પછી આભાપૂરીથી એભલસીંગ રાજા રાણીવાસ સાથે પૂત્રીના ખબર સાંભળી કાશી આવવા રસ્તે પડયા. રાજના અમલદારે કનોજનાં રાજકુમાર સમરસીંગને આભાપૂરી આવી ચીઠ્ઠી આપીને વંચાવી કે કાશીમાં જેજેવંતી રાજકન્યા આપને બોલાવે છે. એ ખબર સાંભળતાં સમરસીંગ પોતાના સૈનીકોને સાથે લઇ રાજના બારોટ ભેળા કાશી નગર આવી પહોંચ્યા. ગંગાને તીર, તંબુ, ડેરા, વાવટા, મુકી રણસંગ્રામનાં મોરચાની તૈયારી કરવા માંડી. એક તરફથી કાશી રાજાની કચેરીમાં પત્ર લખી દૂતને મોકલ્યો અને કહાવ્યું કે રાજકન્યા તમારા રાજમાં હોય તો કનોજનાં ધણી સમરસીંગને સોંપી આપો એવા ખબર મોકલ્યા. કાશી રાજાની કચેરીમાં દૂતે કાગળ આપી વંચાવ્યો. ફુલસંગ કાગળ લઇ રાણી જેજેવંતીને પત્ર વંચાવી કહ્યું કે, તમને શરણે થવા માગણી કરે છે. રાજકન્યા કહે કાંઇ ફિકર નહિ. ખુશીથી હું જવા તૈયાર છું. વજીરને કહ્યું કે હું ચાર દાસીઓ તથા સાત સીરબંધી લઇ જાઉં છું. તમારે

સમરસીંગના તંબુની ચારે બાજુ સૈનીકો ગોઠવી રાખવા જ્યારે ભળવાનો વખત નજરે જોવામાં આવે ત્યારે પૂછવા વાટ જોવી નહિ અને લડાઇ શરૂ કરી દેવી. બનતી મહેનતે તેમ થવા સંભવ નથી એમ વજીરને સમજાવી. ચરણીયાનો કાછોટો વારી, સાડીને આડશી ભીડી ખુલ્લી તલવાર લઇ ચારે દાસીઓને કહી રાખ્યું કે તમે ત્રણ જણી મારે સાથે આવજો અને એક દાસીને કહ્યું કે તારે કાશી રાજાની બે કન્યા જયા ને વિજયા બન્નેને શણુગાર પહેરાવી બન્નેના હાથમાં વરમાળ આપી કનોજપતિનાં તંબુ પાસે તૈયાર રાખજે. હું કહું તે વારે અંદર આવી એ બન્નેને સમરસીંગનાં ગળામાં વરમાળા પહેરાવી દેવા સમસ્યાથી તું કહી આપજે તેમાં વિલંબ થવા દઇશ નહિ, આટલું કહી રાજકન્યા કનોજપતિનાં તંબુમાં જવા પહેરેગીરોને ખબર આપ્યા. પહેરગીરોએ રાજાની આજ્ઞા લઇ પધારવા કહયું. તંબુમાં રાજા સમરસીંગને બારોટ તથા કારભારી એમ ત્રણ જણા હતા ત્યાં રાજકન્યા આવી! ને દરબારશ્રીથી તે દશ કદમ દૂર ઉભી રહી દાસીઓએ શીર નમાવ્યા. રાજકન્યાએ નમન કર્યું નહિં. બારોટે કહ્યું કે જુઓ, સાહેબ, કેવી અડગ થઇ ઉભી છે! કેટલો વીરબાળાનો ક્ષત્રિવટ છે! એ સમેય રાજા ઘણાં વખતનો હેરાન થયેલો જેથી ક્રોધમાં હતો. પણ રાજકન્યાનાં ક્ષાત્રવટને જોઇ આ વખતે ખુશી થયો અને કહેવા લાગ્યો કે વાહ રાજબાળા આવી રાજબાળાઓનાં શરીરનું અડગપણું તો ક્ષત્રીઓમાંજ રહેલું છે. જાણે કેમ ક્રોધમૂખી સીંહણ ઘણા દીવસની ભૂખી હોય કે ચામુંડા દેવી મહીસાસુરનો હમણાજ વધ કરી આવી હોય એવો દેખાવ રાજબાળાનો નજરે જોવામાં આવ્યો જેથી જરાવાર રહી રાજકુમાર

બોલ્યો છે કે હે હંસવદની, હવે તમે તમારા ક્રોધને સમાવી મારે શરણુ થાઓ આટલા વર્ષના જુદાપણાનો રોષ હું હવે ભૂલી જાઉં છું. આવા બોલ હાસ્યવદનનાં મધુર સ્વરનાં સાંભળી રાજકન્યા કહે, હે રાઠોડ કુમાર ! હંસવદની તમે કોને કહો છો ? દરબાર શ્રી, હંસવદની તો પોતાની સ્ત્રી હોય છે. અગર પર સ્ત્રીને સંસ્કારમાં પ્યારથી મેળવી હોય તોજ કહેવાય છે. પરંતુ આપ જેવા શુરા સરળ દાની, ને દયાળુ રાજકુમારનાં મોઢામાં પરસ્ત્રી ઉપર આવા બોલ ને સંબોધન દુષ્ટ કટુ વચનથી ખોટા વિશેષણમાં બોલી લપટાવવી એ આપની લાયકાત નથી. તેમ હું આપના સબંધમાં જોડાણી નથી. કેમકે આપના બારોટને પુછો કે મારા પીતાશ્રીના રાજમાં દશોંદી મારા માગા માટે આવેલા હતા એ વખતે હું કુંવારી હતી કે નહિ ? અને જો કુંવારી નહોતી તો એક ગરીબ કુટુંબની સ્થીતીએ પહોંચેલા ગડીયા ઠાકોરથી મારૂં સગપણ જોડેલું હતુ કે નહિ ? અને એ જોડેલા સંબધને કનોજપતિની જબરાઇની બીક બતાવી અનીતિને અન્યાયનાં ઇરાદાવડે મારા પીતાશ્રીને ક્ષાત્રવટથી ઉલટા વર્તન બતાવી ભમાવી મારૂં સબંધ તોડી ગયા ને આપ સાથે સબંધ જોડયાનું આપને કહી બતાવ્યું છે. માટે રાઠોડપતિ, એક નજીવાનાં ઘર તોડી, સજીવાને સબળ પુરૂષનું ઘર બાંધી આપવું એ ન્યાયથી ઉલટું છે. ક્ષત્રી કુળને કલંકપાત્ર બનવા જેવું છે તેમ વળી આપનુ કુળ ક્ષત્રી કુળોમાં મોટું ને શીરોમણી અડગ ગણાય છે તેમાં આજ દીવસ લગી જે જે રાજકુમારો થયા છે તેમનાથી આવું ખેદ ઉપજાવે લજ્જા પમાડે એવું કૃત્ય કોઇ દિવસ થયું નથી. તેમ ઇતિહાસોમાં પણ સાંભળ્યું કે વાંચ્યું નથી. જેથી દયાળુ રાજેન્દ્ર, મારૂં બીરદ છે કે હું એકની

થઇ બીજાની કદી પણ થનાર નથી, અને આપ જો કહો તો આ શરીર અત્યારે આપ સમક્ષ પાડી મરણ શરણને થઇ જવા બતાવી આપું. રાજા રાજકન્યાનાં વિવેક, વિનય ને નીતિનાં વચનો સાંભળી છક્કજ થઇ ગયો અને બારોટને પૂછવા લાગ્યો કે કેમ દશોંદી આ રાજકન્યાનાં થયેલા સબંધને તોડી તમે મારૂં સબંધ જોડયું હતું કે? બારોટ, નીચું જોઇ કહેવા લાગ્યો કે, હા સાહેબ. રાજકુમાર કહે, બારોટ, તેં મારા ક્ષત્રી કૂળને ખોટ લગાડી કલંકીત કર્યું ને આવી વચનપાલક નિર્દોષ બાળાને પજવી પ્રભુ પ્રેરકે, થએલા સંબંધને બગાડી હું કનોજપતિ તેને નીચી પંકતીમાં ઉતારી દેવા કુકર્મ કરી બતાવ્યું. ગરીબનું ઘર માંડી દેવું એ મોટાનો ધર્મ છે, પણ તોડી પાડવું એ ધર્મથી વિરૂદ્ધ છે. આવા ખોટા કૃત્યોને ગુપ્ત રાખી રાજવંશીઓને લડાવી મારવા એ તમારા બારોટનાં કામો છે. જેથી હું તમને માગણ જાણી મારતો નથી પણ મારા રાજ્યમાંથી નીકળી જાઓ કેમકે તમારા જેવા માગણોથી રાજ્યવંશીઓ ભમી જઇ અનર્થમાં જોડાઇ પોતાના કુળ ધર્મથી છિન્ન ભિન્ન થઇ જાય છે માટે જાઓ જાઓ, આજ પછી મને તમારૂં મુખ બતાવશો નહિ. ધિક્કાર છે ધિક્કાર છે.

આવી રીતે બારોટનો તિરસ્કાર કરી પોતાની શમશેર રાજબાળાના પગમાં મૂકી આપી. અને ધન્યવાદ દઇ કહ્યું કે, વીરબાળા, આજથી તું મ્હારી ધર્મની બ્હેન છો. મને તારા વિષેની ખરાબ લાગણીઓ થઇ છે જે વિષે હું તારી માફી માગુ છું. આવા વચનો કહી અમરસિંગ જમીન તરફ જોઇ પશ્ચાતાપ કરવા લાગ્યા. એ

વખતે જેજેવંતીએ દાસીને સમસ્યાથી ચેતવણી આપી એટલે બન્ને રાજકન્યા તરત તંબુમાં આવી કનોજના રાજકુમારનાં ગળામાં વરમાળા આરોપી દીધી. એ વખતે જેજેવંતી સમરસીંગને કહેવા લાગી કે આપે મારા પીતા પાસે બે કન્યાની માગણી કરેલી હતી અને તેમ થવાની કબુલત ને મારા પીતાએ અનુમોદન આપ્યું હતું માટે હે રાજેન્દ્ર

દોહા—"દીકરીઉં દેવાય વવારૂં વહોરાય નહિ,
એક સાટે બે એભલદલ છુટી વળે,
માગણી માનવંતાં તણી પૂરે એભલસંગ રાય,
અણુગમતા અન્યાય. કેદી મ કરશો કારમા.
રૂપ ગુણને સમૃદ્ધી પ્રેમ કદી નહિ જોય,
અંધ થઇને આથડે, જાત ભાત નહિ જોય."

એ વખતે કનોજના રાજકુમાર જયા વિજયા બન્ને રાજકુંવરીઓને જોઇ ઘણાજ ખુશી થયા અને કાશીરાજાને મણીકણીંકાના ઘાટ ઉપરથી બોલાવી, બન્ને કન્યાનાં લગ્ન વેદવિધીએ કરી દેવા આનીધ બોલાવ્યા. કાશીરાજાએ વિધીયુકત લગ્ન કરી આપ્યા એટલે કનોજપતિ પોતાની સ્વારી ઉપાડી કનોજ તરફ વિદાય થયા. ત્યાર પછી આભાપૂરીનાં રાજા એભલસીંગ રાણીવાસ સહીત આવે છે એવા ખબર સાંભળી રાજકન્યા સામા જવા આજ્ઞા કરી, અને એભલસીંગને રાણીવાસ એ સાથ સર્વે કાસીરાજાનાં રાણીવાસમાં આવ્યા. ત્યાં જેજેવંતી પીતા એભલસીંગને તથા માતા ઝાલોદ પદમણી અને દાસીઓના જુથને પૂછવા લાગી. એ વખતે એભલસીંગ રાજા

અળગળા થઇ ગયા અને ફુલસંગ વજીર એભલસીંગ રાજાના ચરણમાં નમી પડયો. એભલસીંગે રાજકન્યાને કુશલતામાં વજીરે મેળવી આપી જેથી તેને ધન્યવાદ આપ્યો કે ધન્ય છે પ્રતાપી પુરૂષ, તમે રાજ્યનું નીમક ખાઇ જે રાજ્યનું હીત કરી બતાવ્યું છે જેને માટે અમો આપના રૂણી છીએ. પુત્રી કહે પીતાજી બારોટનાં કૃત્યનો બદલો અપાવી દીધો છે. કનોજનાં રાજકુમાર ને તમારા આપેલા વચનને પાળવા કાશી રાજાની બે કુંવરીઓ પરણાવી આપી વિદાય કર્યા છે. હવે મારા લગ્ન આપ વેદવીધિએ કાશી જેવા પવિત્ર સ્થળમાં ગંગાજી તથા વિશ્વનાથની સાક્ષીએ કરી આપો. મેં મારૂં શિયળ અને લીધેલું બીરદ આજ દિવસ સુધી નીભાવી રાખ્યું છે એ પ્રતાપ આપ વડીલ માવિત્રોનો માનું છું એમ કહી મોટા મંડપ બંધાવી, શુસોભિત સાહીત્યોથી શોભાવી કાશીના પંડીતોને બોલાવી કાશી રાજા સમક્ષ રાજા એભલસીંગે રાજકન્યા જેજેવંતીનું કન્યાદાન ફુલસંગ વજીરને આપ્યું અને પોતાનું રાજ્ય ચાર મંગલ વર્તાવી કન્યાદાનમાં વજીરને બક્ષીસમાં આપ્યું.

આવો માંગલીક ઉત્સવ સ્ત્રી પુરૂષનો આંતરીક પ્રેમ જેનો મહિમા એટલો તો વખણાઇ ગયો કે રાજા મહારાજાઓ રાજકન્યા જેજેવંતીને ધંન્યવાદ આપવા લાગ્યા. એ વખતે રાજ-કન્યા પોતાની અંગરક્ષક દાસીઓની ખબર અંતર પૂછવા લાગી કે કેમ બહેન, તમે ખુશીમાં છો કે. એટલામાં કંકુડી બાનડી રાજકન્યા સામે આવી કહેવા લાગી કે બહેન તમે તો પરણ્યા પણ તમારા પાપમાં મારો વર રીસાઇ ગયો. અને

આ મીંઢોળને કંકણુ મારા હાથમાં હજી લટકયા કરે છે. એમ કહી રાજકન્યાને હાથ દેખાડે છે. આવા ચોરાના વચન સાંભળી રાજકન્યા ખડખડ હસવા માંડી ને બ્રાહ્મણુને બોલાવી એજ વખતે, એજ મંડપમાં કંકુડીનાં ધુતારા સાથે લગ્ન કરી આપ્યા ને કહયું કે "કેમ કંકુડી, હવે તું ખુશી થઇ કે" દાસી કહે, હા બહેન, આગળ પરણી હતી અને આ વિવાહ હવે તાજેતર થયા કહેવાય. ધુતારાને રાજકન્યાએ એનો એજ અઢી રૂપીયાનો દુપટો હતો તે આપી દીધો અને રાજ તરફથી સીરપાવ આપી દોઢીમાં છડીદાર નીમી બેસાડયો. અને કહ્યું કે જ્યાં હું ત્યાં કંકુડી અને કંકુડી ત્યાં તારે રહેવું પડશે. ધુતારો હસતાં હસતાં કહે ધણી ખમ્મા રાજ્યમાતા, તમારી વિશ્વનાથ સહાય ચડતી કળા રાખે. મારા જેવા અપરાધીને અપરાધોની ક્ષમા બક્ષી દુનીયાદારીમાં જોડી દીધો. એ એશાન ધુતારો શીરોદ્ધાર કરી નોકરી ઉપર દાખલ થયો. બેભલસીંગ રાજા પૂત્રીને મલી તેના વિવાહ કરી આભાપુરી નગરી આવ્યા. એમ કરતાં કાશીમાં કેટલાક દિવસો ફુલસંગ વજીર રહયા અને પોતાનો રાણીવાસને સૈન્ય સાથે લઇ પોતાનું મૂળ શહેર જે ત્રાંબાવટી હતું ત્યાં પહોંચી આવ્યા. અને પાદરમાં તંબુ નાંખ્યા. ને લડાઇનાં મોરચા તૈયાર કર્યા અને નંદરાજાનાં કારભારીને કહાવી મોકલ્યું કે લડાઇ કરવા તૈયાર થાઓ યા શહેરને સોંપી શરણુ થાઓ. દુતે કારભારીને ખબર આપ્યા. કારભારી પોતાના હજુરના માણુસોને લઇ શરણે આવ્યો અને ત્રંબાવટી સોંપી આપી ફુલસંગે નંદરાજાનો વાવટો ઉતારી ત્રંબક-સેનના વાવટો ચડાવી દીધો. રાજા ફુલસંગ ત્રંબકસેનની રાણીવાસની

દોઢી પાસે પોતાના સાત સ્વારો અને એક સચીવ ત્થા બારોટ સાથે આવી પહોંચ્યા. દોઢીમાં ત્રંબકસેન પોતાના કારભારી સાથે નિર્માલ્ય અને નિર્જીવ રૂપે બેઠા હતા ત્યાં વજીરના બારોટે ખબર આપ્યા કે કારભારી ત્રંબકસેન રાજાને કહો કે તમારા નાના ભાઇ ફુલસંગજી પધાર્યા છે ને આપને મળવા ઇચ્છે છે. કારાભારીએ એ એ વાત ત્રંબકસેનને કરી પરંતુ ત્રંબકસેનના ભાઇના વિયોગથી ત્થા રાજના ગયાથી નાડીયો શીથીલ થઇ ગઇ હતી ઇંદ્રીયો બહેર મારી ગઇ હતી જેથી સાંભળવું મુશ્કેલ થઇ પડયું હતું, કારભારીએ પાસે આવી મોટે સાદે કહી સંભળાવ્યું કે તરતજ ઉભો થઇ ગયો ને કહેવા લાગ્યો કે "કયાં છે મારો લઘુબંધુ ફુલસંગ" ત્યાં ઘોડા ઉપરથી ઉતરી મોટાભાઇને બાથમાં ભીડી મસ્તક નમાવ્યું અને કહેવા લાગ્યો કે હું ફુલસંગ આપના શહેરને બાહુબળથી હાથ કરી તમારા નામનો વિજય વાવટો ચડાવી દીધો છે એ સાંભળી ત્રંબકસેન નાનાભાઇને હ્રદયમાં ભીડી નેત્રમાં અશ્રુઓની ધારા પડતાં કહેવા લાગ્યા કે ભાઇ, મેં તારા ઉપર જે જુલ્મો ગુજારી દેશનીકાલ કર્યો હતો તે અવગુણ મનમાં નહિ લેતાં તેં આખરે મારી ગઇ રીયાસતને પાછી મેળવી આપી માટે બાપ, મને ધિક્કાર છે અને તેને ધન્યવાદ છે મહાન પુરૂષો કહી ગયા છે કે—

દોહરા:—કડવી હોયે લીંબડી, શીતળ જેની છાંય,
બંધવ હોય અબોલણા, તોએ પોતાની બાંય;
કુલ ઉજાર્યો બાપરો, દીન ઉજવળ દેખાય,
શુળ કાઢયો જ્યાં સુંદરી, કરી બેલપ જમણી બાંય;

તરૂણીવશ હું થૈ રહયો, કર્યો તુજ તિરસ્કાર,
રાજ લાજ ગુમાવીને, કષ્ટ વેઠયું અપાર.

આ પ્રમાણે હૃદયભેદીક પ્રેમનાં વચનોથી બંને બંધવો અરસપરસ ભેટયા. અને રાજમાતાને મલવા ફુલસંગજીએ દાસીને કહયું એટલે ત્રંબકસેનની સ્રી જે પોતાની ભાભી થાય તે મળવાને આવી. તેને ફુલસંગે દંડવત કરી નમન કર્યું ને રાણી જેજેવંતીને વિમળા બંને રાણીઓ જેઠાણીને પગે લાગી. તે વારે ફુલસંગે ભાભીને કહયું કે "રાજમાતા, જરાયે શોચ કે અણગમો બતાવશો નહિ જે કાંઇ થઇ ગયું છે તે ભાવીની પ્રબળતા છે તમો વડીલ રાજમાતાનાં પ્રતાપે મને કાશીનું રાજ્ય મલ્યું છે. બે સ્રી પરણ્યો છું અને જે કાંઇ વનવાસમાં દુઃખ સહન કર્યાં છે તે મારા કર્મનાં દોષથી મેં ભોગવ્યાં છે. હું દેશવટે ગયો તે વખતે તમને કહેતો ગયો હતો કે

દોહરા—ભાભી, ખાજ મેલી અખાજ ખાઇએ નહિ,
ન જાઇયે અવળી વાટ
તમથી ભલેરી ગોરીયા લાવું અમારા .ઘર માટ.

એમ કહી બન્ને સ્રીઓને ભાભી સાથે મેળવી આપી. એ વખતે ફુલસંગ કહે છે કે ભાભી, નેવાના પાણી મોભે કદી પણ જાય નહિ. તેમ તમે મને જે આળ ચઢાવી કલંકીત કર્યો છે એ કલંક તો મારી જીંદગીભર એમને એમ રહેવાનું છે જેનો પસ્તાવો કદી પણ મટ-

નાર નથી. કદી મારો વાંક હતો યા ન હતો એ પરમાત્મા જાણતા હશે પણ તમને મહારાણીનું પદ ઇશ્વરે આપ્યું હતું તે પદનું મહત્વતા-પણું તમારાથી નીભાવી શકાયું નહિ. જેમકે મહત્ત્વતાનાં પદને મહાન પુરૂષો કહી ગયા છે કે

દોહરા—જલ મધરને જાળવે, અવગુણ કરે અપાર,
વડાને ન હોય વિકાર, સાહેર પેટા શુરના,
ભીંત ભાર ઝીલી શકે, ત્રાંટા સહે ન ભાર,
એ સુત્રને અનુસરી, કુલટા નીવડી નાર.

આવાં વચનો સાંભળી ભોજાઇ નીચું જોઇ શરમને આધીન થઇ ગઇ અને દેવરને કહેવા લાગી કે હે પ્રતાપી રાજકુંવર ! તમારા નીખાલસ અને પવિત્ર દિલને મેં કલંકીત કરી જગજાહેરમાં મૂકી આપ્યું છે. પરંતુ હે બાપ, કંચન તે અંતે કંચનજ રહેશે તે કોઇ દિવસ પીતળ થતું નથી વળી મારા જેવી કુલટા અને ઇર્ષાળુ રાજમાતા-ના અવગુણોની મને ક્ષમા બક્ષી આપશો એ મારી વિજ્ઞપ્તી છે. એવા વચનો સાંભળી ફુલસંગે રાજમાતાને શાન્તી આપી. પૂત્રભાવના બતાવી અને ત્રંબાવટીનું રાજ પોતાના ભાઇના સ્વાગતમાં રાખી કાશીના રાજ તરફ ચાલી નીકળ્યા. કાશીએ આવી ફૂલસંગજીએ પોતાનું રાજ સંભાળી લીધું. ત્યાં ન્યાયનીતીએ કાશી રાજ્યનો વિજય વાવટો આબાદીમાં મુકયો અને બન્ને રાણી સહીત ધર્મ, અર્થ, મોક્ષનાં પદ પામવા પવિત્ર ક્ષેત્રમાં સત્કર્મો કરવા લાગ્યા.

બ્રાહ્મણોને દાનદક્ષણા આપી ભાટ ચારણોને ખુશી કર્યા આવા સત્યવાદી નેકીટેકી રાજવીરો તથા શીયળવંતી ક્ષમાશીલ સુંદરીઓને શ્રી પરમાત્મા સદાએ વિજય આપે છે, અને તેમની સુકીર્તિ આ દુનીઆમાં ચિરસ્થાઇ ગવાય છે.

અસ્તુ, અસ્તુ, અસ્તુ.



ના બ્હાના હેઠળ વ્યભિચારો ખેલતા—જમાવતા

# દેવમંદિરના મહારાજોનાં ભોપાળાં

રજુ કરતી સામાજીક નોવેલ જેમાં

મંદિરોના મહારાજો પોતાના ભોળા ભકતો તેમજ ભકતાણીઓને સોનેરી જાળમાં કેવી રીતે ફસાવે છે, સ્વાર્થને ખાતર બુઢ્ઢી ડોકરીઓ મંદિરના મહારાજા પાસે કુમળી વયની બાળાઓને કેવી રીતે ફસાવી લાવે છે, ભોળા ભકતોની અંધશ્રદ્ધાથી લાખો રૂપીયા દેવદ્રવ્યમાં જાય છે, તેનો મહારાજો કેવા કેવા દુરૂપયોગ કરે છે, કુંવારી બાળાઓને ફસાવતાં પોતેજ પાથરેલી સોનેરી જાળમાં ફસાતાં મહારાજોનાં કારસ્થાનો રજુ કરતું

સચિત્ર

# સમાજનો સડો

ભાગ ૧–૨.

જ્ઞાતિ પટેલોની જોહાકી, નિર્વાણનો ભેદ અને અગમનિગમની વાતો, હરિચંદ રાજાનો ધર્મ, નર્વાણ ચઢાવવાના બ્હાને વ્યભિચારના અડ્ડા ચલાવતા મહારાજો, વિધવાનું શીયળભ્રષ્ટ કરી, ગર્ભપાતનાં કાળાં કર્મો અને ખૂનનાં કાવત્રાં, તેમજ વેશ્યાની દલાલી, તેમજ અનેક જાતનાં ભયંકર કાળાં કામો અને છેવટ કોર્ટ દરબારમાં મહારાજનાં પોગળ ખુલ્લાં થતાં તેનો કેવો બુરો અંજામ મળે છે, તેનો પુરેપુરો ચિતાર રજુ કરતું અમોલું પુસ્તક—જરૂર વાંચો, પાકું બાઇન્ડીંગ, ઉંચા આર્ટ પેપર, ૨૨૫ પાનાં.

બે ભાગના રૂ. ૩) વી. પી. પોસ્ટેજ ૮ આના વધુ.

વિલાસ ઓફીસ,

૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

( બીજાં પુસ્તકો માટેનું સુચીપત્ર મંગાવો. )

વાંચો ! સ્વતંત્ર વિચારો દર્શાવતું અણુમોલ સાહિત્ય વાંચે

**આઝાદી માટે તલસતા ભારતના યુવકો અને યુવતીઓ**

**દેશના મહાન પુરૂષો અને સ્વદેશને સર્વસ્વ અર્પનાર વિભૂતિઓના વિચારોને આચારમાં મુકવાની તમારામાં પુરેપુરી હીંમત છે?**

**પ્રાચિન પ્રણાલિકાવાદના ફુરચેફુરચા ઉડાડતી,**
**અસ્પૃશ્યતાનાં કાળાં કલંકોને સાફ કરતી,**
**તદન નવીજ અને સંસ્કારી ભાવનાઓ રજુ કરતી,**
**સ્વતંત્રતાવાદના સંપુર્ણ વિચારો પ્રકટાવતી,**

**સ્વતંત્ર દિશા દર્શાવતી નવીન નવલકથા**

# ધુંધવાતો અગ્નિ

જેને પાને પાને સ્વતંત્રતાનું ચણતર ચણાયેલ છે.

જાગીરદારોની જોહાકીને ઉરાડતી, વડીલોની ઝારશાહી સામે સ્વતંત્રતાવાદનો સામનો કરાવતી, આઝાદી માટે સર્વસ્વ હોમનારા તથા સમાજના સડાને ઠોકરે મારતા નવયુવકો અને યુવતીઓ વિગેરે અનેક બાબતોનો સંપૂર્ણ ચિતાર રજુ કરતી આ નવલકથા દરેક ભારતવાસીઓને ઉપયોગી થઇ પડે તેવા અનેરા સાહિત્યથી ભરપૂર છે.

કિંમત રૂ. ૧ાા વી. પી. પોસ્ટેજ છ આના વધુ.

૨૫૦ પાનાં, ઉત્તમ કાગળ, પાકા બાઇન્ડીંગનું દળદાર પુસ્ત

તુરત લખો:— વિલાસ ઓફીસ,
૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુ

બીજાં પુસ્તકો માટે પ્રાઇસલીસ્ટ મંગાવો.



## કવિત.

ગંગ ધરં લટસંગ, અંગ આસન વાઘમ્બર,
અતિ ઉમંગ ઉછરંગ ધંન અર્ધાંગ ઉમાવર.
ભસ્મી અંગ પીએ ભંગ ચંગ ડમર ત્રીસૂલકર.
રૂંઢ માલ ગલે સંગ વ્યાલ ભોયંગ ગલંધર.
ત્રૈલોચન રતિપતિ દહંન નંદી પતિ તારંનતરંન,
કનૈયા કેશવ કર જોર કહે, જય શંકર અશરન શરન.